

## પ્રસ્તાવના

આ પુસ્તક મૂળ નિબંધરૂપે હતું. તે નિબંધ શ્રીપંચમહાલ રેવાકાંઠા સાહિત્યસભા–ગોધરાની જાહેર ખબર વાંચી લખવાનો વિચાર થયો હતો. તે પૂર્વે પાટણ હાઈસ્કૂલમાં 'સામાન્ય જ્ઞાન વ્યાખ્યાનમાળા'ને અંગે મ્હારે ભાગ 'જૂની ગુજરાતી'નો વિષય નિવેદન થયેલો હોવાથી તે સંબંધી મ્હારા વિચારોને કાંઈક વ્યવસ્થિત સ્વરૂપમાં મૂકવાનો અવસર મ્હને સાંપડ્યો હતો. તા. ૧૨-૩-૧૯૨૯ના રોજ [illegible] વ્યાખ્યાનમાળાનું મ્હારૂં ભાષણ થયા પછી ત્હેને 'બુદ્ધિપ્રકાશ'માં છપાવા માટે મોકલી આપ્યું હતું તે બુદ્ધિપ્રકાશના સને ૧૯૨૯ના એપ્રીલ–જુને માસના અંકોમાં પ્રસિદ્ધ થયું છે. ત્યાર પછી ઉપર્યુક્ત સાહિત્યસભાની જાહેર ખબર વાંચી અને મ્હારે તે નિબંધ લખવો, એવી ત્હેનું મ્હારા મિત્ર રા. રા. જમનાદાસ કાળિદાસ શા૦ ન.

બી એ. નુ પ્રોત્સાહન મળતા હુ તે નિબધ લખવાને પ્રેરાયો હતો અને નિબધને માગેલા પરિમાણનો કરી–માન જેમ યાદ આવ્યુ તેમ ટાચણ રૂપે તા ૩૧-૧૨-૧૯૨૯ના રોજ મજકુર સાહિત્ય સભાના ઉત્સાહી મ ની શ્રીયુત ભીખાભાઇ પુરષોત્તમ વ્યાસ ઉપર ત્હેને ગોધરે મોકલી આપ્યો

આ નિબધના પૂર્વ ઇતિહાસનુ પ્રકરણ મ્હારા તરફથી આટલુ થયા પછી શ્રી પ રે મા સભાના મત્રી આ સબધી વિશેષ હકીકત પૂરી પાડે છે તે ત્હમના શબ્દોમા આપવી ઉચિત છે તેઓ લખી જણાવે છે કે–"પ્રાચીન ગુજરાતીના સશોધક સ્વ મણિલાલ બકોર-ભાઈ વ્યાસ પોતાની છેલ્લી જિદગી ગોધરામા ગુજારતા હતા, અને તેજ સ્થળે તેમનુ અવસાન થયુ હતુ તાજેતરમા સ્થપાયેલી "શ્રી પચમહાલ રેવાકાઠા સાહિત્યસભા"ના એ સભ્ય હતા તેમના સ્મરણ મા સભા પ્રત્યે દિલસોજી ધરાવનાર શ્રી નટવરલાલ દા પરીખ, એમ એ એલએલ બી એમણે એક સુવર્ણચદ્રક ભેટ ધર્યો, અને સભાએ તેમનાજ પ્રિય વિષય 'જૂની ગુજરાતી ભાષા' ઉપર બૃહદ્ ગુજરાત પાસે જાહેર નિબધ માગ્યો લગભગ પાચ છ નિબધો આવ્યા હતા તે નિબધો તપાસવાનુ ઉચ્ચ કાર્ય ગુજરાતના વયોવૃદ્ધ સાક્ષરરત્ન દી બા કેશવલાલ હ ધ્રુવ સાહેબને સુપ્રત કર્યું, અને તેઓશ્રીએ કિમતી સમયનો ભોગ આપી આ કાર્ય હોશથી કરી આપીને સભા ઉપર ઉપકાર કર્યો છે એ ? નિબધો પૈકી ભાઇશ્રી ચતુરભાઇ પુ પટેલના નિબધને સારો ગણ્યો હતો, અને જણાવ્યુ હતુ કે 'ઇનામને લાયક એકે ય નથી, પરતુ જો સભાને ચદ્રક આપવો હોય તો આ નિબધ સૌમા ઠીક છે' એ આધારે અમારી કમિટીએ એ સુવર્ણચદ્રક ભાઇશ્રી ચતુરભાઇ પુ પટેલને ભેટ કર્યો હતો"

મુ ધ્રુવ સાહેબનો ઉપલો અભિપ્રાય મૂળ નિબધ માટે છે મજકુર નિબધને ગોધરે મોકલી આપ્યા પછી મ્હારા વધુ અભ્યાસનો નિષ્કર્ષ

ત્હેમાં ઉમેરી વ્યવસ્થિત સ્વરૂપમાં ત્હેને મફી નવીનજ સ્વરૂપમાં ત્હેની સને ૧૯૩૧ના ઑગસ્ટમાં મુદ્રણપ્રત તૈયાર કરી, અને સૂચના, વગેરે માટે તે પ્રતને મુંબાઇ શ્રીયુત મોહનલાલ દલીચંદ દેસાઇ ઉપર મોકલી આપી. ત્હેમણે કેટલીક કિંમતી સૂચનાઓ કરી તથા કેટલાંક પુસ્તકો અને જૂની ગુજરાતીનાં કાવ્યોના ઉતારા મ્હને મોકલી આપ્યાં. તે બધાંનો મ્હેં યથાયોગ્ય ઉપયોગ કર્યો છે.

મુંબઇથી પ્રત પાછી આવતાં, અને સાહિત્યસભા તરફથી છપાવવાની મ્હને પરવાનગી મળતાં, એ મુદ્રણપ્રતને મ્હેં વડોદરે "શ્રી સયાજી સાહિત્યમાળા"માં પ્રગટ કરવા મંજુરી વાસ્તે મોકલી આપી. ભાષાન્તર કમિટી તરફથી એ નિબંધને સાક્ષર શ્રી. અતિસુખશંકરભાઇએ તપાસ્યો, અને ત્હેમણે જે સૂચનાઓ કરી તે અમલમાં મૂકી તથા વચ્ચે પડતા બે વર્ષના અભ્યાસનો સાર ઉમેરી માહે ઑગસ્ટ ૧૯૩૩માં ફરી મુદ્રણપ્રત તૈયાર કરી. તેજ અરસામાં એટલે સને ૧૯૩૩ના જુલાઇના પ્હેલા અઠવાડિયામાં તાજેતરમાં બ્હાર પડેલુ સ્વ. નરસિંહરાવભાઇનું "Wilson Philological Lectures" Vol II મ્હારા હાથમાં પ્રથમ વાર આવતાં ત્હેના વાચન પછી પણ સદર મુદ્રણપ્રતમાં પાછળથી ફેરફાર કરવા પડ્યો છે. ટૂંકામાં છેવટ સુધી ત્હેમાં ફેરફાર થયા કર્યા છે.

સદર પુસ્તકમાં જે ઉદાહરણ લીધાં છે તે જણાવવા જે તે પુસ્તકનું પૃષ્ઠ આપ્યું છે. ભવિષ્યદત્તકથા વાસ્તે સંધિનો અંક આપ્યો છે. કોઇ કાવ્યમાં અધ્યાય ને કડી, વગેરે નોંધ્યાં છે. માત્ર 'પ્રાચીન ગુર્જર કાવ્યસંગ્રહ' ને 'પંદરમા સૈકાનાં ગુર્જર કાવ્યો'માં જે છૂટક કાવ્યો છે તેઓનાં પૃષ્ઠ કાવ્યદીઠ નથી આપ્યાં, પણ સળંગ પ્રતનાં પૃષ્ઠ આપ્યાં છે; અને અનુકૂળતા આવી ત્હાં કડીનો અંક પણ નાંખ્યો છે, તો કોઇ વખત પૃષ્ઠનો અંક પણ નથી નાંખી

શકાયો સર્વનામ વિશેષણનું પ્રકરણ છેવટ ઉમેરેલું હોવાથી તેમાં અપૂર્ણતા રહી છે વળી ડા ટેસીટોરી, મી બીમ્સ, તથા ડા હાર્નલ વગેરેના પુસ્તકો આની મુદ્રણપ્રત તૈયાર કરતી વેળે હાજર નહી હોવાથી તેમના વાચન વખતે મેં કરેલી નોંધ આધારે અવતરણ લીધા છે તેથી કદાચ તેમાં પણ અપૂર્ણતા કે ત્રુટી માલમ પડે તો તે બદલ હું વાચકવર્ગની ક્ષમા માગુ છુ પરિશિષ્ટ ૧ 'કેટલાક નાનાર્થ શબ્દોની વ્યુત્પત્તિ' નામે મ્હોટે ભાગે પૂર્વે બુદ્ધિપ્રકાશમા પ્રગટ થયેલુ શ્રીયુત મંજુલાલભાઇની આજ્ઞાથી અહી મૂક્યુ છે

આ નિબંધને શ્રીસયાજી સાહિત્યમાળા'મા પ્રગટ કરવાની સગવડ કરી આપવા બદલ હુ શ્રીયુત મંજુલાલ રણછોડલાલ મજમુદારનો ખાસ ઋણી છુ તથા કિમતી સૂચના, વગેરેની મદદ માટે રા રા મોહનલાલ દલીચંદ દેસાઇનો કૃતજ્ઞી છુ આ નિબંધને અસ્તિત્વમા લાવવા મુખ્ય કારણભૂત જો કોઇ હોય તો તે મને ૧૯૨૯ની સાલના પાટણ હાઇસ્કૂલના હેડમાસ્તર સાહેબ રા રા કલ્યાણરાય નથુભાઇ જોષી છે, કારણ સામાન્ય જ્ઞાન વ્યાખ્યાનમાળા'ની યોજના તેમણે ન રચી પૂર્વ તૈયારી કરવાનો પ્રસંગ મ્હને ન આપ્યો હોત તો આ નિબંધ અસ્તિત્વમા આવત કે કેમ તે શંકા છે છેવટે મુદ્રણપ્રતમા વારંવાર સુધારાવધારા સહન કરી કાળજીપૂર્વક મુદ્રણકામ કર્યા બદલ હુ રા ત્રિભુવનદાસ ફીશીભાઇ પટેલનો આભાર માનુ છુ

આ પુસ્તકમા ઘણુ વાંધાભર્યું હશે, એમ હુ સમજુ છુ ગુજરાતી ભાષામા આ વિષય હજુ બાલ્યાવસ્થામા છે અનેક તરફથી આ સંબંધી જુદી જુદી દૃષ્ટિએ ઉહાપોહ થશે ત્યારે કેટલે વર્ષે અમુક મુદ્દા થાળે પડશે તે કહી શકાય નહી મ્હને જેવુ ભાસ્યુ તેવુ લખ્યુ છે એ લખવામા કોઇના પ્રત્યે મ્હારામા અનાદરવૃત્તિ ન હોય છતા મ્હારી ભૂલ સુધારવાને હુ પગેપગે તૈયાર રહુ છુ પ્રથમ

દૃષ્ટિએ સત્ય લાગનાર કેવળ મિથ્યાભાસ પણ હોવા સંભવ છે, એ આ બાબતનો અભ્યાસ કરનારને જાણીતુ સત્ય છે. માટે તે બાબત દુરાગ્રહ ન હોઇ શકે

આ પુસ્તક લખવામા જે જે પુસ્તકો ઉપકારક નીવડ્યા છે તે તે પુસ્તકના લેખક તથા પ્રકાશક–ઑનો હું આભાર માનુ છુ આ પુસ્તક ગુજરાતી ભાષાના અભ્યાસકોને થોડેઘણે અંશે પણ સહાયભૂત થશે તો હુ મ્હારો પ્રયાસ સફળ થયો સમજીશ. અતમાં ગોસ્વામી તુલસીદાસજીના શબ્દોમા આ વિષયના વિદ્વાનોને પ્રાર્થના કરી ત્હેમના ઋણનો સ્વીકાર કરી વિરમુ છુ

"क्षमिहहिं सज्जन मोर ढिठाई। सुनिहहिं बालवचन मन लाई।
जौं बालक कह तोतरि बाता। सुनहिं मुदित मन पितु अरु माता" ॥
(રામાયણ ૧–૧૨–૮)

૨–૯–૩૫
દાદાસુરદાસની ખડકી
વસો. (નડિયાદ થઇને)

લેખક·
ચતુરભાઈ પુરુષોત્તમદાસ પટેલ.

---

પુસ્તક મળવાનુ ઠેકાણુ
શ્રી પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, લિ
રાવપુરા, વડોદરા.
અગર
લેખક પાસેથી

# ઉપયોગમાં લીધેલાં મુખ્ય પુસ્તકો

(૧) અંગ્રેજી—

1. "Gujarati Language & Literature" Vol I–II By N B Divatia (ગુ ભા સા)
2. "Wilson Philological Lectures" By R G Bhandarkar (ભાષણો)
3. "Notes on the Grammar of the Old Western Rajasthani with special reference to Apabhransh and to Gujarati and Marwadi" By P L Tessitori (Notes)
4. "Comparative Grammar of modern Aryan Languages of India" By Mr Beames
5. Comp Gram of Gaudian Languages" By Dr Hoernle
6. "Origin and Development of Bengali Language" By S K Chatterjee

(૨) સંસ્કૃત—

(१) वाल्मीकि रामायण

(२) मालविकाग्निमित्रम्

(३) स्वप्नवासवदत्तम

(૩) પાલી—

(१) सुत्तनिपात (પી વી બાપટ)

(૪) પ્રાકૃત—

(१) वसुदेवहिण्डी (ભાવનગર, જૈ આ સભા) (વસુ)

(२) कुमारपालप्रतिबोध (ગા પ્રાચ્યમાળા) (કુમાર પ્ર)

(३) प्राकृतकथासंग्रह (ગુ વિદ્યાપીઠ) (પ્રા ક સ)

(४) सिद्धहेम-प्राकृत अध्याय (ભીયાગામ) (સિ હે ૮-૪)

(५) गाथासप्तशती (નિર્ણયસાગર) (ગા સ)

(૬) गौडवहो (ભા. ઓ. રી. ઇન્સ્ટિટયુટ–પુના)

**(૫) અપભ્રંશ—**

(૧) भविसयत्तकहा–पंचमीकहा (ગા. પ્રાચ્યમાળા) (ભવિ.)

(૨) जसहरचरिउ (કારંજા સીરીઝ, સી. પી.) (જસહર)

(૩) अपभ्रंशत्रयी (ગા. પ્રાચ્યમાળા)

**(૬) મરાઠી–(જૂની)—**

(૧) ज्ञानेश्वरी (કુટે–નિર્ણયસાગર–શંક ૧૮૪૫) (જ્ઞાને.)

**(૭) ગુજરાતી—**

(૧) પ્રાચીન ગુર્જર કાવ્ય સંગ્રહ (ગા. પ્રાચ્યમાળા) (પ્રા. ગુ. કા. સં.)

(૨) કાદંબરીનું ગુજરાતી સંક્ષિપ્ત ગદ્યકથાનક (પુરા. ત્રૈ.) (કા. ગુ. સં. ગ. ક.)

(૩) પ્રાચીન ગુજરાતી ગદ્યસંદર્ભ (ગુ. વિદ્યાપીઠ) (સંદર્ભ.)

(૪) વિમળપ્રબંધ (મ. બ. વ્યાસ) (વિ. પ્ર.)

(૫) પંદરમા સૈકાનાં ગુર્જર કાવ્યો (ગુ. વ. સોસાયટી) (પ્રા. ગુ. કા.)

(૬) ભાલણકૃત કાદંબરી પૂર્વભાગ (કે. હ. ધ્રુવ. પ્રથમ આવૃત્તિ) (કાદં.)

(૭) હરિલીલાષોડશકળા (ગુ. વ. સોસાયટી) (હરિપી.)

(૮) કાન્હડદેપ્રબંધ (ડેરાસરી) (કા. પ્ર.)

(૯) સિંહાસનબત્રીશી (ભરૂડેળ કમિટી) (સિંહાસન.)

(૧૦) જૈન ગૂર્જર કવિઓ ભા ૧ (મો. દ. દેસાઇ)

(૧૧) બુદ્ધિપ્રકાશના અંકો (બુ. પ્ર.)

(૧૨) ફારસી–અરબી શબ્દોનો કોષ. (ગુ. વ. સોસાયટી)

**(૮) ઉતારા—**

(૧) સુદયવત્સ ચઉપઇ પ્રબંધ (ભીમ કવિ) (સુદયવત્સ.)

(૨) વિદ્યાવિલાસ પવાડો (હીરાણંદસૂરિ) (વિદ્યાવિ.)

(૩) નેમિનાથફાગ (જયશેખરસૂરિ) (નેમિ)

(૪) ક્રિયારત્ન સમુચ્ચય (ગુણરત્નસૂરિ) (ક્રિયારત્ન.)

# અનુક્રમણિકા



# જૂની ગુજરાતી ભાષા

## પ્રકરણ ૧ લું

### લોકભાષાનો અવતાર

હિન્દુસ્તાનની બીજી આર્ય ભાષાઓની માફક ગુજરાતી પણ સંસ્કૃતની પ્રપૌત્રી છે. સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ ને ગુજરાતી—એ ક્રમે લોકભાષાનો વિકાસ થયો છે. પાણિનિએ સંસ્કૃત ભાષાને શૃંખલાબદ્ધ કરી ત્હેની શિષ્ટતા સાચવવારૂપી તે ભાષા ઉપર મ્હોટો ઉપકાર કર્યો છે. વેદની ભાષામાં અને તે પછીની બ્રાહ્મણ અને આરણ્યક ગ્રન્થોની ભાષામા અન્ય દેશો સાથેના સંપર્કને લીધે વિકારો ને વિદેશીય તત્ત્વો દાખલ થઇ ગયાં હતાં, એ વાત સ્પષ્ટ છે. અથર્વવેદની અંદર ખાલ્ડિયન સંસ્કૃતિના સર્પ, વગેરેના ઝેરને ઉતારવાના મંત્રશબ્દો દાખલ થવા પામ્યા છે, એમ સ્વ. લોકમાન્ય ટીળકે પ્રતિપાદન કર્યું છે. આ પ્રમાણે ભાષામાં દાખલ થતી અશુદ્ધિને અટકાવવા અને ત્હેની શિષ્ટતા જાળવવા પ્રથમ પ્રયાસ કરનાર જો કોઇ હોય તો તે પ્રખર વૈયાકરણ ભગવાન પાણિનિ છે.

ભાષાશુદ્ધિ જાળવવાની ભગવાન પાણિનિની આટલી તાલાવેલી હોવા છતાં લોકભાષાનું સ્વરૂપ ત્હેનાથી શી રીતે સચવાય? પાણિનિને આ ભગીરથ પ્રયાસ કરવો પડયો ત્હેનું મુખ્ય કારણ એ છે કે ત્હેના સમયમાં શુદ્ધ સંસ્કૃત ભાષા ધીમે ધીમે અપભ્રષ્ટ થવા લાગી હતી. વિદ્વાન બ્રાહ્મણોમાં પણ ત્હેનો ચેપ લાગેલો. તેથી વિદ્વાનની ભાષા

શુદ્ધ રહે તેટલા વાસ્તે ત્હેણે પોતાની 'અષ્ટાધ્યાયી' લખી જનાં જનતાની ભાષા આવા પ્રયાસથી પોતાનો પ્રવાહ છોડી દે, એ બનતું અશક્ય છે પરિણામે ભાષાના બે વ્હેણ પડી ગયા (૧) પાણિનિના વ્યાકરણને અધીન વિદ્વાનોની ભાષા ને (૨) સામાન્ય જનતાની લોકભાષા. રામાયણ ભાગવતાદિ સંસ્કૃત પુસ્તકોમા એ'વા કેટલાક પ્રયોગો છે જે'ને અપાણિનીય પ્રયોગ કહી શકાય આવા પ્રયોગોને 'આર્ષપ્રયોગ' કહે છે પણ વાસ્તવિક રીતે તે અશુદ્ધ પ્રયોગજ કહેવાય. ધાતુના સબંધક ભૂતકૃતના રૂપમા, જો ધાતુ પૂર્વે ઉપસર્ગ આવ્યો હોય તોજ य પ્રત્યય લગાડાય છે, છતાં સંસ્કૃતમાં પાછળથી ઉપસર્ગ રહિત ધાતુને પણ य લગાડવામાં આવ્યો છે. ધાતુના પદમાં પણ વિવેક જળવાયો નથી આ બધી અસર લોકભાષાની બન્ને ભાષાઓએ અરસપરસ એક બીજા ઉપર અસર કરી છે, છતા પડિતોની ભાષામા ને ત્હેમના લખાણમા સસ્કૃત ભાષા મચવાઇ રહી.

અહી એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે પ્રાકૃત ભાષા સસ્કૃતમાથી જન્મી કે સસ્કૃત પ્રાકૃતમાથી. પાણિનિના વ્યાકરણને આધારે બોલાની ભાષા તે સસ્કૃત. પાણિનિ પૂર્વે ભાષાને 'સંસ્કૃત' એવું નામજ આપવામાં આવ્યુ ન હતુ પાણિનિએ થોડા ઘણા સંસ્કારો આપ્યા. અશુદ્ધને બાતલ કરી શુદ્ધ લાગ્યા તેટલા રૂપ સઘર્યા, માટે ત્હેને સસ્કાર પામેલી–સસ્કૃત એ'નુ નામ ત્હેનો સમયથી પ્રાપ્ત થયું. પાણિનિની પૂર્વે લોકભાષાએ કાંઇક જુદુ સ્વરૂપ લીધુ હતુ, માટે તો પાણિનિને પ્રયાસ કરવો પડ્યો. એટલે પ્રાકૃત લોકભાષા પાણિનિના પ્હેલા જનમી હતી. તેથી પાણિનિના સસ્કૃતમાથી પ્રાકૃત ભાષાનો જન્મ થયો, એમ કહેવું ઉચિત નથી, તેમ કેવળ પ્રાકૃતમાથી પણ પાણિનિએ સસ્કૃત ભાષાને ઉપજાવી કાઢી નથી. વૈદિક કે મહાસંસ્કૃત-માથી પ્રાકૃત તેમજ પાણિનિનું સસ્કૃત ઉદ્ભવ્યું છે. છતા પ્રાકૃતને પાણિનિના સસ્કૃતની અસર ચાલ રહી છે

પ્રાકૃત વૈદિક સસ્કૃતમાથી જન્મ્યુ, તે જોવા થોડાક ઉદાહરણ લેઇયે તે રૂપ જૂન હોના છતા પણ એટલુ તો તે બતાવે છે કે પ્રાકૃત–લોક ભાષાએ પાણિનિ પૂર્વે જુદુ સ્વરૂપ લીધુ હતુ

(૧) વૈદિક સસ્કૃતમા अस्मे રૂપ બધી વિભક્તિઓમા વપરાતુ યાસ્ક મુનિ જણાવે છે. તે ઉપરથી પ્રાકૃત–અપભ્રશમા अम्हे રૂપ આવ્યુ પાણિનિનુ वयम् રૂપ લોક ભાષામા ઝાઝુ સ્થાન પામ્યુ નથી

(૨) स नावित (હજામ) શબ્દ ખરે વૈદિક સસ્કૃતના स्नावित ઉપરથી આદિ स નો ह થઈ આવ્યો છે પાલી–પ્રાકૃતમા ण्हाविअ શબ્દ છે તે પાણિનિના नावित ઉપરથી આવ્યો હોય તો णाविअ કે नाविअ રૂપ હોવુ જોઇયે પરતુ ण्हा' મા જે ह છે તે स्ना ની સ્મૃતિ કરાવે છે. એટલે સસ્કૃત नावित અને પ્રાકૃત ण्हाविअ બન્ને જૂના રૂપ स्नावित–स्न वित ઉપરથી આવ્યા

(૩) પાણિનિના સસ્કૃત પ્રમાણે ભાવવાચક નામનો પ્રત્યય त्व કે ता, પણ પ્રાકૃતમા त्तण પ્રત્યય વપરાનો તે વૈદિક त्वन પ્રત્યય ઉપરથી આવ્યો ગુજરાતીમા વપરાતો 'પણ' પ્રત્યય (ઘડપણ) તેમજ 'તણ' (એંવાતણ) બન્ને વૈદિક त्वन ઉપરથી પ્રાકૃત–અપભ્રશ દ્વારા આવ્યા છે

(૪) कृ ધાતુ માટે करोति કે कुरुते રૂપ પાણિનિ પ્રમાણે થાય, પણ પ્રાકૃતમા તે ઉપરથી આવતા कारइ ઉપરાન્ત कुणइ રૂપ વપરાય તે વૈદિક कृणोति ઉપરથી આવ્યુ

(૫) સબધક ભૂતકૃદત માટે પાણિનિના સસ્કૃતમા त्वा પ્રત્યય પણ પાની, પ્રાકૃત ને અપભ્રશમા વૈદિક त्वान ઉપરથી

तृण-तॄण-त्रण અપભ્રંશ तृण्णिणु-तविणु. વગેરેમાં જે ण આવે છે તે વૈદિક સંસ્કૃત પરથી ચાલ્યો આવ્યો છે.

(૬) પાણિનિના સંસ્કૃત પ્રમાણે અકારાંત નરજાતિનાં નામ માટે પ્રથમા બહુવચનનો પ્રત્યય अस् છે. વૈદિક સંસ્કૃતમાં એવડો अस्+अस्=असस् હતો પાણિનિ પ્રમાણે 'जन'નું 'जनाः' રૂપ ને વૈદિક સંસ્કૃત 'जनास्.' થતું. આ વૈદિક રૂપ ઉપરથી પ્રાકૃત સંબોધન બહુવચનના રૂપ 'पुत्ताहो, जणाहो', વગેરે આવ્યાં.

(૭) સંસ્કૃતમાં युष्माक રૂપ છે, પરંતુ પાલીમાં तुम्हाक છે. युष्माक ઉપરથી तुम्हाक બને, એ સંભવિત લાગતું નથી. એટલે જૂના વૈદિક तुष्माक ઉપરથી શિષ્ટ સંસ્કૃતમાં त નો લોપ થઈ उष्माक-युष्माक રૂપ આવ્યું ત્યારે બીજી બાજુ પાલીમાં तुम्हाक રૂપ થયું. પાલીમાં त નથી ઉડ્યો એ ત્હેનું જૂનું શિષ્ટ સંસ્કૃત પ્હેલાં પ્રચારમાં આવેલું રૂપ છે, એમ સૂચવે છે. બીજું પાલીમાં સંસ્કૃત एवનો જેવો चेव ઉચ્ચાર થતો ને લખાતો તેમ સંસ્કૃતમાં પણ त् ઊડતાં ભળેલી યશ્રુતિ બતાવે છે કે સં. युष्माक રૂપ શિષ્ટ મનાવા છતાં લોક ભાષાના સંસ્કારનો પાસ એને બેઠો છે.

(૮) પાણિનિના સંસ્કૃતમાં સંબંધક ભૂતકૃદંતનો य ધાતુ પૂર્વે ઉપસર્ગ હોય તો વપરાતો, પણ પ્રાકૃતમાં ઉપસર્ગ રહિત ધાતુઓને પણ य માંથી વ્યુત્પન્ન થયેલો इअ લાગતો. ત્હેનું કારણ વૈદિક સંસ્કૃતમાં ઉપસર્ગ ને ધાતુ વચ્ચે અનેક શબ્દો આવવાથી ધાતુ જાણે ઉપસર્ગ રહિત હોય તેમ લાગતું તેથી.

(૯) પાણિનિના સંસ્કૃત પ્રમાણે चर् ધાતુનું चरति (વ. કા. ત્રી. પુ. એ વ) રૂપ થાય પણ બ્રાહ્મણ ગ્રન્થની ભાષામાં (પાણિનિ

પૂર્વની) चराति-રૂપ થતું. "चराति चरतो भगः" (ઐત્તિરીય બ્રા.) આવાં–બ્રાહ્મણ ગ્રન્થની ભાષાનાં રૂપ જેવાં પ્રાકૃતમાં રૂપ થતાં. "सुट्ठु भव भणादि" (માલવિકા અંક ૧). પાણિનિના સંસ્કૃત પ્રમાણે भणादि ને બદલે भणति થાય છે.

(૧૦) અકારાંત નામના તૃતીયાના બહુવચન માટે પાણિનિના સંસ્કૃત પ્રમાણે एस् પ્રત્યય: जनैः, मनुष्यैः । પણ વૈદિક સંસ્કૃતમાં एभिः પ્રત્યય પણ હતો. जनेभिः, नरेभिः। આ વૈદિક પ્રત્યય ઉપરથી પ્રાકૃતમાં एहि પ્રત્યય આવ્યો जणेहि, माणुसेहि, વગેરે.

(૧૧) સંસ્કૃત ને પ્રાકૃત આજ્ઞાર્થ પ્રત્યય हि વૈદિક धि પ્રત્યય ઉપરથી આવ્યો. 'शृणु' માટે વેદમાં शृधि વપરાતું. તે ઉપરથી પ્રાકૃતમાં सुणहि રૂપ થયું.

(૧૨) પાણિનિના સંસ્કૃતમાં ळ નથી, છતાં પૈશાચી પ્રાકૃતમાં તે આવ્યો છે, અને ગુજરાતીમાં હાલ વપરાય છે. તે વૈદિક સંસ્કૃતમાં હતો. "अग्निमीळे पुरोहितं" ॥

(૧૩) સંસ્કૃતમાં पश्चात વપરાતું. તે ઉપરથી પ્રા. पच्छा થાય. પણ અપ. पच्छइ રૂપ વૈદિક पश्च (નામ)ના સાતમી એ. વ. पश्चे–पच्छे–पच्छइ રૂપે આવ્યું લાગે છે. આ पश्च નામ पश्चिम શબ્દમાં જળવાઈ રહ્યું છે.

(૧૪) વૈદિક एव (इव) ઉપરથી અપભ્રંશ जेम्व, जिँव, जेम, जिम રૂપ આવ્યાં છે.

આ રીતે વૈદિક સંસ્કૃતમાંથી પ્રાકૃત ભાષાઓ ઉદ્ભવી, અને સંસ્કૃત પણ ત્હેમાંથી આવ્યું. એટલે 'સંસ્કૃત'થી પાણિનિનું સંસ્કૃત

માની તે ઉપરથી પ્રાકૃતભાષા ઉદ્ભવી, એ કેટલેક અંશે ખોટુ છે તેમ પ્રાકૃતમાંથી પાણિનિનુ સંસ્કૃત ઉદ્ભવ્યુ, એ પણ ખોટુ. પ્રાકૃત અને સંસ્કૃત બન્ને વૈદિક સંસ્કૃત—બ્રાહ્મણ આરણ્યક ગ્રન્થોની ભાષામાંથી જન્મ્યા

લોકભાષાનું રૂપ બગડતુ ચાલ્યુ તે ચાલ્યુ તે લોકભાષાના વ્હેણુના પાછળથી પ્રાન્તિક ભેદ પડી જુદી જુદી પ્રાકૃત ભાષાઓ અસ્તિત્વમા આવી. તે બધાના મૂળતત્વો તો લગભગ સમાન હોવા છતા જૂજ રૂપ નોખા પડવાથી પ્રાન્તિકતાનો આરોપ થયો. આ બધા વ્હેણમા જૂનુ જે વ્હેણ તે પાલી ભાષા બૌદ્ધ ધર્મના ગ્રન્થો તે ભાષામાં લખાયેલા છે એ'મા સંસ્કૃતના ઘણા રૂપ જળવાઇ રહ્યા છે અદ્યતન ભૂત જે પ્રાકૃતમાથી કયારનોય લોપ થયો છે તે પાલીમા વપરાયો છે उदपादि, सजानिंसु, વગેરે અદ્યતનભૂતના રૂપ છે વળી પાલીમા हुत्वान, दिस्वान, हित्वान, छेत्वान, वत्वान છે જેવા વૈદિક રૂપ ઉપરથી સંબંધક ભૂત કૃદન્તના રૂપ પણ વપરાયા છે સર્વનામના પ્રત્યયો નામને લાગવા પાલીમા શરૂ થયા છે. स्मात् ને स्मिन् પ્રત્યયો, સર્વનામના નર નાન્યતર જાતિના પાચમી ને સાતમી એક વચનના, તે નામને લાગ્યા છે पन्थस्मि, वनस्मि, कायम्हा, मेथुनस्मा, पासादस्मि, ( तम्हा यम्हि સર્વનામ ) लोकस्मि, लोकम्हि, વગેરે આ ઉપરથી પ્રાકૃતનો म्मि પ્રત્યય આવ્યો પ્રાકૃત तम्हा, कम्हा, जम्हा, ઉપરથી અપભ્રંશ जहां, तहा, कहां, વગેરે પચમી એક વચનના રૂપ આવ્યા

આ પ્રમાણે પાલી ભાષા તે સંસ્કૃતનુ નિકટનુ લોકભાષાનુ રૂપ છે પાણિનિના સંસ્કૃત પૂર્વે જે લોકભાષા બોલાતી તે પાલી ભાષા જ હોવી જોઇએ ભગવાન્ શાકયસિંહે પોતાનો ઉપદેશ લોકભાષામા આપ્યો ત્હેના મુખ્ય બે કારણ જણાય છે (૧) સામાન્ય જન-

તાને-ધાંધીમોબ્મી સૌને પોતાનો સંદેશો પ્હોંચડવાની ત્હેમની ઉત્કટ ઇચ્છા (૨) લોકભાષાનું પ્રાબલ્ય.

લોકભાષા શબ્દનાં રૂપની વિપુલતા ને બારીક ભેદનો અનાદર કરી સરળ લાગે તેવાં જરૂરનાં રૂપ સંઘરી બીજાંને જતાં કરે, એ વાત બિલકુલ સ્વાભાવિક છે. આ ધોરણે પ્રાકૃત ભાષામાં સંસ્કૃતના કાળ ને અર્થની સંખ્યામાં ઘટાડો થઈ ગયો. આત્મનેપદ ને પરસ્મૈપદનો વિવેક શિથિલ થઇ ગયો, દશ ગણોની કલ્પના માત્ર કેટલાંક સિદ્ધ રૂપોમાં ટકી રહી, નામના પ્રત્યયો સ્વરાન્ત ને વ્યંજનાન્ત નામ માટે જુદા હતા તે લગભગ સમાન થયા, કૃદન્તમાં આત્મનેપદ ને પરસ્મૈપદનો વિવેક લગભગ નાશ પામ્યો, સંબંધાર્થ કૃદંતના ત્રણ પ્રત્યય त्वा, य, त्य નો વિવેક નાશ પામી ઉપસર્ગ હોય અગર ન હોય તોપણ य નો રૂપ બહુધા વપરાવા લાગ્યો, બે ભવિષ્યકાળને બદલે અદ્યતન ભવિષ્યત્ એકલો પ્રાકૃતમાં રહ્યો. આ જાતની વિપુલતા ને વિવેકનું ધોરણ પ્રાકૃતમાં શિથિલ થયું. પરોક્ષભૂત કથાવશેષ થયો, વિધ્યર્થ ને વર્તમાન કાળના પ્રત્યયોનો વિવેક નાશ પામી વિધ્યર્થના પ્રત્યયો વર્તમાનમાં તથા આજ્ઞાર્થમાં વપરાવા લાગ્યા.

આ જાતની સરળતા પ્રાકૃતમાં આવી. પ્રાન્તિક પ્રાકૃતો ઉત્પન્ન થઇ, અને છેવટે ત્હેમાંથી અપભ્રંશ ભાષા વિકાસ પામી. અપભ્રંશ ભાષાને આહિર લોકોની ભાષા માનવામાં આવે છે. પરંતુ વર્તમાન ભાષાઓને અપભ્રંશનું જે ઋણ છે તે જોતાં, અપભ્રંશ ભાષા મળ આહિરની હોવા છતાં ત્હેનું પ્રાબલ્ય ઘણું હોવું જોઇએ. પરિણામે તે ભાષા સામાન્ય જનતાની ભાષા બની હોવી જોઇએ. તે ભાષાનો ઉદ્ભવ કાળ ઇ. સ. ના સાતમા સૈકાથી નોંધવામાં આવે છે. પરંતુ કાલિદાસના 'વિક્રમોર્વશીય' નાટકના ચોથા અંકમાં અપભ્રંશ રૂપ મળી આવતાં હોવાથી ત્હેનો પ્રાદુર્ભાવ તે સમયે થયો હોવાની શંકા

જાય છે. ભાષાને સ્વતંત્ર ભાષા તરીકે લેખાતાં સૈકાં લાગે. તે પૂર્વે ત્હેનાં ભિન્ન રૂપને ભાષાભેદ ગણી અવગણવામાં આવે તે સંભવિત છે.

ગુજરાતી ભાષા શૌરસેની પ્રકૃત દ્વારા ગુર્જર અપભ્રંશમાંથી ઉત્પન્ન થઇ એમ માન્યતા છે. દરેક પ્રાકૃતનું અપભ્રંશ રૂપ પણ જુદું હતું, એમ માનવામાં આવે છે. પરંતુ સામાન્ય પ્રાકૃતથી પ્રાન્તિક પ્રાકૃતોનો જેટલો (જૂજ) ભેદ તેટલોજ ત્હેમનાં અપભ્રંશનો પણ હોવો જોઇએ. મધ્ય પ્રાન્તના અપભ્રંશમાં ને ગુજરાતના અપભ્રંશમાં બહુ ફેર હોય તેમ જણાતું નથી. થોડાં ઘણાં પ્રાન્તિક રૂપ ત્હેમાં મળે, એ સંભવિત છે; બાકી બહુ ભેદ નથી. આ અપભ્રંશ ભાષાનું વ્યાકરણ હેમાચાર્યે "સિદ્ધહેમ વ્યાકરણ"ના આઠમા અધ્યાયને અંતે આપેલું છે, તેમ ઇ. સ ના ૧૨મા સૈકા પછી થયેલા વૈયાકરણો પણ અપભ્રંશ ભાષાને ભૂલતા નથી. વિ. સં. ૮૩૫માં રચાયેલી 'કુવલયમાલા કથા'માં 'જુદા જુદા પ્રાન્તની બોલીની ખાસિયત આપતાં લખ્યું છે કે–'णउ रे भल्लउं,' भणिरे अह पेच्छइ गुज्जरे अवरे। "आहम्ह काइ तुम्हं मित्तु भणिरे पेच्छए लाडे। 'दिणल्ले गहिल्ले' उज्झविरे तत्थ मरहट्ठे." અહીં લાટ દેશને જુદો ગણ્યો છે. ગુજ્જર દેશ ઉત્તર ગુજરાત ને મારવાડને માટે વાપરેલો લાગે છે. તેમજ મેલ્લા, ગેલા, વગેરેના જેવાં લવાળાં રૂપ મરાઠી ભાષાની ખાસિયત તરીકે નોંધ્યાં છે, જો કે તેવાં રૂપ ગુજરાતીને પણ સામાન્ય છે, છતાં બહુધા સંભળાય એટલે ખાસ લક્ષણમાં નંધાય. આમાં અપભ્રંશ રૂપ છે.

વિ. સંવતના ૧૫–૧૬મા સૈકા સુધી ગુજરાત, મારવાડ ને રજપૂતાનાના કેટલાક ભાગમાં એક ભાષા બોલાતી હતી. જેને ડો. ટેસીટોરિ પોતાની 'Notes'માં જૂની પશ્ચિમ રાજસ્થાની (O. W. - R.) ભાષા કહે છે. ત્હેમાં ને જૂની ગુજરાતીમાં બહુ ભેદ નથી;

કારણું ડો. ટેસીટોરી નોટમની પ્રસ્તાવનામા જણાવે છે કે ' O. W. R. is an immediate offspring of શૌરસેની અપભ્રંશ and the common parent of Guj. & Mar." આ પ્રમાણે જૂની પશ્ચિમ રાજસ્થાની ભાષા શૌરસેની અપભ્રંશમાંથી ઉત્પન્ન થઇ, અને વળી ત્હેણે (અર્વાચીન) ગુજરાતી ને મારવાડીને જન્મ આપ્યો. જૂની ગુજરાતી અર્વાચીન ગુજરાતીની જનેતા તેજ રીતે જૂની પશ્ચિમ રાજસ્થાની ગુજરાતીની જનેતા—એટલે જૂની પશ્ચિમ રાજસ્થાની ને જૂની ગુજરાતીમાં ભેદ નથી. માત્ર જૂની મારવાડીનો પણ સમાવેશ કરવા ડો. ટેસીટોરીએ ત્હેને જૂની પશ્ચિમ રાજસ્થાની ભાષા કહી છે. આ રીતે રાજપૂતાના મારવાડમાં એક ભાષા પ્રચલિત હતી, તે પણ સાબીત થાય છે.

ગુજરાત પ્રાન્ત ઉપરથી ગુજરાતી ભાષાનું નામકરણ થયું. ગુજરાતને 'ગુજરાત' એવું નામ ક્યારથી મળ્યું, ને કેવી રીતે તે નામ આવ્યું, તથા ભાષાને 'ગુજરાતી' નામ ક્યારથી મળ્યું, તે સંબધી મુ. નરસિંહરાવભાઇએ પોતાનાં ભાષણો (ગુ. ભા. સા.)ના પુસ્તક બીજામાં પૃ. ૧૯૨–૨૦૨ ઉપર બહુ ઝીણવટથી ચર્ચા કરી છે. 'ગુજરાત' એવું નામ પ્રથમ આલ્બેરૂની (ઇ. સ. ૯૭૦–૧૦૩૦) આપે છે. આ હકીકત ત્હેમણે મી. દેવદત્ત ભાણ્ડારકરના 'ગુર્જરો' નામના લેખ આધારે લીધી છે. બીજો ઉલ્લેખ માર્કોપોલો (ઈ. સ. ૧૨૫૪–૧૩૨૪) પોતાની મુસાફરીના વર્ણનમાં કરે છે. આ પ્રમાણે બાહ્ય પૂરાવો છે, તેમજ સમયના નિર્દેશ વગરના 'વસ્તુપાલરાસો' માં 'ગુજરાત' શબ્દનો નિર્દેશ છે

" वस्तुपाल तेजिग तणउ अम्हे बोलिस रासो ।
भरतखेत्र धुरि गुजरात अनहिलपुर वासो ॥
(प्रायः वि.सं.१५४८)

તે ઉપરાંત 'સમરારાસુ' (વિ મ ૧૩૭૧) ને 'કાન્હડદેપ્રબન્ધ' (વિ મ ૧૫૧૨)મા આ શબ્દ વપરાયેલો ત્હેમણે નોધ્યો છે ('સમરારાસુ'ની સાલ ૧૪૭૧ને બદલે મ ૧૩૭૧ જોઇએ )

(૧) '...ठिव ए समरऊ ए समरऊ ए समरु आविउ **गुजरात**"
(સમરારાસુ ૩૭)

(૨) "ગૂજરાતિ તે કહીઇ કિસી" (કાન્હડે પ્ર ૧-૨૧)

આ તો 'ગુજરાત' શબ્દનો ઉલ્લેખ થયો, પણ ત્હેની ઉત્પત્તિ સબધી કશો નિર્ણય થઇ શકે નહી

'ગુજરાત' શબ્દ શી રીતે આવ્યો તે સબધી મુ નરસિંહરાવભાઇ પૃ ૧૯૯ ઉપર જણાવે છે કે ગુર્જર લોકો સાથે જ તે નામ આવ્યુ, અને પછી અહીના લોકોએ ત્હેને 'गुज्जरत्ता' એવુ પ્રાકૃત નામ આપ્યુ, અને સસ્કૃત પડિતોએ ત્હેને સસ્કૃત રૂપ गुर्जरत्रा આપ્યુ, છતા 'गुर्जरत्रा' શબ્દનો ઉલ્લેખ નોધતા તેઓ જણાવે છે કે

(૧) गुर्जरत्रा નામ સસ્કૃત મૃત ભાષા નહતી ત્ય્હારે મળી આવતુ નથી

(૨) લગભગ ઇ સ ના આઠમા સૈકાના સમયનિર્દેશ વિનાના કાલજરના લેખમા 'गुर्जरत्रामण्डल' શબ્દ છે.

(૩) ઇ. સ ૮૪૪ (વિ સ ૯૦૦) ના મહોદયના ભોજદેવના દૌલતપુરના તામ્રપટમા गुर्जरत्रामूमि શબ્દ છે.

(૪) ૯૧૮ (કદાચ વિ સ )મા પ્રાકૃતમા લખેલા કકકુના ઘટયાલના શિલાલેખમા 'गुज्जरत्ता' શબ્દ છે.

(૫) આલ્બેરૂની (૧૦૩૦ ઇ સ) 'ગુઝરાત' શબ્દ નોંધે છે

(૬) શ્રીધરની દેવપટ્ટન પ્રશસ્તિમા 'ગૂર્જરાત્રા' શબ્દ વિ સ ૧૩૭૩ મા મળે છે

(૭) માર્કોપોલો (ઇ સ ૧૨૫૪–૧૩૨૪) 'ગુજરાત' શબ્દ વર્ણનમા નોંધે છે

(૮) 'સમરારાસુ'મા (વિ સ ૧૩૭૧) 'ગુજરાત' વપરાયો છે

આલ્બેરુની 'ગુજરાત' શબ્દ હાલના ગુજરાતને વાસ્તે વાપરતો હોય તેમ જણાતુ નથી, કારણ પાટણ વાસ્તે 'અનહુલવારા' જુદો શબ્દ વાપરે છે છતા સ ૧૩૭૧ના 'સમરારાસુ'મા 'ગુજરાત' "સમરુ આવિઉ ગુજરાત" શબ્દ સોરઠ સબધી વર્ણન કરતા વપરાયેલો હોવાથી તે હાલના ગુજરાત માટે વપરાયો છે, એ ચોક્કસ છે એટલે મોડામા મોડુ ગુજરાત' નામ હાલના ગુજરાત વાસ્તે વિક્રમના ચૌદમા સૈકામા મળે છે

ગુજરાતી ભાષાનુ નામ 'ગુજરાતી' ક્યારથી પડ્યુ તે સબધી ચર્ચા કરતા સુ નરસિહરાવભાઇ જણાવે છે કે નરસિહ મ્હેતો પોતે 'અપભ્રષ્ટ ગિરા' વાપરે છે પદ્મનાભ કાન્હડદે પ્રબધમા 'પ્રાકૃત' શબ્દ વાપરે છે, ભાલણ 'અપભ્રશ' કે 'ગુજરભાષા' શબ્દ વાપરે છે માત્ર પ્રેમાનદે 'દશમસ્કધ'મા બાધુ નાગ'મણુ ગુજરાતી ભાષા' (ઇ સ ૧૭૦૦ પછી) 'ગુજરાતી' એમ પોતાના લખાણની ભાષા માટે વાપર્યો છે તેમજ બર્લિનનો લાયબ્રેરીયન લાક્રોઝ ઇ સ. ૧૭૩૧મા 'ગુજરાતી' ભાષાનો ઉલ્લેખ કરે છે એટલે વિ સ ૧૭૫૦ પછી ભાષાને 'ગુજરાતી' એવુ નામ મળ્યુ છે

ગુજરાત પ્રદેશમા અપભ્રશ પછી ૨૦૦-૩૦૦ વર્ષનો ગાળો બાદ કરતા જે ભાષા બોલાતી ત્હેને ગુજરાતી ભાષા કહેવામા મ્હને પોતાને વાધો જણાતો નથી ગુજરાતને 'ગુર્જરદેશ' કહો કે 'ગુર્જરભૂમિ' કહી તેથી દેશની મ્યગસીમામા વાધો આવતો ન હોય ત્હા સુધી કશો બાધ આવતો નથી નરસિહ મ્હેતાના સમયમા ગુજરાતની ભાષાને ગુજરાતી એ'વુ નામ નથી મળ્યુ, એ'નુ કારણ માત્ર એ છે કે શુદ્ધ પડિતોની ભાષા તે સસ્કૃત, એ સિવાયનુ બીજુ બોલવુ તે પ્રાકૃત કે અપભ્રષ્ટ અખો પોતાની વાણીને પ્રાકૃત ક્હે છે, છતા એ'ની ભાષા ગુજરાતીજ છે, એમ સૌ કોઇ માને અપભ્રશ ભાષા હેમાચાર્યના સમયમા ત્હેના શુદ્ધ સ્વરૂપમા બોલાતી નહી હોય માટે ત્હેનુ વ્યાકરણ ત્હેમને આપવુ પડ્યુ અપભ્રશને ઘણે અશે મળતી વિ સ ૧૨-૧૩ મા સૈકાની ભાષાને મધિ કાળની ભાષા-અતિમ અપભ્રશ ગણી જૂની ગુજરાતીનુ સ્વરૂપ તપાસવામા મ્હે વિ મ ના ચૌદમા સૈકાથી અઢારમી સદીના અત સુધીની ભાષાનો સમાવેશ કર્યો છે તે પૂર્વે તેમજ તે પછી જૂની ગુજરાતીનો સમય જઈ શકતો નથી આ સમય ઘણો લાબો લાગશે, પણ ત્હેમા થોડો ઘણો સધિકાળનો પણ સમાવેશ કરવો પડે ભાષાનો વિકાસ નોધવામા થોડાક વર્ષનો ગાળો આઘો પાછો થાય, એ નિશેષ ન ગણાય

## જૂની ગુજરાતીનો પૂર્વ અવધિ

જૂની ગુજરાતી ભાષાની શરૂઆત ક્યારથી માનવી, તે સબધી ભિન્ન મત છે જૂની ગુજરાતીની શરૂઆત હેમચદ્રાચાર્યના અપભ્રશમા જોવી તે જેમ ઠીક નથી તેમ નરસિહ મ્હેતાના જમાનાની ભાષાને ગુર્જર અપભ્રશમા ગણવી તે પણ ઇષ્ટ નથી એ બે વ્યક્તિઓની વચ્ચેના સમયમા જૂની ગુજરાતીનો-ગુજરાતી ભાષાનો ઉદ્ભવ થયેલો મ્હને લાગે છે ડૉ ટેસીટોરીએ જે'ને જૂની પશ્ચિમ રાજ

સ્થાની (O. W. R) કહી છે ત્હેને જૂની ગુજરાતી ભાષા માનવા ખાસ હરકત જણાતી નથી. તે ગુજરાત ને મારવાડની તે વખતની સામાન્ય ભાષા હતી, એ વાત વિદ્વાનો સ્વીકારે છે, તો પછી તે એકજ ભાષામાંથી અર્વાચીન ગુજરાતી ને અર્વાચીન મારવાડી ઉત્પન્ન થાય, એ'માં વાધો આવતો નથી બન્ને દેશોનો સંપર્ક કંઇક અંશે ઓછો થતાં બન્ને ભાષાઓની વિશિષ્ટતાઓ સ્વતંત્ર રીતે ખીલે અને એકમાંથી બે ભિન્ન ભાષાઓ થાય.

હવે ગુજરાતી ભાષાની અમુક વિશિષ્ટતાઓ જે અર્વાચીન ગુજરાતીમાં પણ ચાલુ રહી હોય તે વિશિષ્ટતાઓનો ઉદય જ્યહારથી થયો ત્યહારથી જૂની ગુજરાતીનો ઉદયકાળ ગણી શકાય. તે વિશિષ્ટતાઓ નીચે પ્રમાણે છે.

**(૧) 'છ' ધાતુનો સાહાય્યકારક ક્રિયાપદ તરીકે પ્રયોગઃ—** 'કરઇ છઇ', 'લિખઇ છઇ', વગેરેમાં 'છ' ધાતુનો ઉપયોગ મુખ્ય ક્રિયાપદ સાથે અર્થના સ્પષ્ટીકરણ વાસ્તે થયો છે. તે પ્રયોગ સં. ૧૪૧૧માં રચાયેલી 'સમ્યક્ત્વ ઉપરની કથાઓ'માં થયો છે. ઉતાર્યો માલ ગમે તેટલી મોડી હશે તોપણ લહિયો નવીન ક્રિયાપદ ઉમેરે, એ શક્ય લાગતું નથી એટલે આ પ્રયોગ મોડામાં મોડો સં. ૧૪૧૧ માં તો શરૂ થયો હોવો જોઇયે. ત્હેની પૂર્વ અવધિ તે પ્હેલાંનું ગદ્ય સાહિત્ય વિશેષ પ્રગટ થયે નક્કી કરી શકાય અત્યારે સં. ૧૪૧૧ને કામચલાઉ પૂર્વ અવધિ સ્વીકારીશું.

**(૨) સંબંધાર્થ કૃદંત જોડે 'કરી'ના પ્રયોગઃ—** હાલમાં આપણે 'ખાઇ કરીને પરવાર્યો'. 'ન્હાઇ કરીને આવ્યો છું,' વગેરે પ્રયોગોમાં પૂર્વ ક્રિયાની સંપૂર્ણતા સૂચવવા 'કરી' 'કરીને' સંબંધાર્થ કૃદત વાપરિયે છિયે. તેવી જાતનો પ્રયોગ સં. ૧૪૧૧માં નં. ૧માં

જણાવેલી કથાઓમા ચયો છે 'વસ્તુ લેઇ કરી વેચઇ' 'આઇસુ દે કરી', 'ઇમિ પરિ ભણી કરી', વગેરે પ્રયોગો સદર કથાઓમા છે.

(૩) **દીર્ઘ સયોગલોપે**–સયોગલોપ થતા પૂર્વ સ્વર પ્રાયશ દીર્ઘ થવાના ઉદાહરણ સ ૧૩૫૦થી આગ પ્રમાણમા મળે છે

(૪) **કર્મણિ રૂપનો આ –** લખાય', ગમાય', પડાય', 'લખાતુ', વગેરે પ્રયોગોમા હાલ કર્મણિ આ પ્રત્યય વપરાય છે સવત ૧૩૩૬મા રચાયેલી 'બાલશિક્ષા'મા 'કરાઇ', 'જણાઇ' રૂપ હાલના 'કરાય' 'જણાય' માટે વપરાયા છે

(૫) **અગ (Oblique form).**–બીજી, વગેરે વિભક્તિઓ-ને પ્રત્યય લગાડતા ઓકારાત નરજાતિના નામ તથા વિશેષણ અને ઉંકારાત નાન્યતર જાતિના નામનો આ કરવો પડે છે (નાન્યતર નામમા બ વ મા આ થાય છે) આ અગનો પ્રયોગ જૂનો છ છતા આમ પ્રત્યય સાથે આશરે સ ૧૨૫૦થી થયેલો જડે છે 'ભવ મગલાઇ માહિ' (અતિચાર સ ૧૩૬૯) 'આતિના રેગિ' (સપ્તક્ષેત્રિરાસ–૪૩ સ ૧૩૨૭) 'હિવડા તણઇ' (નવકાર વ્યાખ્યાન સ ૧૩૫૮) *

(૬) **છઠ્ઠીના નો–ની–નુ પ્રત્યય**'–આ તો ખાસ ગુજરાતીનો પ્રત્યય ગણાય ત્હેની શરૂઆત પણ સવતના ચૌદમા સૈકામા થયેલી છે 'કણની' (સપ્તક્ષેત્રિરાસુ ૧૯ સ ૧૩૨૭) 'ભવના' (" ૭૫ ) ધરમનઇ' (" ૮, )

* આ 'નવકારવ્યાખ્યાન'ની બે જુદી જુદી સાલો નાધાઇ છે પૂજ્ય જિનવિજયજી પ્રાચીન ગુજરાતી ગદ્ય સદર્ભ' પૃ ૨૨૯ ઉપર સ ૧૩૫૮ આપે છે, અને મુ નરસિહરાવભાઇ (ગુ ભા સા પુ ૨, પૃ ૪૫) ઉપર સ ૧૨૫૭ આપે છે

(૭) દેખતાં-કરતાં, વગેરે રૂપનો પ્રયોગ—આ રૂપો અપ देक्खन्तइ, करन्तइ (વર્ત૦ કૃદન્તના છઠ્ઠીના બ વ. ના રૂપ) ઉપરથી આવ્યા છે અને તેમની શરૂઆત હાલના રૂપમા વિક્રમની ચૌદમી સદીની અધવચ થયેલી છે. 'કરતા પઢતા, ગુણતા' (બીજો 'અતિચાર' સ ૧૩૪૦ ને સુમારે)

(૮) અનુસ્વાર ભેગો પડતાં પૂર્વ સ્વરનું દીર્ઘત્વ:– આ પ્રયોગ પણ વિક્રમની ચૌદમી સદીની અધવચમા નોંધવામા આવે છે થાંભલી (સપ્તક્ષેત્રિરાસુ ૫૧) 'સાંભલઇ' ( " ૧૧૦ ), 'સાંકલઉ' ( " ૩૪ ) 'પાંચે', 'પાંચમઇ' 'ચાંદઉ' (સદર્ભ. પૃ ૨૧૯ સ ૧૩૫૯), 'પાંચ', 'આંગ' (સદર્ભ ૨૨૦ સ. ૧૩૫૮)

(૯) નાન્યતર જાતિનું આંકારાંત બ વ નું રૂપ—'દીપણાં' (આરાધના, સ ૧૩૩૦) 'ખાંડાં' (અતિચાર સ. ૧૩૬૯) "કુપ તલાવ કીધાં કરાવ્યાં' ( " " ) 'પુસ્તક લિખાવ્યાં' ( " " ) 'ચાંદણાં' ( " " ) આમ નાન્યતર જાતિના બ વ નો પણ હાલનો પ્રયોગ ચૌદમી સદીની અધવચમા થયો છે

(૧૦) 'કશુ' ને 'શુ'નો પ્રયોગ—આ બે પ્રયોગો સ. कीदृश શબ્દ ઉપરથી આવ્યા છે પ્રથમ किसा, किमी, किसउ રૂપે સ. ૧૩૫૦ લગભગ વપરાયેલુ જડે છે, ને બીજુ 'શુ' વિક્રમના ૧૬ મા સૈકા પ્હેલા મળતુ નથી "આઠ કર્મ કિસા ભણિયઇ, કિસી જ સિદ્ધિ" 'કિસઉ ભણિયઇ' (નવકાર વ્યાખ્યાન સ ૧૩૫૮) અને कीदृश ઉપરથી નીચે પ્રમાણે વિભાગ થઇ આવેલા છે

સ कीदृशक પ્રા केरिसअ અપ कइसउ–किसउ પછી બે ફાંટા પડી ગયા છે, તે નીચેના વૃક્ષ ઉપરથી જોઇ શકાય છે




**(૧૧) વિશિષ્ટ વર્ણ ફેરફારો:—**

(अ) **બ નો ગ:**—હિંદીમાં उबरना, મરાઠીમાં उरणे ને ગુજરાતીમાં 'ઉગરવું'. મરાઠીમાં મૂળ उब्बर નો ब ઊડી ગયો, હિંદીમાં ब થયો, ને ગુજરાતીમાં ગ થયો આ ફેરફાર ગુજરાતીનો ખાસ ગણાય "ઉગરિઉ ધાન્યુ" (સંદર્ભ ૪૯-૪, સં. ૧૪૧૧).

(ब) **ण નો ड**.—'આપણે-આપડે' ના જેવો ફેરફાર પણ ગુજરાતીનો ગણાય. अधुना-अहुणा-हवणा ઉપરથી 'હુવડાંક' (સંદર્ભ ૧૨-૧૧ સં. ૧૪૧૧) 'હિવડાં' (સપ્તક્ષેત્રિરાસુ ૮૩ સં. ૧૩૨૭).

(क) **ज નો ड:**—विभजन ઉપરથી 'વિહંડણુ' (રેવંતગિરિ રાસુ સં. ૧૨૮૮) તેમજ 'કછુલીરાસ' સં. ૧૩૬૩.

(ड) **त નો क**.—સં. सपत्नी પ્રા. सवत्ती ઉપરથી હિંદીમાં सौत, મરાઠીમાં सवत ને ગુજરાતીમાં सवक्की-सउक्की-'શોક્ય' થાય છે. આ ફેરફાર પણ ગુજરાતીનો ખાસ ગણાય. 'સઉકિ' (સંદર્ભ ૨-૧૩) સં. ૧૪૧૧માં વ્યુત્પન્ન થયો છે.

ઉપર પ્રમાણેની વિશિષ્ટતાઓ આશરે વિ. સંવતના ચૌદમા સૈકાની અધવચમાં ઘણી પ્રચારમાં આવી હોવાથી જૂની ગુજરાતીની પૂર્વ અવધિ સં. ૧૩૫૦ લગભગ માનવા હું પ્રેરાઉં છું. સં. ૧૩૫૦–૧૭૦૦ સુધીનો ગાળો જૂની ગુજરાતીનો ગણાય.

અર્વાચીન ગુજરાતીના વિશિષ્ટ સ્વરૂપ વાસ્તે નીચેના પ્રયોગોની ગણના થઈ શકે.

(૧) 'અમ્હે' સર્વનામ જોડે 'ઇયે' વર્તમાનકાળના પ્રત્યયનો પ્રયોગ.

(૨) अइ ને अउ જૂના સંયુક્તસ્વરોનો ए ને ओ રૂપે વિકાર.

(૩) 'આવિઉ', 'લખિઉં' જેવા ભૂતકાળના રૂપ માટે 'આવ્યો' 'લખ્યો', વગેરે રૂપનો વ્હેલો પ્રયોગ.

(૪) इ ને उનો બન્નેનો अ થતાં विकारक ઉપરથી 'મગારું', लिखित ને મ લે 'લખવું' મધુને બન્ને 'મ'ણ'માં થાય છે તેમ.

(૫) વૈદિક સંસ્કૃતમાંથી પૈશાચી પ્રાકૃતમાં આવેલા ळ નો ळ—બીજી પ્રાકૃતોમાં ळ નો ल થતો નથી તે અવિકૃત રૂપે રહ્યો છે. હાલ મરાઠી ને ગુજરાતીમાં અસંયુક્ત लनो ळ થતો છે. આ પ્રમાણો મુખ્ય મુખ્ય માર્ગસૂચક સ્થંભોની સહાયથી જૂની ને અર્વાચીન ગુજરાતીના બે પાડી શકાય તેમ છે.

જૂની ગુજરાતીના અભ્યાસીઓ ઉપર ગુજરાતના એક પક્ષ તરફથી એવો આરોપ છે કે તેમણે મારવાડી ને જૈન ભાષાને જૂની ગુજરાતીને નામે યુનિવર્સિટીમાં ઘુસી જમાડી છે. આ જાતની મનોવૃત્તિ કેવળ પ્રાકૃત–અપભ્રંશ વર્ગના અભ્યાસનો અભાવ સૂચવ,

# પ્રકરણ ૨જું

## વાગ્વ્યાપારના કેટલાક સિદ્ધાંત

(૧) સ્વરભાર(Accent)—શબ્દનું ઉપરનું સ્વરૂપ તૈયાર કરવામાં સ્વરભાર અગત્યનો ભાગ ભજવે છે. સ્વરોને હ્રસ્વ દીર્ઘમાં વહેંચ્યા છે તે માત્ર ઉચ્ચારમાં લાગતા સમયના ધોરણે પરંતુ આ સ્વરભારને સ્વરના હ્રસ્વત્વ દીર્ઘત્વ સાથે બહુ સંબંધ નથી. અમુક શ્રુતિ ઉપર જે ખાસ ભાર મૂકવામાં આવે છે તેને સ્વરભાર કહે છે. 'આકાશ' શબ્દમાં પ્રથમની બન્ને શ્રુતિમાં દીર્ઘ સ્વર 'આ' છે પણ સ્વરભાર 'કા' શ્રુતિ ઉપર પડે છે. 'જાણ'ના પ્રેરક રૂપ 'જણાવ'માં 'જા'નો 'જ' થઈ શ્રુતિ ટુંકાઈ છે તેનું કારણ સ્વરભારને 'ણા' શ્રુતિ ઉપર પડવા વાસ્તે આ પ્રમાણે ઉત્તરની શ્રુતિ ઉપર સ્વરભારને પડવા માટે પૂર્વ શ્રુતિ ટુંકાય છે. બીજું સ્વરભાર ફરતો રહ્યો છે. સં. ફરીમાં સ્વરભાર રી ઉપર હતો. તે ઉપરથી બનતા 'ફેરં' શબ્દમાં ચિહ્ન 'એ' સ્વરભાર ફ ઉપર ગયા સિવાય બની શકે નહીં, માટે તે ફરેલો લાગે છે.

સ્વરભાર સંબંધી મારો અભ્યાસ બહુ નથી. પણ એક બાબત નો મને નિશ્ચય થયો હોય તેમ લાગે છે તે એ છે કે—

(૧) સંસ્કૃતમાંથી શબ્દને પ્રાકૃતમાં આવતાં 'હ્રસ્વ સંયોગે' એ નિયમથી સંયુક્ત વ્યંજનની પૂર્વ શ્રુતિ જે હ્રસ્વ થાય છે તેનું કારણ માત્ર સ્વરભારને ઉત્તરની શ્રુતિ ઉપર હઠથી પડવા વાસ્તે છે. સંયુક્ત વ્યંજનવાળી શ્રુતિ ઉપર સ્વરભાર પ્રાકૃત-અપભ્રંશમાં પડતો જોઈએ તે સંબંધી.

(૨) બીજું કારણ એ છે કે સંસ્કૃતમાં સંયુક્ત વ્યંજનમાં જે ભિન્ન ભિન્ન વર્ગસ્થાનોના વ્યંજન હતા તે પછી પ્રાકૃતમાં [illegible]

વ્યંજન ઊડી ગયો ને માત્ર એકજ સ્થાનનો સબળ વ્યંજન બેવડાયો ને પણ બતાવે છે કે સ્વરભાર સંયુક્ત વ્યંજનવાળી શ્રુતિ ઉપર પડવો જોઈએ

(૩) ત્રીજું કારણ એ છે કે જ્યારે પ્રથમ શ્રુતિ ઊડી જાય છે ત્યારે તે અસ્વરિત હોવાને લીધે ઊડે છે, એમ સામાન્ય રીતે સ્વીકારાયું છે પ્રથમ શ્રુતિની પછીની શ્રુતિ ઉપર સ્વરભાર પડતો હોય તોજ પ્રથમ શ્રુતિ અસ્વરિત કહેવાય પણ તે બીજી શ્રુતિ સંયુક્ત વ્યંજનવાળી હોય અને તેવે પ્રસંગે ત્હેની પૂર્વની શ્રુતિ ઉપર સ્વરભાર પડતો માનિયે તો તે શ્રુતિ અસ્વરિત ન કહેવાય. અને પરિણામે ઊડવી પણ ન જોઈએ. છતાં ઊડે તો એમ સ્વીકારવુંજ પડે કે સ્વરભાર સંયુક્ત વ્યંજનવાળી શ્રુતિ ઉપર પડે છે ઉદા० अभ्यत–अब्भिड–भिड. अभ्यतर–अब्भितर બીતર आम्ने–अम्हइ–म्हे આ ત્રણે શબ્દોમાં પ્રથમ શ્રુતિ ઊડી ગઈ છે તે અસ્વરિત હોય તો ઊડે, એટલે એમ માનવા કારણ છે કે સ્વરભાર સંયુક્ત વ્યંજનવાળી શ્રુતિ ઉપર પડવો જોઈએ છતાં એમ માનિયે કે સંસ્કૃત, પ્રાકૃત, વગેરેમાં સ્વરભાર સંયુક્ત વ્યંજનની પૂર્વ શ્રુતિ ઉપર હતો પણ ગુજરાતીમાં આવતાં ત્યાંથી ખસી ત્હેની જોડેની શ્રુતિ ઉપર આવ્યો, એટલે પ્રથમ શ્રુતિ ઊડી ગઈ એમ જો હોય તો अब्भिड માંથી જ અપભ્રંશમાં ઊડી ગયો છે. વળી સ્વરભાર ખસતોજ નથી છે, એમ સ્વીકારવું વિશેષ યોગ્ય છે સંસ્કૃતમાં સંયુક્ત વ્યંજનની પૂર્વ શ્રુતિ ઉપર સ્વરભાર હતો તે हृस्व संयोगे સૂત્રથી પ્રાન્તમાં સંયુક્ત વ્યંજનવાળી શ્રુતિ ઉપર ખસ્યો અને दीर्घ संयोग–लोपे સૂત્ર પ્રવર્તતાં સંયુક્ત વ્યંજન ઊડતાં સ્વરભાર ત્યાંથી ખસી જે શબ્દમાં પૂર્વ શ્રુતિ ઉપર પડ્યો ત્યાં પૂર્વ શ્રુતિ દીર્ઘ થઈ

(૪) ચોથું કારણ એ છે કે સંયુક્ત વ્યંજન ઊડતાં પૂર્વ શ્રુતિ ઘણી વખત દીર્ઘ થતી નથી. આનું કારણ એ છે કે સ્વરભાર મૂળની

જગ્યાએ (સંયુક્ત વ્યંજનવાળી શ્રુતિને ઠેકાણે) કાયમ રહ્યો છે એટલે સ્વરનુ હ્રસ્વત્વ દીર્ઘત્વ સ્વરભારને જ અવલબે છે નાસ્તિ–નત્થિ –નથી, करपत्र–करवत्त–કરવત, कष्ट कर्तुं–કેવું આ શબ્દોમા સંયુક્ત વ્યંજન ઊડવા છતા પણ સ્વર હ્રસ્વ રહ્યો છે કારણ કારણ 'થી' 'ત' 'ઠ' શ્રુતિ ઉપરજ સ્વરભાર રહ્યો છે

આ ચાર કારણોને લીધે હુ અમ માનુ છુ કે પ્રાકૃત–અપભ્રંશમા સ્વરભાર સંયુક્ત વ્યંજનવાળી શ્રુતિ ઉપર પડે છે વર્ધતે–પ્રા –वड्ढइના ગુજરાતીમા બે રૂપ થાય છે 'વધવુ' ને 'વાધવુ' આ બે રૂપ ભિન્ન ભિન્ન સ્થળે સ્વરભાર પડવાથી થયા છે 'વધ'મા સ્વરભાર 'ધ' ઉપર છે ને 'વાધ'મા 'વા' ઉપર પડે છે જુદે જુદે સ્થળે સ્વરભાર પડવાથી એકજ તેમજ ભિન્ન ભિન્ન ભાષાઓમા કેવુ પરિણામ આવે છે, તે નીચેના ઉદાહરણ પરથી સમઝાશે –

(૧) બગાલી ને મગાડીમા અપ अम्हइનુ અનુક્રમે आमी ને आम्ही થાય છે હિન્દીમા हम ને ગુજરાતીમા 'અમ્હે' થાય છે
(૨) ગુજરાતીમા સ वर्धते પ્રા वड्ढइનુ 'વધે' તમજ 'વાધે' બે રૂપ થાય છે
(૩) ગુજરાતીમા कर्ण ઉપરથી 'કાન' ને 'કને' બે રૂપ બને છે
(૪) भद्र ઉપરથી ગુજરાતીમા 'ભલુ' ને બગાળીમા 'भाल' બને છે.
(૫) मद्र ઉપરથી જૂ ગુ મા 'માઝ' ને અર્વાચીનમા 'મઝ' રૂપ બને છે
(૬) पच्यते ઉપરથી જૂ ગુ 'પાચઇ–પચઇ' ને અર્વાચીનમા 'પચે' રૂપ બને છે
(૭) अरण्य ઉપરથી 'રાન' ને 'રણ' બે રૂપ બને છે
(૮) संज्ञा ઉપરથી 'સાન' ને 'સનો' બે રૂપ બને છે.

(૮) સૂત્ર ૮-૧-૪૩ लुप्तयरवशषसां शषसां दीर्घः માં श, ष, सની સાથે વપરાતા य, र, व, श, ष, स, નો લોપ થતાં श, ष, सની પૂર્વનો સ્વર દીર્ઘ થવાનાં ઘણાં ઉદાહરણો નાખ્યાં છે. कश्यपः પ્રા. कासवो, विश्राम પ્રા. वीसामो, विश्वास પ્રા. वीसासो, मनस्य પ્રા. मणसो, वर्ष પ્રા. वासो, गम्य, પ્રા. गाम, निस्सह –नीसहो, વગેરે ઘણાં છતાં આ તો માત્ર અપવાદરૂપ છે, પરંતુ ભાષાનું વલણ એથી સૂચિત થાય છે. પ્રાકૃત ભાષામાં એથી ઉલટું ઘણી વખત સાદા વ્યંજન સંયુક્ત બને છે, એટલે પ્રાકૃતભાષા બહુધા સંયુક્ત વ્યંજન પ્રત્યે રુચિ ધરાવતી લાગે છે અને ભાષાની રુચિ એટલે તે ભાષાને બોલનારની રુચિ. તે જમાનાના લોકો પ્રબળ, એટલે તેમના ઉચ્ચારમાં પણ કાઠિન્ય હોય તે સ્વાભાવિક છે.

ગુજરાતીમાં અને બીજી આર્ય ભાષાઓમાં આ સંયુક્ત વ્યંજનનો લોપ થઈ પૂર્વ સ્વર દીર્ઘ થવાનું વલણ થોડા ઘણા પ્રમાણમાં જણાય છે. પરંતુ દીર્ઘ મધ્યલોપે એ ખાસ ગુજરાતી ભાષામાં વિશેષ પ્રવર્તે છે. તેને લીધેજ 'શુ શા પેમા ચાર'ના ઉપહાસને પાત્ર ગુજરાતી ભાષા થઇ છે. તે ઉપહાસ માત્ર ભાષાનું માર્દવ સૂચવે છે.

સંયુક્ત વ્યંજનનો લોપ થઈ પૂર્વ સ્વર દીર્ઘ થવાનું વલણ વિ. સં. ના ચૌદમા સૈકાથી સ્પષ્ટ રીતે જણાય છે. સંવત્ ૧૧૭૦માં રચાયેલી "ખરતરપટ્ટાવલીપટ્ટપદાનિ"માં विट्टिर, पुल्लकिड, विक्खिपड, तट्टड, मट्टघड, सच्चु જેવાં સંયુક્ત વ્યંજનવાળાં ઘણાં રૂપ છે. પણ સંવત્ ૧૩૨૭માં રચાયેલા 'સપ્તક્ષેત્રિરાસો'માં पाछइ, लागइ, थाकतउ, कीजइ, आठमउ, मूल, तूल, भाणो, તેમજ पुनीयइ, बुज्झइ, बुज्झियइ, વગેરે રૂપો પણ માલૂમ પડે છે. પરંતુ સંવત્ ૧૪૭૮માં રચાયેલા 'પૃથ્વીચંદ્રચરિત' માં સંયુક્ત વ્યંજનનો લોપ થઇ પૂર્વ સ્વર દીર્ઘ થયેલું રૂપ સ્થિર થયું છે. છતાં તેથી વિરુદ્ધ રૂપ વપરાયેલાં જડે તો તે લખનારની રુચિને આભારી છે.

સંયુક્ત વ્યંજનનો લોપ થવા છતાં ઘણી વખત પૂર્વ સ્વર દીર્ઘ થયેલો જણાતો નથી, ત્હેનું કારણ સ્વરભાર છે. પ્રાકૃત–અપભ્રંશમાં સ્વરભાર સંયુક્ત વ્યંજન ઉપર પડતો હતો. એ આધારે પૂર્વ સ્વર દીર્ઘ ક્યાં થાય, ને ક્યાં ન થાય તે નિયમ બાંધિયે.

(૧) શબ્દના ગુજરાતી રૂપાન્તરમાં સ્વરભાર સંયુક્ત વ્યંજનવાળી શ્રુતિ ઉપરથી ખશી પૂર્વ શ્રુતિ ઉપર પડે ત્હાં પૂર્વ સ્વર દીર્ઘ થાય છે. चत्वर. प्रा. चच्चर ગુ ચાચર. राज्ञी प्रा. रण्णी–ગુ–રાણી, नग्नः प्रा नग्गो ગુ. નાગો, घग्घर (દે.) ગુ. ઘાઘરો, नक्क (દે) ગુ. નાક, વગેરે.

(૨) આ સ્વરભાર શબ્દના ગુજરાતી રૂપાન્તરમાં મળ સ્થળે (સંયુક્ત વ્યંજનવાળી શ્રુતિ ઉપર) કાયમ રહે તો પૂર્વ સ્વર દીર્ઘ થતો નથી. पर्यङ्क प्रा. पल्लंको ગુ. પલંગ, नास्ति प्रा. नत्थि ગુ. નથી, यज्ञोपवीत प्रा. जण्णोवइअ ગુ જનોઇ, વગેરે.

(૩) સ્વરભાર પૂર્વની શ્રુતિને બદલે ત્હેનીય પૂર્વ શ્રુતિ ઉપર ખસે તોપણ પૂર્વ શ્રુતિ કાયમ રહે છે. एकस्थक प्रा. एक्कँउ ગુ. એકઠું, सकुटुम्ब–प्रा सकुडुम्ब ગુ સાકટમ, गोरमृत्तिका–प्रा. गोरमट्टिआ ગુ. ગોરમટી, વગેરે.

(૪) સ્વરભાર સંયુક્ત વ્યંજનની ઉત્તરે ખસે તોપણ પૂર્વ સ્વર અવિકૃત રહે. सूत्रधारः–प्रा. सुत्तहारो ગુ. સુથાર, प्रत्यभिज्ञान–प्रा. पच्चहिआण ગુ. પિછાણ, काष्ठभाण्डकं–कट्ठण्डउ ગુ. કેડેકું, रक्तवात प्रा. रत्तवाअ ગુ. રતવા, વગેરે.

(૫) સંયુક્ત વ્યંજન પૈકીનો છેલ્લો વ્યંજન ह્ હોય તો તે મોળો પડી પૂર્વ સ્વરને દીર્ઘ બનાવે છે. श्लक्ष्णक–प्रा. लण्हउ ગુ. ; प्रस्नवः प्रा. पण्हो ગુ. પાન્હો, उष्णक प्रा. उण्हउ ગુ. ઊન્હું,

(૬) સંયુક્ત વ્યંજનનો ઉચ્ચાર લાંબા કાળ સુધી ચાલુ રહે અને છેવટે આપોઆપ બોલીમાં સંયુક્તપણું ઘસાઇ જાય ત્યારે પણ પૂર્વ સ્વર એમ ને એમ રહે છે. સં. પ્રા. મંસ ગુ. (૧) માસ (૨) મસ (અર્વાચીન) "માસ અઠ્ઠ ઘરિ આપણઇ" (વિ. પ્ર. ૨૦૪) 'માસડાં' (ઉપર ૨૦૬) આમાં જૂની ગુજરાતીના કાળમાં સંયુક્ત વ્યંજનનો લોપ થતાં પૂર્વ સ્વર દીર્ઘ થયો છે પરંતુ જોડે જોડે 'મંસ' પ્રચારમાં રહેતાં છેવટ 'મસ' શબ્દ ઉત્પન્ન થયો. તેવી રીતે પ્રસ્તર પ્રા. પત્થર ગુ. પાથર ને પત્થર-પથરો ત્રણ રૂપ થયાં. 'પાથર' જૂની ગુજરાતીમાં વપરાતો "શીલાઇ જસિ પાથર તરિ" (ષ. પ્ર. ૨૪૧.'૩૨)

(૭) સંયુક્ત વ્યંજન પૈકીનો એક વ્યંજન અનુનાસિક હોય તો તે અનુનાસિકનો કોમળ અનુસ્વાર બની પૂર્વ સ્વર દીર્ઘ બને છે. મચ્ચર-માંચર, અઙ્ક-આંક, વગેરે

ઉદા.

૧. "એક દુખ તુહ્મ આંગન્ન ગાલઇ, માય વિજોગ્યા તાન." (સીતાહરણ)
૨ "લેઇ મેન અનઇ સાંચરિઉ, સાથિ લીધી માતા." ( ,, ,, )
૩ "પુણ્ય પાપનુ એહ આંતરૂ, રાવણનઇ દલિ હારિ।" ( ,, ,, )
૪. "વેગઇ વસ્ત્ર વલિઉ વાંકુડુ તુહિ તણઉં ઘર છિ સાંકડૂ" ( વિ. પ્ર )
૫. "લહિઉ ભેદ, તિહાં વીર વાંદ્રિઉ, લક્ષ્મણ ઉપરિ બાંધ્યુ." (સીતાહરણ)
૬ ગાલિ દાલિ ગ્રીગઇ ધૃતઘોલ, પાંતિઇ મિસ્રી કરિ કરલોલ." ( વિ. પ્ર )

૭ "તિલ કુસુમોપમ નાક રે સાંકડ રે લીજઇ મૂકિ" ( વ વિ )

૮ "કસૂ કરી અતિ વાંકુડી આંકુડી મયણની જાણિ" ( ,, ,, )

૯ "જલ સયોગિ કાંપઇ ચડ" ( હરિયો ૧૯૯ )

૧૦ "તે સિદ્ધુર તેણઇ આરોગ્યા: સમતા ગુણિ માહી નઇ રમા"
( પ્ર ચિ )

આ ક્રમમા અનુસ્વારનુ પ્રાબલ્ય વધી ગયાથી જો પછી જેવા અનુનાસિક આવ્યો હોય અગર ક્વચિત્ આ પદનો વ્યંજન અનુનાસિક હોય કે ત્યારે પણ અનુનાસિકનો લોપ જૂની ગુજરાતીમા ઘણી વખત આ મા ક્રમમા અનુસ્વાર ભળેલો ઉચ્ચારનો ને લખાતો, જેમ તે રૂપ શિષ્ટ નહીં ગણાય ચરોતરમા 'પાણી' ને બદલે 'પાણી' અશિષ્ટ ઉચ્ચાર થાય છે તેમ

ઉદા

૧ "પુત્ર તણુઉ આવિઉ આવાંન, રહઇ માહિ કરિઉ પકવાંન."
( વિ પ્ર )

૨ "ચોપા ચદન કેસર પાંન, મકપિ દીજઇ માંન" ( ,, ,, )

૩ "છિદ્રનાણું તે ઝાઝા કરઇ, જાંપુન પાન અન્ધાગ ભરઇ" ( ,, ,, )

૪ "મોટા માણસ મેલ્લઇ માંમ, ધર્મ ધ્યાનના થોડા કામ" ( ,, ,, )

તા. ૬. દીર્ઘ સંયોગલોપે—

સંયુક્ત વ્યંજનનો લોપ થતા સાધારણ રીતે પૂર્વ સ્વર દીર્ઘ થાય છે સર્વત્ર થતા જ જણાય, એ જાતનો નિયમ નથી, કારણ અર્વાચીન ગુજરાતીમા 'નથી', 'છે', 'અને' 'ભલો,' ( नत्थि, अच्छइ अनइ, भल्लउ ) વગેરેમા મૂળ સંયુક્ત વ્યંજન હોવા છતા સંયોગલોપ થયો, પણ પૂર્વ સ્વર દીર્ઘ થયો નથી, તેનુ કારણ પૂર્વે બતાવ્યુ કે એટલે મા ! સંયોગલોપ ખાસ મુદ્દાની વસ્તુ છે આ દૃષ્ટિએ

જૂના રૂપ સાથ વાગ તપાશિયે બ્હાર આપેલુ રૂપ જે તે કાવ્યમા વપરાયેલુ છે, ને કૌંસમા મૂકેલુ રૂપ તેહેનુ જૂનુ અપભ્રંશ રૂપ છે, એમ સમજવાનુ છે

(૧) સવત્ ૧૦૬૦ (જમ્બૂસામિચરિય) પહુતઉ (पहुत्तउ), ચાવિઉ (चम्पिउ), માગિ (मग्गि) ધનુ (धन्नु), ઊપજઇ (उप्पज्जइ) બોલીજઇ (बोल्लिज्जइ), વાજી (वज्जिअ), પૂછઇ (पुच्छइ), બૂઝિયઉ (बुज्झिउ), દાખીઉ (दक्खिअउ), દીઠઉ (दिट्ठउ) મુઝ (मज्झ), પાછિલઉ (पच्छिल्लउ), ઉદીઉ (उद्दिउ), સાઝહ (सज्झहिं), આઠઇ (अट्ठवि), અનઇ (अनइ), રુઠઉ (रुट्ठउ), વગેરે.

(૨) સવત્ ૧૨૮૭ (રેવતગિરિરાસુ) મોરઠ (मोरट्ठ), માઝિ (मज्झि), પાસ જિણુ (पस्स जिणु), ધનુ (धन्नु), પાગ (पग्ग), પાલાટએ (पल्लट्टइ), પહિલઇ (पहिल्लइ, દીજઇ (दिज्जइ), અછઇ (अच्छइ), તાસુ (तस्सु), અદવિહ (अट्ठविह), વગેરે. આ ઉપરાંત દીસઇ, તૂસઇ, દાદિણી (दिस्सइ तुस्सइ, दक्खिणा), વગેરે રૂપો તો પ્રાકૃતમાજ આ નિયમ લાગુ પડી બનેલા છે

(૩) સવત્ ૧૩૨૭ (સપ્તક્ષેત્રિરાસુ) ઉવઝાય (उवज्झाय), ધનુ (धन्नु), દુલહુ (दुल्हु), અનીઅ (अन्नइ), સોહગ (सोहग्ग), આખઇ (अक्खइ), પાછઇ (पच्छइ), ચઉથઉ (चउत्थउ), જોઇજઇ (जोइज्जइ), થાકતઉ (थक्कतउ), પહિલઉ (पहिल्लउ), બીજઉ (बिज्जउ), આગઇ (अग्गइ), કહીજઇ (कहिज्जइ), સાતમઇ (सत्तमइ), આઠમઉ (अट्ठमउ), નથી (नत्थि), મૂલુ (मुल्लु), આગઇ (अग्गइ), કહીજઇ (कहिज्जइ), વગેરે

આ પ્રમાણે સયોગલોપ થવાની શરૂઆત સ. ૧૩૫૦ પૂર્વે થઈ ચૂકી છે

**(૩) અસ્વરિત પ્રથમ શ્રુતિનો લોપ**—શબ્દના અંત ભાગની કે મધ્ય ભાગની શ્રુતિ (syllable) ઉપર સ્વરભાર પડતાં પ્રથમ શ્રુતિ અસ્વરિત રહે છે, પરિણામે ઉચ્ચારમાં તે શ્રુતિ ગૌણ બની જાય છે, અને ઘણી વખત તેનો લોપ પણ થાય છે. આના ઘણા શબ્દો ગુજરાતીમાં વપરાય છે. આ નિયમ સંસ્કૃત ભાષા જેટલો જૂનો છે તેથી પણ વિશેષ હોવા સંભવ છે.

**(૧) સંસ્કૃતમાં—**

૧ अवगाह ને अपिधा—આ બે ધાતુઓમાં પ્રથમ अ સંસ્કૃતમાંજ વિકલ્પે લોપાતો. अवगाह्य ને બદલે वगाह्य તથા अपिहित—ને બદલે पिहित શબ્દ વિકલ્પે વપરાતા.

૨ अस् ધાતુનો अ અવિકારક પ્રત્યયો પૂર્વે નિત્ય છોડી જતો.

૩ अपूप શબ્દને બદલે पूप શબ્દ વપરાતો.

૪ अवनत ને બદલે वनत

**(૨) પ્રાકૃતમાં—**

૧ શૌરસેની પ્રાકૃતમાં इदानीम्‌ને બદલે दाणिं શબ્દ વપરાતો.

૨ अरण्य ને अलाबुને બદલે रण्ण ને लाबु પ્રાકૃતમાં વપરાતા.

૩ अनेक ને બદલે णेग 'णेग वणयर-कयन्तो" (પ્રા. કે. મ. ૯૦)

૪ उदकને બદલે दग— चागणा दगतीरे परिहरता (સમુ. ૧૩૫-૨)

૫ अरघट्टને બદલે रहट्ट—'रहट्टघडिअ व्व कापुरिसा" (ગા. સ. શ. ૫-૯૦)

૬ अनेन પ્રા. णेण વિકલ્પે

૭ अपि પ્રા. पि–वि

શામળે 'પરાંઠી' શબ્દનો ત્રણચાર સ્થળે પ્રયોગ કર્યો છે ગીતા હરણમાં 'ઉપરાઠી' શબ્દ વપરાયો છે "જાણિઉં કહિના ટક નિરઝા, દેવ ઉપરાઠિ હોઈ" (પૃ ૮૮) હરિલીલાષોડશકળામાં 'રહેંટ' શબ્દ વપરાયો છે, પણ તે શુદ્ધ હોવા સંબંધી શંકા છે "સ્વર્ગ ધરા પુનરપિ પાતાળ, જાણે રહેંટ તણી વટમાળ' 'રહટ' શબ્દ શુદ્ધ છે સિદ્ધ હૈ મ ના ૧૬મા અંકમાં ચાપ તે વ્યાજબી નથી આ ઉપરાંત માટે, બનવૂ, હરૂ, વાખરો, વગેરે શબ્દોમાં પણ પૂર્વ અસ્વરિત શ્રુતિનો લોપ થયો છે

(૪) સંગદોષ (Attraction)—જોડેની જે'ની શ્રુતિ હોય તે'ની શ્રુતિ આગળ પાછળની બને,–પાછળની વિશેષ બને, આને સંગદોષ કહ્યો છે પ્રાપ્ત પ્રા પત્ત ના પત્ત ઉપરથી 'પુહુત'રૂપ થાય —એમાં પ્રથમ શ્રુતિમાં ઉ ભળ્યું તે જોડેની શ્રુતિને લીધે છે પછી ઓષ્ઠ્ય વ્યંજન પ ને લીધે સં કિલ–અપ કિર ઉપરથી જૂ ગુ મા વપરાતું 'કિરિ' તથા ગૃહે–ઘરે–ઘરિ ઉપરથી જૂ ગુ 'ઘિરિ' આ રૂપ પણ સંગદોષથી બન્યા છે ક્રિયતે –ક્રિજ્જઇ–કીજ્જઇ ઉપરથી કીજિઇ રૂપ થયું તે પણ સંગદોષથી

દા

૧ "નારી તેનું નામ નારીના અવગુણ મહિયે." (સ મો)
(મહિઇ, મહિઇ મહિયે)

૨ 'સગનાઈ ધર્મ ન આવિઈં' (આવઇં) (બુ પ્ર પૃ–૧૬૧ '૩૨)

૩ 'પિહિ આપણા બીવા જેરડા ગાય ન દેખ.'" (પહિ)
(બુ પ્ર ૧૬૩ '૩૨)

૪ 'તે છ્યા પાહિઉ મત્યુ ભયુ' (પાહુઇ) (બુ પ્ર ૧૬૧,'૩૨)

૫ 'જાણીઇ દડ ગ જમતપ્પ ઢરિઉ વચ્ચના ઘાત" (કર્પ્ઈ)
(કાદ. ૨૦૮)

૬ "મહિંસુ વાઇ જે મહાત્મ જિ, પ્રેયૂરુ તિ કિહિંસિ"
(કહિંનિ) (કાદ ૧૦૫૬)

૭ "ઓલગૂ વાલાવૂ જિ મિઈ તેહનિ' (મઈ) (નાદ.
૧૦૪-૩)

(૫) સામ્ય (Analogy)—ઘણુ પ્રચલિત શબ્દના જેવું રૂપ બીજા પણ શબ્દોને આપવાનુ વલણ ભાષામા ઘણ છે નિર્નોનિના પ્રા ચિણइ, ધુનાતિના ધુણइને લીધે जयतिनु जिणइ રૂપ થયુ તે આ સામ્યને લીધે થયુ છે આ સામ્ય બે પ્રકારનુ છે (૧) રૂપસામ્ય (૨) ઉચ્ચાર કે ધ્વનિસામ્ય

(૧) રૂપસામ્ય—इन्द्र+अग्नि સમાસમા પદનો આ (इन्द्राग्नी) આવ્યો છે, તેના તેના સામ્યને લીધે अग्नाविष्णू ગરવ્યાજ્યો રીતે થયો. पञ्चना અપ परति ને લીધે इन्तुं અપ इन्राति થયુ सप्तमने લીધે પ્રા बारसमो, अट्ठमसमो થયા

સ आदाय જેવા આગત ધાતુના મળ ધડ ભૂતકૃદતના સામ્યને લીધે ગ गृहीत्वातु પ્રા गहाय થયુ છે, તેમજ આકારાત ધાતુના આજ્ઞાર્થ બી પુ એ વ ના आरव्याहि જેવા રૂપના સામ્ય ઉપરથી પાલી પ્રાકૃતમા भणाहि, सुणाहि રૂપ ધાતુ અકાગત હોવા છતા, થયા છે સ त्रीणि પ્રા तिण्णिना સામ્યને લીધે સ द्वनु પ્રા विण्णि થયુ છે (तिण्णि वि तिसिय-णलाय-मन्ने) આવી જાતના સામ્યને રૂપસામ્ય એવુ નામ આપ્યુ છે

હવી આપણે અત્યારે 'જઈયે છિયે', 'કરિયે છિયે' જેવા રૂપ વાપરિયે છિયે ત્હેમા ઉપસ્થિતપદમા અગાઉ 'છ' વપરાતો તે 'કાળ'ના પ્રકરણમા શામળના ઉદાહરણ ઉપરથી જણાયુ છે નામળ 'અમો

જાણીએ છે,' 'અમે કરીએ છે' જેવા રૂપ વાપરે છે 'છે' રૂપજ વ્યાજબી છે, કારણ મુખ્ય ક્રિયાપદનું રૂપ વ્યુત્પત્તિની દૃષ્ટિએ કર્મણિ ત્રીજા પુરુષ એક વચનનું હોવાથી ઉપક્રિયાપદ પણ એક વચનનું જોઈએ. છતાં પાછળના 'ઈએ'ના જેવું જોડે વપરાનાર ક્રિયાપદનું રૂપ કરવાની વૃત્તિ થતાં આપણે હાલ 'છિએ' વાપરીએ છીએ આને પણ રૂપસામ્ય કહી શકાય.

હાલ ન્યૂઝપેપરોમાં 'જોઈએ છે' ને બદલે ઘણી વખત 'જોઈએ છિએ' છાપેલું વાંચીએ છીએ આ અનુચિત ગણાય, છતાં પહેલા પુરુષ બ વ ના ઉપક્રિયાપદનું 'છિએ' રૂપ હાલે કરી સ્થિર થયું, તેમ ન્યૂઝપેપરોનું 'જોઈએ છિએ' ઘણે વર્ષે સ્થિર થાય તો નવાઈ જેવું નથી

(૧) अस्तमित–'આથમતું' ને લીધે उद + गमनो 'ઊગતો' ને બદલે 'ઊગમતો' શબ્દ થયો. "ઉગમતું આથમતું ભાણ" ( હરિયો ૪૨ )

(૨) अष्टवारिकना 'અઠવાડિઉ'ને લીધે मास શબ્દનો 'મસવારો' થયો. 'સંવત તેરસત્તાવીસમે માહ મસવાડઇ " ( મપ્તક્ષેત્રિરાસ ૧૧૮ )

(૩) बाणपात ના 'બાણવા' तीरपातना 'તીરવા' શબ્દને લીધે 'શરવા', 'ગેનરવા' શબ્દો થયા તીર–બાણનો પાત શક્ય છે, પણ ગેનરનો પાત શક્ય નથી છતાં અંતરસૂચક શબ્દ તરીકે 'વા' પાછળથી ગમે તેમ વપરાય

(૪) मर्त्रो ના 'મત્રે' 'શાતર' ને લીધે मणा શબ્દનું 'માંઝર' થયું

(૨) ધ્વનિસામ્ય—એક શબ્દનો ઉચ્ચાર વિશેષ પ્રચલિત હોવાને લીધે તે શબ્દ લગભગ સમાન ઉચ્ચારવાળા શબ્દને પોતાનો કે પોતાના જેવો ઉચ્ચાર આપે છે. આને ધ્વનિસામ્ય કહી શકાય

(૧) प्रभृना पहुत्तने लीधे प्राप्तना पत्तमां वच्चे हु श्रुति भळी पहुत्त थयुं.

(૨) महार्णवना महण्णवने लीधे महान्हरावत नो 'म्हेंरामण' शब्द थयो.

(૩) प्रावृषना 'पावस' ने लीधे प्रव्रज्या–पव्वज्ज–'पावज'नो 'पावस' थयो.

(૪) वाञ्छति ना 'वांछवु'ने लीधे वाचयतिनु 'वांचे' थयु.

(૫) कृत्वाना करिअ–'करी'ने लीधे वयविवाना करिअनुं पण 'करी' थयु. (राम करीने एक छोकरो हतो.)

(૬) मतुप् प्रत्यय वत्नो ગુજરાતી કાવ્યમાં જૂનો वन्त વપરાતો હોવાને લીધે दक्षिणावर्त (જમણી બાજૂના વળવાળો) ને બદલે અમાએ 'દક્ષિણાવંત શંખ' એમ પ્રયોગ કર્યો છે.

(૭) 'પોતે–જાતે' શબ્દને લીધે मेळेन–'મેળે'નો 'મેતે' અશિષ્ટ પ્રયોગ થાય છે.

(૮) अम्हे–तुम्हे (અપ)ના ह्ने લીધે અપ मइ–तइ રૂપમા ગુજરાતીમા 'હ્' ભળી 'મ્હેં–તહેં' રૂપ થયા છે.

(૯) 'અમ્હે–તમ્હે'ને લીધે 'તેઓને,' 'જેઓને,' 'આઓને,' વગેરે રૂપોને બદલે 'જે'મને, ત્હેમને, આ'મને,' રૂપ આવ્યાં છે ઉચ્ચાર પ્રમાણે શુદ્ધ રૂપ 'ન્હેમને', 'જ્હેમને', 'આગ્હને' રૂપ થાય છે. આ રૂપ ઘણાં અર્વાચીન છે.

(૧૦) चोर શબ્દને લીધે भ्रष्टाचारનુ 'ભટ્ટાચોર' થયું છે.

(૧૧) व्याहार (બોલવું)ને લીધે आह्वाननु 'બ્હાર' થયું. 'બ્હારબૂમ'

(૧૨) तुल्य–तुष्ट (બરોબરી) પરથા 'ઘોડે' શબ્દના સામ્યને લીધે તોડે–કોડે–ગોરે નબ્દ થયો. "ગાંડા ગોરે બોલે છે." (ગાંડાની માફક.)

(૧૩) व्यापार શબ્દને લીધે व्यवहार શબ્દનો 'વેપાર' શબ્દ થયો

(૧૪) पानीयना 'પાણી'ને લીધે पत्र–पत्त–पात्त–'પાહણીપત્રક'નું 'પાણીપત્રક'

(૧૫) लावण्य–लायण्ण ઉપરથી કા लवाजिम् ને લીધે 'લવાજણ' થયા

(૧૬) उत्क्षिप्त ના 'ઉખેવવું'નું उत्क्षिप् ના 'ઉવેખવું'ને લીધે 'ઊવેખવું' થયું (ભાલણ उत्क्षिप ના અર્થમા 'ઊખેવવું' વાપરે છે ત્યારે પ્રેમાનંદ બન્ને અર્થમા એકજ રૂપ 'ઉવેખવું' વાપરે છે)

(૧૭) मुकुट ઉપરથી 'મોડ' થા। પણ मयूरના 'મોર'ને લીધે 'પદીન મોં ગિર મોર કે" શામળે પ્રયોગ કર્યો છે

(૧૮) રજ્જીની વગાડવાની 'ભૂગળ'ને લીધે નાનડા બાળક 'ભૂંગળ'ને 'ભૂંગળ' કહે છે

(૧૯) शृङ्खला–'સાંકળ'ને લીધે तिलशष्कुली નુ 'તલસાંકળી' થયુ છે

(૨૦) ग्रथित 'ઘંટી' શબ્દને લીધે ग्रन्थि-छेदक નુ 'ઘંટીછોડો' થયુ છે

(૨૧) कन्दुक (દડો)નું પ્રાકૃતમા गेन्दुअ થાય છે તે શબ્દ ઉપરથી 'ગેડી' શબ્દ दण्डના અર્થનો વ્યુત્પન્ન થતા दण्ड ઉપરથી कन्दुक વાચક 'દડો' શબ્દ થયો

(૬) લુપ્તપ્રયોગ શબ્દો—જૂની ગુજરાતીના નમૂનામા બતાવ્યા પ્રમાણે 'પાઇવિઉં', 'પસાઉ', 'અન્તેઉરી', 'ભેડિગારી', ને 'વડઘર' શબ્દો હાલ વાપરમાથી લુપ્ત થયા છે નવીન શબ્દો પ્રચારમા આવતા જૂના શબ્દો ઘણી વખત વપરાટમાથી બંધ થાય છે સ્થાન અને શબ્દો જૂની ગુજરાતીમા વપરાતા તે અર્વાચીન ગુજરાતીમા લુપ્ત થયા છે નીચે નમૂના જેગ થોડા જૂની ગુજરાતીના શબ્દો

આપ્યા છે. (જૂની ગુજરાતીના એક શબ્દકોષની ખાસ જરૂર જણાય છે.)

આઇ=માતા (વડીઆઇ)
ઊભ્નવુ=શીઘ્ર આવવુ
ઉંવખવુ=તિરસ્કાર કરવા
ઊખેવવુ=ઊંચે કરવુ, કલાવવુ
નીકુ=ચોકખુ, પ્રામાણિક
ઉવોચ=ચ દોરવા
ચ રૂ=સાર
પાખે=કરતા, પછી, સિવાય
તલાર=નગરરક્ષક
જમાલ=ગેવાળ
આપણપાઈ / આફણિયં / આપણપા / આફુરો } જાતે, મેળે, પોતે
મેગળ=હાથી
ઢલાર=મદદ
પાખવિ / પાખતી } ચારે તરફ
પનાડા=વખાણ
ઉરટ=આફેડુ રમો ઉપસર્ગ
લૂરવુ=ચ તાવુ
પાહરી=ચોકીદાર
વ્હાલુ=છેતરવુ
ભૂર=કાયર—મૂર્ખ
વદિ=તસ્કર

નિયાણુ=નિદાન
ગલ=મહેલો (પ્રતોલિ)
પાખર=ઘોડાનુ બખ્તર
આમાણુ=ધીરજ, હિંમત
ભી ઠ=ચાકર
છીનર=ખાસડુ
રલી / રળી } આનંદ
હેમર=ઘોડો
કોસીસા=કોટના કાગરા
ભિન્દિમાલ=ગોફણ
કડક્ખ=કટાક્ષ
રીખવુ=ઘુંટણે ચાલવું
ટોડર=હાર
ઝાખ=ધખના, ઇચ્છા
આમના=પાસે
પૃતાર=ન્હાવન
મૂરવુ=ચોરવુ
આયમ=આદેશ
સાવજ=હિંસ પશુ
દગણુ=ચ પિત
ખીગદદ=નાળિયેર
આસ=અશ્વ
રમતિ / ગમતિ } રમત

પાઠવવું=મોકલવું
બેડિ=નગર, ગામ
જગીમ=જમણ
પગાય } પ્રસાદ
પમાઉ } ઇનામ
અન્તેઉરી=રાણી સ્ત્રી
વઢનન=મૂર્ખ
ઉદ્દમ=ઉજમ
ચાપા=સુંદર
નગતિ=તપાસ
મઇ=વય
ઊગવવું=મૂકવવું
આથિ=ધન, અર્થ
પડખવું=રાહ જોવી
નિરૌપ } નિરુક્ત,
નિરૌન } ખરેખર, તૈયાર
અહિનાણ=એંધાણ
મમાહણી=હાથી ઘોડાનો ઉપરી
વેદ=નક્કી
જમહર=યમગૃહ–ઝમેર
જૌહર=જતુગૃહ
ઊલાવડા=ખડનાદ
ઠાણિ=સ્થાનિકા
ચોજ=અદ્ભુત
પડપ=પ્રલાપ

સઇર=શરીર
મખરી=સખી
કૂર=ભાત
લાક=ડેપ
લહુડુ=નાનુ
ભંગી=રચના, વાટ, પાલખ
નીસ=નકારી
મનુહાર=આતિથ્ય
નીપઙ=અત્યંત સ્પષ્ટ, (नि स्पष्ट)
અવદાત=પવિત્ર, વૃત્તાંત
તાવડ=તાપ
ઝાપવું=ઢાંકવું
આહેડી=શિકારી
થાહર=સ્થાન, ધામ
વાણઉત્ર=વાણોતર
જમલુ=યમલ, જોડેલું, એકત્ર, સાથે, જેવું
થાકતા=બાકીના, અવશિષ્ટ, ઊગરતા
ગુડી=ધજા
આસના=આસવપાન
રવાડી } રાયવાડી–સૈન્ય સહિત
રેવાડી } સવારી ખડી શિકાર
કાદમ=કર્દમ–કાદવ
અનેથિ=અન્યત્ર, બીજે
ઓલગૂ=સેવક
અવીઢઉં=અરૂઢ

ખટોખલી=કુખ્ટોદક
ગાવડી=મૈના
આલ=અડપલા
ઉરણુ=ઋણમુક્ત અપરાણ
માનર=તૈયાર
વરમાલ=વધા
વોલવુ=જવુ
વોલાવવુ=વળાવવુ

ગિડિં=શાન્ત, મૂક
ગાઢર=ગુલ્તર=મોટા
ગાડવુ=વૃત-ઘેરવુ
સૂતડિ } સમાસ થયુ
સૂપડિ }
પાસિ=પાર્શ્વ-બગલગીમા
ઊભીદડ=ઉદ્દૂગવાળુ
ગાતવુ=ગપવુ
સપરાણ=સપ્રાણ-બળવાન

## પ્રકરણ ૩જું

### વાગ્વ્યાપારના કેટલાક સિદ્ધાંત (ચાલુ)

(૭) "अवर्णो यश्रुति"—સૂત્ર ૮-૧-૧૮૦ પ્રમાણે વ્યંજન ઊડતા અવશિષ્ટ રહેલા અનો ઉચ્ચાર ય થાય. પ્રાકૃતની શરૂઆતમાં તો अ લખાતો, પણ પાછળથી હેનો ઉચ્ચાર ય જેવો થતાં य લખાવા પણ લાગ્યો હેમાચાર્યના પ્હેલા ઘણા સૈકાઓથી આ ઉચ્ચાર અમલમા આવ્યો છે अवर्णमा अ ને आ બન્નેનો સમાવેશ થાય છે, તે ઉદાહરણ ઉપરથી માલૂમ પડે છે. नगर–नअर–नयर, पाताल–पाआल–पायाल, गता–गआ–गया, તેમજ पितृति–पिअइ–पियइ. તે ઉપરાંત देवर–देअर થતુ. આ य ઉચ્ચારને 'લઘુપ્રયત્ન યકાર' કહ્યો છે દેઅરનુ ગુજ. મા 'દિયર' થાય છે, તે આ યશ્રુતિને આભારી છે. शृगाल–सिआल–सियाल–નુ 'શિયાળ'. આ પ્રમાણે યશ્રુતિ ગુજરાતી શબ્દોનું છેવટનું સ્વરૂપ ઉત્પન્ન કરવામાં થોડો-ઘણો ભાગ ભજવે છે

(૮) વશ્રુતિ—આ વશ્રુતિ યશ્રુતિ કરતા અર્વાચીન લાગે છે અપભ્રંશ-જૂની ગુજરાતીમા તેનો આરંભ થયો લાગે છે દેવર ને વાગ્તે વગ્રચિ દિશરા ને ગ્આગે આ પ્ર સ્રંત્ર ૧ ૩૪મા આપે છ ત્યાર હેમાચાર્ય સૂત્ર ૮-૧-૧૪૬મા ગ્રિઓ ને દેવગે બ આપે ૭ સામાન્ય રીતે દીર્ઘ સ્વર, ઉ, ઙ, લ વગેરેની ઉત્તરે આવતા અ કે ય નો ઉચ્ચાર વ જેવો થાય છે તેથી તેને વશ્રુતિ કહે છે

સંસ્કૃતમા आनु+अन्ति नु आनुवन्ति થાય છે અહી પણ વ-શ્રુતિ હોવાનુ લાગે છે આ બન્ને શ્રુતિઓ શબ્દનુ એકદર પ્રમાણ કાયમ રાખના થાય છે અ કાયમ રહ્યો હોત તો તે ઘડી જતા મળવ હતા

(૧) हुकर–सु र–सुवर

(૨) केतक –केअडओ–केवडउ–કેવડો

(૩) गेदिति–रोअइ–रोवई–રુવઈ "रुवइ लच्छि" (ભવિ ૨૨-૩-૭)

(૪) चिंतयति–चि‌ावइ 'चिंतवइ धीर हुडीए वीर' ( ,, ૪-૫-૧૧)

(૫) हृदये–हियवइ "जडवि हियवइ न माइ" ( , ૧૯-૬-૮)

(૬) प्रकट–प्रअड–परअड–પરવડ–પ્રગવડુ 'શબ્દ સુણીઈ પ્રગવડુ" (કાદ ૧૧૩)

(૭) परिकृटि–पलिअट्टि–પલિવટિ–પલવટ

(૮) शोपयति–सोसअइ–સોસવઈ "આજ અહ્મનઈ સોસવઈ તૂ !" (સીતાહ )

(૯) आदराति–उल्पइ–उन्हवइ (મિ. કે ૮-૪ ૪૧૬)

(૧૦) एन्ड, केड्ड, जेड्ड माना उनो ઉચ્ચાર દાત જોડે થતા વુ થઈ 'એવુ', 'જેવુ', 'કેવુ' થયા

(૧૧) वर्णयति–वणवइ– वर्णवु–वर्णववु'

(૧૨) प्रोत–प्रोय–परोय–परोयड 'પરોવડ'–'પરોવવું'

(૧૩) मन्दोदरी–मन्दोयरि–મન્દોવરિ "નારી મન્દોવરિ વીનવઈ એ." (સીતાહ )

(૧૪) द्वितीयाव–दिअट्टु કે दिवट्टु પ્રથમ ઉપરથી હિ. દેઢ, બીજા ઉપરથી 'દોઢ'

(૧૫) निश्च्योतनि–निच्चोयइ–નીચોવ

(૧૬) आगत –आअओ–आयउ–आवउ થઈ 'આવ' ધાતુ આવ્યો

(૧૭) धूक्ट–धूअड–ધુવડ.

(૧૮) સૂત્ર ૮–૧–૨૧૩ પ્રમાણે पीत–पीअ+ल–पीयल વિકલ્પે બને છે.

ઉપર જણાવ્યા પ્રમાણે યશ્રુતિથી શબ્દનું એકંદર પ્રમાણ જળવાઇ રહે છે. ઘણી વખત इ, ए કે उ પછી આવતો अ કે य ઊડી જાય છે, પણ યશ્રુતિનો અમલ થતાં તે ટકી રહે છે. पीतलक–पीअलअ–पीयलउं–પીળું, शीतलक–सीयलउ–શીળું. પરંતુ મરાઠીમાં पीवळे, 'કાયર' ને બદલે कावरा, 'કાગડા' ને બદલે कावळा થાય છે. (ભાણ્ડારકર–ભાષણો પૃ. ૧૬૬)

સિદ્ધહેમ સૂત્ર ૮–૧–૧૯૨માં अ નો व થયેલો નોંધ્યો છે. सुभग –सुहओ–सुहवो, दुर्भग– –दुहओ–दुहवो. પ્રથમ उ દીર્ઘ બને છે ત્યાંજ વશ્રુતિ થાય છે. ગુજરાતી 'ઝાડવો', 'બડવો', વગેરે શબ્દો પણ તેવી જ રીતે બન્યા છે.

સૂચના:—પ્રક્ષેપ ને ઉપર વર્ણવેલી શ્રુતિમાં ઘણો ભેદ છે. જ્યહાં કંઇ ન હોય ત્યહાં જે વ્યંજન આવે તે પ્રક્ષેપનો ગણાય. આ પ્રક્ષેપ બહુધા र्, ह् ને क નો થાય છે. તે નવો વ્યંજન આગંતુક છે. પરંતુ य–वश्रुतिमां તેમ બનતું નથી. અમુક અક્ષર જે શબ્દમાં મૌલિક છે ત્હેનો અમુક સંજોગોમાં ઉચ્ચાર य કે व જેવો થાય

છે, માટે તે ઉચ્ચારને શ્રુતિ કહી છે મૌલિક અક્ષર ય–વ જેવા સભળાય છે, પરિણામે લખાય છે

(૯) શબ્દના અંતનો क—શબ્દના અર્થમા સહેજ ફેરફાર આ પ્રત્યયના ઉપયોગથી થાય છે તો કોઈ વખતે તે પ્રત્યય સ્વાર્થે પણ વપરાય એ સ્વાભાવિક છે પ્રાકૃત ભાષા લોકભાષા હોવાથી તેમા સસ્કૃતના કરતા આવા શબ્દો વિશેષ પ્રયોગમા આવ્યા છે પાણિનિ પોતાના વ્યાકરણમા આ क કયા પ્રસગે ઉપયોગતો તે જણાવે છે સૂત્ર ૫–૩–૭૩મા अज्ञाते– અજાણી વસ્તુ કે પ્રાણી સૂચવવા क વપરાતો જણાવે છે 'આ ઘોડો કોનો હશે?' એ અર્થમા अश्वक વપરાતો સૂત્ર ૫–૩–૭૪મા कुत्सिते તિરસ્કાર દર્શાવવા આ क વપરાતો જણાવે છે अश्वक =कुत्सितोऽश्व તેમજ शूद्रक, रावक, વગેરે શબ્દો તિરસ્કારાર્થ છે સૂત્ર ૫–૩–૭૬મા अनुकम्पायाम्–ભાવ બતાવવા क વપરાતો સૂચવે છે पुत्रक = 'પ્રિય પુત્ર'ના અર્થમા વપરાય છે સૂત્ર ૫–૩–૮૫મા अल्पे–અલ્પપણુ બતાવવા क વપરાતો જણાવે છે तैलक='થોડુ તેલ', સૂત્ર ૫–૩–૮૬મા ह्रस्वे 'નાનુ કદ' બતાવવા વપરાતો જણાવે છે वृक्षक ='નાનુ ઝાડ' સૂત્ર ૫–૩–૯૬મા 'इवे प्रतिकृतौ' અમુકના જેવો કે ત્હેની પ્રતિકૃતિ, એ અર્થમા क વપરાતો જણાવ્યો છે अश्वक = ઘોડાના જેવો કે ઘોડાની છબી', વગેરે અર્થમા क વપરાતો

પ્રાકૃતમા આવા અર્થમા કે સ્વાર્થે–પોતાના મૂળ અર્થમા આ क પ્રત્યય લાગતો, પણ તે શબ્દને અને આવતા અનાદિ હોય, પરિણામે પ્રાકૃતના નિયમ મૂજબ કોઈ વખત તે ઊડી ત્હેને બદલે अ કે य અવશિષ્ટ રહેતો તો કોઇ વખત ત્હેનો ग પણ થતો જોવામા આવે છે પ્રાકૃતમા ત્હેનો વ્યાપ્તિપ્રદેશ કેટલો છે, તે નીચેના ઉદાહરણ પરથી જણાશે

(૧) વિશેષણ—नितक्र–"नियगनामकियाणि" ( वसु )

भव्यक–"अ कि भविओ" ( „ । ક઼ठाय ग्वर भक्ति

उन्मत्तक–'उम्मत्तओ जणो जातो" ( „ १२० )

कटुक–'न गणेइ कडुयत्तयणाणि" ( „ ११८ )

„ –"कडुओ अलत्तगरमो." ( „ १३७ )

(૨) નામ—ग्गमक–"ंडो वल्लभगो" ( „ १२० )

आश्चर्यक–"अर छेरगमयाणि" ( „ १३५ )

कवलक–"महुग्कवलयमिव" ( „ १३७ )

आदर्शक–"सय आयंसकं धरेमि" ( „ १३९ )

आत्मक–"मया से अत्तयाणि दत्ताणि" ( „ १४१ )

मेलक–'एवकए उज्जलओ मेलओ होहि" ( „ ९६ )

पारण–पारणा+क–"पारणगनिमित्त देहि मे पायस" ( „ ९५ )

मुहूर्तक–"वीममसु मुहुत्तगं जाव" ( „ ९५ )

(૩) અવ્યય—पश्चात्क ( या पश्चक )–"सो वि मे पच्छओ लग्गो" ( „ १२२ )

(૪) સર્વનામ—अहकम्–"अहय तुम्ह मर्मावि पट्टविया" ( प्रा–इ. सं. ८४ )

„ –"जीवियमेसो अहयं सत्तो" ( „ „ ८९ )

–"अहय खणमेत्तेण वि–...भन्ने" („ „ ९२)

(૫) કૃદન્ત—दत्तक–"जो द्दिण्णग न निगेण्हइ." ( वसु ९२ )

वाच्यमाणक–"एय लेह देवसमीने वाइज्जंतगं" ( „ १०२)

वह्यक–"हर्टुस सत्यकोस वोज्झगं देइ" („ ८७)

ઉપલાં ઉદાહરણોમાં અર્થ ફેર ઘણો ઓછો છે: स्वार्थे कः લાગેલો છે. તેમજ સૂત્ર ૮–૨–૧૬૪ स्वार्थे कश्च वा પ્રમાણે મૂળ અર્થમાં લાગતા કનાં ઉદાહરણ નોંધ્યાં છે. चन्द्रक–પ્રા. चन्दओ, गगनके પ્રા. गयणयम्मि, आश्लिष्टकम् પ્રા. आलिद्धअं; બેવડો क–बहु પ્રા. बहुअय, વગેરે.

હેત્વર્થકૃદંતને પણ क લાગ્યો છે અપભ્રંશમાં આ क ચાલૂ રહ્યો છે અને તે कના અસ્તિત્વને લીધેજ ગુજરાતીમાં ઓકારાંત નરજાતિના ને ઉકારાંત નાન્યતર જાતિના નામ વ્યુત્પન્ન થયાં છે तव्य પ્રત્યયના અપભ્રંશ વંશજ इएव्वउ-एव्वउमां क પ્રત્યય સ્વાર્થે છે ત્હેને વીને અંત્ય उ આવ્યું છે कर्तव्यं અપ-करि एव्वउं કે करं वउ (૮-૪-૪૩૮)

આ क નારી જાતિના નામને લાગતાં પ્રાકૃત-અપભ્રંશમાં થોડો ફેરફાર થાય છે નામનો અંત્ય आ, ई, ऊ પ્રથમ હ્રસ્વ બની પછી क લાગે છે ને બતાવે છે કે નવીન શબ્દોને જેમ જેમ क લાગતો ગયો તે મૂળ સંસ્કૃત શબ્દને નહીં પણ ત્હેના પ્રાકૃત રૂપને લાગ્યો, એટલે ત્હેનો વ્યાસિપ્રદેશ ઉત્તરોત્તર વધ્યો છે માટે 'રાતલડી' કે 'ગાવલડી' શબ્દોના સંસ્કૃત પર્યાય रात्रिका કે गौका આપવા ઠીક નથી સંસ્કૃતમાં આમ બોલવું બ્હાર લાગે છે, તેમ વાસ્તવિક પ્રયોગ પણ તે'વા થયા નથી સં चिता શબ્દનું પ્રાકૃત રૂપ चिय થયા પછી પ્રાકૃતમાં क લાગી આકારાંત બનતાં चियगा થય તેમજ गज्ञा પ્રા सण्ण થયા પછી क લાગી તથા જાતિફેર થઈ सण्णओ પ્રાકૃતમાં બને તે ઉપરથી ગુજરાતીમાં 'સનો' શબ્દ આવ્યો સં प्रतिच्छाया પ્રા पडिच्छाय ઉપરથી क લાગી पडिच्छायउ રૂપ ઉપરથી જાતિફેર થઇ ગુજરાતીમાં 'પડછાયો' શબ્દ બન્યો.

ઉદા

૧ "आदीविय चियगा" (વસુ ૧૨૦)

૨ "पारणगनिमित्त देहि मे पायस" (,, ૯૫)

સંસ્કૃતમાંજ क ઉપરાંત र, ट, ल, વગેરે સ્વાર્થે પ્રત્યય લાગતાં वधू-वधूटी, कुटि-कुटिर, पाण्डु-पाण्डुर, मञ्जु-मञ्जुल, વગેરે આ ट, ल ઉપરથી ड, ल અપભ્રંશમાં વપરાતા સ્વાર્થે પ્રત્યયો આવ્યા છે અપભ્રંશમાં

विज्जुल्लिआइ, पहिल्लिआइ, णयणुल्लउ, अहरुल्लउ, मुहुल्लउ, पल्लवल्लउ, हियडुल्लउ, गुणहुल्लउ, गहगहणुल्लउ मिहुणल्लउ, णयल्लउ, जुयलुल्लउ, पोट्टिल्लउ, महिल्लउ, વગેરે જેવા શબ્દોમાં ઇલ્લ કે ઉલ્લ પ્રત્યયોમાં કોઇ વખત સ્વાર્થે ને કોઇ વખત સંસ્કૃતમાં લાગતા કના જેવા અર્થ હોય છે.

ઉદા.

૧. "વલી વિમાસઇ હુઇંયડલામાહિ દેવચિંતા નવિ જાણીઇ."
( વિદ્યાવિ. ૩૪ )

૨. 'નીંદ ન આવઇ નયણલે રે હિયડલઇ ખરઉ ઉચાટ."
( ,, ૧૨૦ )

(૧૦) અર્થફેર—મૂળ સંસ્કૃત શબ્દોનો જે અર્થ હતો તે અર્થ ગુજરાતીમાં આવતાં ઘણી વખત તેવો ને તેવો રહેતો નથીઃ તેમાં થોડોઘણો ફેરફાર થાય છે. સંસ્કૃતમાં પણ શબ્દના અમુક મુખ્ય અર્થ હોય છે ને અમુક ગૌણ હોય છે. આ ગૌણ અર્થ તેમાં જતે દિવસે આવેલો છે. દાખલા તરીકે स्था ( तिष्ठ )નો મુખ્ય અર્થ 'ઊભા રહેવું' થાય છે. પરંતુ "स आसने स्थितः"માં 'બેસવાનો' અર્થ છે. વળી "मध्याह्नः स्थितः"માં 'થવું'નો અર્થ છે. આ બન્ને અર્થ ગૌણ છે. આવી જાતનો અર્થફેર ગુજરાતીમાં આવતાં શબ્દમાં થાય તે સ્વાભાવિક છે. લક્ષણા વ્યાપાર-અર્થસંકોચ ને અર્થ-વિસ્તાર પણ આમાં મહત્ત્વનો ભાગ ભજવે છે. થોડાંક ઉદાહરણ નીચે આપ્યાં છે.

(૧) स्वप् (ઊંઘવું) सुअइ-सुवइ-सुवुं (સુઇ જવું)
(૨) लग्नं (ગ્રહોનો સારો યોગ) लग्ग-લાગ (તક, મોખો)
(૩) लाभः (નફો) लाहक-લ્હાવો (ઇચ્છાતૃપ્તિ)
(૪) मार्गः (રસ્તો) मग्गो-માગ (જગ્યા)

(૫) अरण्य (જંગલ) रण्ण–રણ (ઉજ્જડ રેતાળ પ્રદેશ)
(૬) ताप (ગરમી) ताव–તાવ (ગરમીની બીમારી)
(૭) वेदना (પીડાસામાન્ય) वियणा–વેણ (પ્રસૂતિની પીડા)
(૮) त्राहि (બચાવો) त्राह्य (વ્યથા)
(૯) अन्यतर (બેમાંનું એક) अनतर–અનેરૂં અસાધારણ બીજો)
✓(૧૦) भक्त (રાંધેલું) भत्त–ભાત (રાંધેલા ચોખા ચોખા)
(૧૧) मार्ग (શોધવું) मग्ग–માગવું (હેતુ હોવું, લેણું હોવું, યાચના કરવી)
(૧૨) रटण (પુનઃ પુનઃ બોલવું તે) लडण–લઢણ (ટેવ)
(૧૩) व्यसन (ભારી ટેવ, સંકટ)–વસણ (કુટેવ)
(૧૪) अभ्यास (પુનઃ પુનઃ ક્રિયા)–અભ્યાસ (વાચન)
✓(૧૫) धन्या (સુભગ સ્ત્રી) धण्ण–ધણ (ગર્ભવતી સ્ત્રી)
(૧૬) भण (બોલવું)–ભણવું (વાંચવું, અભ્યાસ કરવો)
(૧૭) नश् (નાશ પામવું) नस्स–નાસવું (દોડી જવું)
(૧૮) खिद्यति (મ્હેનત લેવી) खिज्जइ–ખીજવું (ચિડાવું)
(૧૯) उद्यम (મ્હેનત) उज्जम–ઊજમ (હોંસ, ઉમંગ)
(૨૦) आपतति (બનવું) आवडइ આવડવું (જાણવું)
✓(૨૧) साभिलाष (ઇચ્છાભર્યો) साहिलास–સાલસ (નમ્ર, ગરીબ)
(૨૨) व्यापृत (રોકાયેલો) वावुडो–વાપડો (બિચારો, કંગાલ)
(૨૩) पक्षक (પાંખું) पक्खउ–પડખઉ–પડઠો–પડછે (સુકાયલે)
(૨૪) शल्य (ભાલોડું) सल्ल–સાલ (અડચણ, આડખીલી)
(૨૫) ज्ञान (જાણવું તે) णाण–નાણવું (કસોટી કરી જોવી)
(૨૬) आर्द्रक (ભીનું) अल्लउ–આળું (લોહીયાળું) ઓળો
(૨૭) रक्ष रक्ष (બચાવો) रक्ख रक्ख–રખ રખો–ખરખરો (શોક, ચિંતા)
(૨૮) आह्वान (બોલાવવું) आह्वाण–વ્હારે (મદદ) વ્હારે ધસ, વ્હારે ચડવું

(૨૯) प्रतोली (મહેલો) पयोलि-પોળ (દરવાજો, મહેલ્લો)
(૩૦) एम्वहि (ઇદાની) एव्वइ-એવ (એટલામા)
(૩૧) जिगीषा (જીતવાની ઇચ્છા) जिगीम-જગીમ (ઇચ્છાસામાન્ય)
(૩૨) पांसु (ધૂળ) फासु-ફાસુ (નકામુ)
(૩૩) आरटति (બરાડવુ) आडइ-रडइ-રડવુ (મનુષ્યનુ રુદન)
(૩૪) वृत्ति (ધધો-ઉદરપોષણાર્થે) वत्त-वट्ट-वतू-वट-મતુ 'વતૂ' શબ્દ હાલ 'હજામત'ના અર્થમા વપરાય છે અહી અર્થસંકોચ લાગુ પડ્યો છે પણ જૂની ગુજરાતીમા 'ધંધો' એમ સામાન્ય અર્થમા વપરાયો છે 'તિણિ બોલાવિઉ નાન તવાર, ગણિ • અમ્હારઈ તૂ વતં સારિ" (પ્ર ચિ ૧૦૯)
(૩૫) भणित्वा-ભણી (બોલીને-ઉદ્દેશીને) હાલ 'ભણી' 'તરફ'ના અર્થમા વપરાય છે
(૩૬) राशि (ઢગલો) વાશ (મડદ)
(૩૭) वर्म (રસ્તો) वट्ट-વાટ (ધૂળ) લક્ષણાવ્યાપારથી
(૩૮) घोषयति (મ્હોટેથી જાહેર કરવું) ગોખવુ (મ્હોડે કરવુ)
(૩૯) छवि (કાન્તિ) છબી (ચિત્ર, પ્રતિકૃતિ) 'છબીલો'મા મૂળ અર્થ કાયમ છે લીલુછમ
(૪૦) प्रकर (ઢગલો) पगार-પગર (ઢગલો), પણ ખળાવાના ઢગલા ઉપર બળદનુ હાલરુ ચલાવે છે તેને પણ 'પગર' કહે છે, ને તે ફેરવવાની ક્રિયાને પણ 'પગર' કહે છે
(૪૧) उदर्क (ભાવિ પરિણામ) उदर्क्कार-उड्डआर-આડકાર (ભરેલા પેટમાથી જઠરવાયુનુ અવાજપૂર્વક બ્હાર નીકળવુ)
(૪૨) दिनमान (ઘટિકાય નથા દિવસ કેટલો ચડ્યો છે તે માપ) હાલ 'ચડતી કળા'ના અર્થમા વપરાય છે 'દહાડો' પણ લક્ષણા વ્યાપારથી 'નસીબ'ના અર્થમા વપરાય છે

(૫૩) अग्र (મોખરૂ) अग्गे-आगे-આગે (દૂર)
(૫૪) दोला (હીંચકો-અસ્થિર) ડૂલી જવુ ' (પાયમાલ થવુ)
(૫૫) श्रावण (માસવિશેષ) सरवण-સરવડુ (ઝાપટુ)

આ પ્રમાણે લક્ષણાવ્યાપારથી અર્થસંકોચ ને અર્થવિસ્તાર થઈ શબ્દના અર્થ ફરે છે. છતા શબ્દોનુ મૂળ તપાસતા અર્થ તરફ ખાસ દૃષ્ટિ રાખવી જોઇયે

(૨૬) હકારનો ઉચ્ચાર—ગુજરાતી ભાષામા 'હ' ઘણી વખત શબ્દમા ઉચ્ચારાતો સાભળવામા આવે છે, પણ લખાતો નથી જ્યા તે હાલ સભળાય છે ત્યા મૂળ પે સર્વથા ન હતો પણ આગળ પાછળ ખસીને હાલના સ્થળે આવ્યો છે સસ્કૃતના 'હ' અગર મહાપ્રાણ સ્પર્શ વ્યજનમાનો 'હ' છૂટો પડી આગળપાછળ હડે છે પણ જ્યા તે 'હ' સયુક્ત વ્યજનની ઉત્તરે આવી ત્હેનો અશ બનેલા હોય ત્યા જુદો પડે કે કેમ તે જરા વિવાદગ્રસ્ત છે સ્પર્શવ્યજનમા કયા 'હ' છે તે જોઇયે

સ सीताफल्क–सीताहडु–सीथापडु ' આની જાતનો ઉચ્ચાર ચરોતરમા ઘેરૂત લોક કરે છે, તે વાચનાપાઠને અધીન રહી થયેલો છે 'ફ'માનો 'હ' છૂટો પડી પાછલા 'ત' સાથે જતા 'ત'+'હ'=થ થયો, અને 'ફ'માથી 'હ' જતા 'પ' રહ્યો

નીચેના મહાપ્રાણ વ્યજનોમા 'હ' છે

| | |
|---|---|
| ૧ क+ह=ख (kh) | ૨ ग+ह=घ (gh) |
| ૩ च्+ह=छ (chh) | ૪ ज+ह=झ (jh) |
| ૫ ट+ह=ठ (thh) | ૬ ड्+ह=ढ (dhh) |
| ૭ त्+ह=थ (th) | ૮ द्+ह=ध (dh) |
| ૯ प+ह=फ (ph) | ૧૦ ब्+ह=भ (bh) |

આ ઉપરાત व+ह=भ ને म+ह=न પ્રાકૃતમા થતા હતા આ

મહાપ્રાણ વ્યંજનનો ह આગળ પાછળ ખસી શકે, તેમ સ્વતંત્ર ह પણ ખસી શકે છે બહુધા हને પૂર્વ તરફ ખસવાનું વલણ છે નવીન પ્રક્ષેપનો પણ ह ઘણી વખત શબ્દમાં ભળે છે, તો કોઈ વખત મૂળનો ह ઊડી પણ જાય છે

(૧) ह શબ્દના પૂર્વ ભાગ (શરૂઆત) તરફ ખસે છે:–

| | |
|---|---|
| १. जहर–ઝેર | २ गभीर–गहिर–ઘેરૂ |
| ૩ लघु–हलु હળવે | ४ अधुना–अहुणा–हउणा–હવણાં–હમણાં |
| ५ परिदधाति–परिहाइ પહિરઇ, પહેરે | ६ अविधवात्व–अविहवात्तण–એંવાતણુ–હેંવાતણુ |
| ७ वल्लभक –वल्लहउ વ્હાલો | ८ अधुना–अहुणा–હણિ–ઓંણ–હોણ |

(૨) પ્રક્ષિપ્ત ह :

| | |
|---|---|
| १ आकारयति–हक्कारइ–હકારે | २ तारणकार–तारणआर तारणहार |
| ३ अद्यापि–अज्जवि–હજી | ४ प्राप्त–पत्त–पहुत्त–પ્હોંચ |
| ५ वागुरिक–वागुरिअ–વાઘરી | ६ जयकार–जयआर–જુહાર |
| ७. सकल–सगल–સઘળું | ८ अग्रे–अग्गे–આગે–આઘે |

(૩) हનો લોપ—

| | |
|---|---|
| १ वशविधेय–वसविहेय–વસૈયુ | २ चतुर्हट्टक–चउहट्टअ–ચૌટું |
| ३ महासाधनिक–महासाहणिअ–મસાણી | ४ तीक्ष्ण–तिण्ह–તીખું |

*પાલી પ્રાકૃતમાં પણ મ દુહિતરનું ધિતરો, દુહિતાનું ધિવા થયું આમાં કદાચ द् ખસી ह् સાથે ગયો હોય

(૪) ह કોઇ વખત શબ્દની ઉત્તરે (અંત તરફ) ખસે છે:—

१ अभिज्ञान–अहिण्णाण–અહિનાણુ એંધાણુ

२. प्रत्यभिज्ञान–पच्चहिआण–पहिआण–પિછાણુ

३ दिवसे–दिअहहि–દિહાડિ–દાટિ–દાડિયુ

(૫) સંયુક્ત વ્યંજનનો ह—

१ श्लक्ष्ण–लण्ह–नन्ह–નાન્હ

२ प्रस्नव–पण्हउ–पन्हउ–પાન્હો–પાનો

३ पार्ष्णि–पण्हि–पन्हि–પાન્હી

४ कृष्ण–कण्ह–कन्ह–કાન્હ

५ उष्ण–उण्ह–उन्ह–ઊન્હુ

६ अस्मे–अम्हे–અમ્હે

७ ग्रीष्म–गिम्ह–गिंभ–ઘીમ

८ तुम्हे–તમ્હે

આ શબ્દોમાં ह સંયુક્ત વ્યંજન પૈકીનો છે 'ઘીમ' શબ્દ મુ નરસિંહરાવભાઇએ નોંધ્યો છે એ આધાર મ્હે લીધો છે, બાકી મ્હારા સાંભળવામાં નથી આવ્યો 'ઘીમનો સાળુ'. પરંતુ 'ઘીમ' થવા પૂર્વેનું રૂપ गिंभ છે તે અપભ્રંશમાં મળી આવે છે ઉપર જણાવ્યા પ્રમાણે म નો ह ખની જાય છે. માટે 'ઘીમ' રૂપ म નો ह પાછો ફરી થયું છે "गिंभारिहि" (જમ્બૂસ્વામિચરિત્ર ૨–૩૨–૮) "गिंभम्मि" (જમ્બૂ૦ ૪–૧૬–૭) પણ અન્યત્ર તે ह આઘોપાછો ખસતો નથી પ્રાકૃત–અપભ્રંશમાં તે ह નો ઉચ્ચાર તીવ્ર (વ્યંજન જેવો–પ્રાણનો વિશેષ વ્યય કરનાર) થતો, પણ જૂની ગુજરાતીમાં તે મોળો પડતાં પૂર્વ સ્વર સાથે સાથે દીર્ઘ થયો જૂની ગુજરાતીમાં તેવાં ઉદાહરણ મળી આવે છે જો ह નો ઉચ્ચાર ગુરુપ્રયત્ન ન હોય તો પૂર્વ સ્વરને દીર્ઘ થવા કારણ નથી, દીર્ઘ થાય છે માટેજ ત્હેને તીવ્ર માન્યો છે अम्हे मा ह निर्बळ मेो-

ગનો માનિયે તો બંગાળીમાં આમી ને મગધીમાં અહ્મી ( પૂર્વસ્વર દીર્ઘવાળા ) રૂપ શી રીતે વ્યુત્પન્ન થાય, એ પ્રશ્ન છે જો મબળ સંયોગનો માનિયે તો ગુજરાતીમાં 'અમે' કેમ થયું 'આમે' શા માટે ન થયું ? હેતુ નિગ ગણું એમ છે કે અમ્હે રૂપ સંયુક્ત વ્યંજનવાળું ગુજરાતીમાં ઘણા કાળ સુધી ચાલુ રહ્યું ને પછી આપોઆપ ह મોળો પડી ગયો એટલે પૂર્વ સ્વર દીર્ઘ ન બન્યો ( જુઓ પૃ-૨૬ (૬) )

અમે', 'હમે', 'અમ્હે', પૈકી ક્યું રૂપ વાજબી છે તે જોઇયે 'અમ્હે' લખતાં ह્નો ઉચ્ચાર વાણીમાં છે તેવો લખાણમાં નથી આવતો, માટે તે રૂપ લાંબો કાળ ચાલે તે ઠીક નથી મુ નરસિંહરાવ ભાઈ 'હમે' લખે છે, અને ह્નો ઉચ્ચાર વ્યંજન જેવો ન થાય માટે ( ભાષણો પૃ ૧૧૫ ) સૂચના પણ આપે છે કે हનો ઉચ્ચાર લઘુ પ્રયત્ન કરવાનો છે છતાં આ જોડણી પ્રત્યે જેને અણગમો છે તેવા લોક જાણીજોઈને हનો ઉચ્ચાર ગુરુપ્રયત્ન-વ્યંજન જેવા કરે છ મ્હને લાગે છે કે તેવી જોડણી જૂના લખાણમાં નથી જૂના લખાણમાં 'અમ્હે' લખાયેલો છે હેને તેનો કાયમ ગણ્યો હોય નો અલ્પ ह આપોઆપજ મોળો ઉચ્ચારશે બીજું 'મ્હારો' 'મ્હારી' જેવા ઉચ્ચાર કરિયે તો પ્રાણનો વ્યય વિશેષ કરવાની જરૂર પડે છે પાન્હો –પાન્હીમાં ह છૂટો હોવાથી લઘુપ્રયત્નજ ઉચ્ચારાય ને જૂના લખાણની જોડણી પણ તેવીજ છે, તે નીચેના ઉદાહરણ ઉપરથી જણાશે

ઉદા

૧ 'મૂક્યા મરગ ગતિ ન પ વાન, મૂન્યા ચ્યાંની છિન્દાં વાન" ( વિદ્યાવિ ૮૭ )

૨ "નાન્હઉ કુન્થુશરીરિ મમત" ( પ્ર-ચિ-૯૭ )

૩. "નાચઇ છઈ નાન્હી અપછના નરિ તુ" ( વિ ૩ "

૪ "પયપાન્હુઇ પરસત વેધિઉ" (સીતાહરણ ૬૯)
૫ "સૂકી જિમ ઊન્હાલઇ જાઈ" (પ્ર ચિ-૧૪૦)
૬ 'બીજા **નાહાના** પાર ન જાણૂ, કર્મ તુમ્હારૂ, સીતા" (સીતા હરણ ૪૩)
૭ "કાન્હ તણુઇ મ પત્તિ ઇમી જિસી ઇન્દ્રહ ઘરિ રિદ્ધિ" (ત્ર પ્ર ૨)

'**નાન્હુ**'ને બદલે 'ન્હાનુ' જોડણી ઠીક લાગતી નથી જૂની જોડણી 'નાન્હઉ'જ થતી ત્હેનો બીજો પુરાવો પણ છે ન્+દ=ન્દ "**નાંનડિયા** ભરતાર'મા 'ન' જૂની જોડણીની સાક્ષી પૂરે છે "નદ કૃઅર **નાંનડીઆ** સાથે રમે રહેતી ગોઠ કરવા" (ગુ-ભા મા પુ ૨ પૃ ૩૦૭) આમા 'હ' બીજા 'ન' સાથે ભળ્યો છે, પ્હેલા સાથે નહી, અને તે '**નાન્હડીઆ**' ઉપરથી '**નાંનડીઆ**' રૂપે આ યો છે

**સર્વનામનાં રૂપમાં હકાર—**

અમ્હે, તમ્હે, અમ્હને, તમ્હને, મ્હારૂ, અમ્હારૂ, ત્હારૂ, તમ્હારૂ, વગેરેમા 'હ' મોળો પડેલો છે

તે, તેથી એ, એથી તૂ, તૂથી, વગેરેમા હકાર નથી, કારણ મૂળ રૂપમા હ' ન હતો, તેમ ' થી' પ્રત્યય પૂર્વે 'હ'ની જરૂર ન હતી 'થી' પૂર્વે સાતમીનો ઙ આવતો પણ 'ના', 'માં', વગેરે પ્રત્યય જોડે આ સર્વનામમા હકાર આવે છે ત્હેનુ કારણ આ પ્રત્યયો પૂર્વ સર્વનામ છઠ્ઠીના 'હ' સાથે વપરાતુ તેથી છઠ્ઠી વગેરે વિભક્તિના રૂપમા હકાર છે

ઉદા.

૧(૧) "નહીં પુરૂપ તૂ કેહુનઈ પાડિ? (સીતાહરણ ૬૭)
(૨) 'જેહનઇ કૂકી ઊનત રહઇ, ભર્તા નારિ અનેરુ વહઈ" (વિ પ્ર ૧૪૭)

(૩) "સાલીહોત્ર જેહની કસૂટી, તેહ્‍ના કોડિ કેકાણ" ( કા પ્ર ૨–૮૬ )

(૪) "તાહરિ ચિંતિ વસિ વર જેહ, કરુ વિવાહ આણૂ તેહ" ( કા પ્ર ૩–૧૨૫ )

છેલ્લા ઉદાહરણમા 'જેહ', 'તેહ' રૂપોમા 'હ' આવે છે ને એવ ના 'એહ'ના સામ્યને લીધે આવ્યો છે આ પ્રમાણે જૂની ગુજરાતીના હને લીધે એ'નુ, ત્હેનું, જે'નુ, એ'મા, જે'મા, ત્હેમા, ત્હેને, ત્હેણે, એણે વગેરે રૂપ આવ્યા છે ને વિવૃત ઉચ્ચાર (એ) પણ 'હ'ને આભારી છે

અપ જહા, તહા, કહા રૂપ ઉપરથી જૂની ગુજરાતીમા जिहा, तिहा રૂપ થઇ 'જ્હા', 'ત્હા' રૂપ હાલ ઉચ્ચારમા વપરાય છે, લખાણમા 'હ' નથી લખાતો, પણ લખવો ઇષ્ટ છે મુ નરસિંહરાવભાઇ તે પ્રમાણેજ લખે છે

जि, ति, कि ( यद्, तद्, किम् ) જોડે वारे ભળતા जिवारि, तिवारि રૂપોમા પાછો ह ભળવાથી जिहारइ, तिहारइ રૂપ જૂની ગુજરાતીમા વપરાતા થયા તે ઉપરથી 'જ્હારે', 'ત્હારે' વગેરે અવ્યયોમા 'હ' બોલાય છે, માત્ર લખાતો નથી તે લખવો ઇષ્ટ છે, અથવા जिवारे–जिआरे { जिवारि–જિવારઇ / जिहारि–જિહારઇ } રૂપે આવ્યા હોય

અપભ્રંશ एहु, जेहु, तेहु ( સાદૃશ્યવાચક વિશેષણ ) ઉપરથી એ'વુ, જે'વુ, તે'વુ વિશેષણ આવ્યા છે. ત્હેમા પણ ह ઉચ્ચારાય છે

-(૧૨) વર્ણસંકરઃ—પૃ ૪૮ ઉપર જણાવ્યા પ્રમાણે અ'પપ્રાણ વ્યજનમા 'હ્' ભળી મહાપ્રાણ વ્યજન બને છે આ રીતે મૂળભૂત બે વ્યજનના એકઠા થવાની ક્રિયાને સકર કહે છે गृह (ग्+ह) घर, प्रहीतक–गहिओ (ग्+ह) घेनो, महारथी (म्+ह) भारथी, जिह्वा

(वृन्द) છૂલ, સ્વરોમા પણ મકીર્ણ સ્વર બે જુદા સ્વરોના બની થયેલા છે अइ નો ए, अउ નો ओ

**(૧૩) વર્ણસંહિઃ**—જ્યારે હ' પૂર્વ કે ઉત્તર અલ્પપ્રાણ વ્યંજન સાથે વર્ણસંસર્ગમા બતાવ્યા પ્રમાણે એકરૂપ ન થતા ઉચ્ચારમા ને લખાણમા છૂટો પણ વચ્ચે સ્વર વિના સાથે સાથે આવે ત્યારે સંસૃષ્ટ વ્યંજન બને છે —भगिनी-भइणी-बाहणी-બ્હેન (અહી वन्हनो भ થયો નહી સિંધીમા ભેણ શબ્દ છે તે કદાચ પ્રા भइणी ઉપરથી આ યો હોય કે પછી વર્ણસંસર્ગનો નિયમ ત્હેમા લાગુ પડ્યો હોય) અપ पहिलउ-પ્હેલુ प्रहर-पहुर-પ્હોર, સ્વરોમા अइ નો ऐ, अउनोऔ

**(૧૪) વર્ણવ્યત્યય**—ઘણી વખત શબ્દના અંતર્ગત અક્ષરો પરસ્પર સ્થાન બદલે છે ત્હેને વ્યત્યય કે સ્થિતિપરિવૃત્તિ કહે છે परिदधाति-परिहाइ-पर्इइ-પ્હેરે गुन्टक-गुन्छउ-છોગુ, त्रिडाल—બિલાડો, અ अमानत-અનામત આ ઉદાહરણ ઉપરથી જોઇ શકાય છે કે વ્યંજન ખમતા સ્વર બહુધા મૂળ સ્થળે વળગી રહી નવીન આવનાર વ્યંજન સાથે રહે છે

**(૧૫) સ્વરભક્તિ**—સયુક્ત વ્યંજનના બે અંગભૂત વ્યંજનો વચ્ચે ઘણી વખત કાચર જેવો સ્વર ભળી બે વ્યંજનોને છૂટા પાડે છે આને સ્વરભક્તિ વિપ્રકર્ષ, કે વિશ્લેષ કહે છે हर्ष —હરખ, શ્લેષ્મ-સળેખમ रत्न-રતન, कृष्ण-કસન

**(૧૬) આદેશ**—शत्रुवदादेश—એક વર્ણને સ્થાનભ્રષ્ટ કરી ત્હેની જગાએ બેસનાર બીજા નવીન વર્ણને આદેશ કહે છે ઉદા स्था ને બદલે तिष्ठ् पा ને બદલે पिब्, गै ને બદલે गी (गीयते)

**(૧૭) આગમઃ**—मित्रवदागम—મિત્રની માફક મૂળ અક્ષરને સ્થાનભ્રષ્ટ કર્યા સિવાય ત્હેની જોડે બેસી જનાર નવીન વર્ણને આગમ કહે છે पक्षक-प्रकतउ-પડખઉ-પડખુ, (શી) हो+अते-

શૌરતે, પ્રાપ્ત-પત્ત પહુત્ત નડ્ડુ-કનડ્ડુ, જડ્ડુ-જક્કડુ આમ આગમ ને પ્રક્ષેપમા ભેદ નથી

**તા ક** પૃ ૩૯ ઉપર પાચમી પક્તિમા 'દીર્ઘ સ્વર' પછી 'અ' ઉમેરો

---

# પ્રકરણ ૪થું

## પ્રાકૃત ભાષાઓ

સામાન્ય (પ્રાકૃત) લોકોની બોલવાની કે લખવાની જે ભાષા તે પ્રાકૃત ભાષાને નામે પ્રચલિત છે સસ્કૃત ભાષાથી ભિન્ન ભાષા તે પ્રાકૃત ભાષા ગુજરાતી, મરાઠી વગેરે પ્રાકૃત ભાષાઓ આ વો ત્હેનો સામાન્ય અર્થ હોવા છતા અહીં 'પ્રાકૃત'થી સસ્કૃતની નિકટની સતતિ, એવો વિશેષ અર્થ છે જૂનામા જૂની આવી ભાષાને 'પાલી' ભાષા નામ આપવામા આવ્યુ છે તે પાલી ભાષાની આગળનો સ્વતત્ર વિકાસ તે 'પ્રાકૃતભાષા'ને નામે ઓળખાવા લાગો

સામાન્ય લોકો વ્યાકરણનો વિચાર કર્યા સિવાય પોતાનાથી જેવો ઉચ્ચાર થઇ શકે અગર પોતાને જેવો ઉચ્ચાર સભળાય તેવો નિષ્કાળજીથી ઉચ્ચાર કરે પરિણામે ત્હેમા ઘણા વિકારો દાખલ થાય તે હવે પછીના પ્રકરણમા આપવામા આવ્યા છે, તે ઉપરથી કેવા પ્રકારના વિકાર થતા તે જણાશે એક દેશની પ્રજા સાથે બીજા દેશની પ્રજાનો સબધ થતા નવીન આવનાર પ્રજા બરોબર ઉચ્ચાર નહીં કરી શકવાને લીધે ત્હેમના મુખનો ઉચ્ચાર મૂળ પ્રજા કરતા શીખે છે આ રીતે પણ ઘણો ફેરફાર થાય છે આ બધા વિકારોને

પરિણામે સસ્કૃતથી પ્રાકૃત ભાષાનુ સ્વરૂપ નિરાળુ પડ્યુ, અને તે સ્વતત્ર ભાષા તરીકે સ્વીકારાઈ

વૈયાકરણો સામાન્ય રીતે પ્રાકૃતના ૭ વિભાગ પાડે છે (૧) પ્રાકૃત (૨) શૌરસેની (૩) માગધી (૪) પૈશાચી (૫) ચુલિકા પૈશાચી (૬) અપભ્રશ શ્રીમદ્ હેમાચાર્યે આ પ્રમાણે છ વિભાગ પાડ્યા છે, ને તે પછીના વૈયાકરણોએ તે સ્વીકાર્યા છે સૌથી જૂનો વૈયાકરણ વરરુચિ પોતાના 'પ્રાકૃતપ્રકાશ' નામના પ્રાકૃત વ્યાકરણમા માત્ર ચાર વિભાગ આપે છે (૧) મહારાષ્ટ્રી (૨) શૌરસેની (૩) માગધી (૪) પૈશાચી આ ઉપરથી એમ જણાય છે કે તેના વખતમા અપભ્રશનો વિકાસ થયો ન હતો. અપભ્રશ ભાષા ચોથા-પાચમા સૈકામા કે તેના પહેલાં અસ્તિત્વમા આવી હોવી જોઈએ સાતમા સૈકાનો દણ્ડી *મહારાષ્ટ્રીને प्रकृष्ट प्राकृत કહે છે, અને તેને महाराष्ट्राश्रया કહે છે આ શબ્દના બે અર્થ થઈ શકે છે (૧) મરાઠા લોકના દેશમા બોલાતી (૨) રાષ્ટ્રના મોટા ભાગમા બોલાતી વરરુચિ 'પ્રાકૃતપ્રકાશ'ના પહેલા નવ પરિચ્છેદમા પ્રાકૃતના સૂત્ર આપ્યા પછી દશમા પરિચ્છેદમા પૈશાચી ભાષાના, અગિયારમામા માગધીના, અને બારમા પરિચ્છેદમા શૌરસેનીના ૩૧ સૂત્ર આપ્યા પછી ૩૨મા સૂત્રમા 'शेषं महाराष्ट्रीवत्' એમ લખે છે તે ઉપરથી એમ જણાય છે કે પ્રથમના નવ પરિચ્છેદ આ મહારાષ્ટ્રી પ્રાકૃતના છે તે આધારે વરરુચિની યાદીમા 'મહારાષ્ટ્રી' નામ સ્પષ્ટ જણાવ્યુ છે હેમાચાર્ય સિ હે ના આઠમા પ્રકરણના પહેલા ત્રણ પાદના સૂત્ર અને ચોથા પાદના ૨૮૫ સૂત્ર આપ્યા પછી શૌરસેની ભાષાના સૂત્રને અતે ૨૮૬મા સૂત્રમા લખે છે કે "शेषं प्राकृतवत्" (સૂત્ર ૨૬૦-૨૮૬ શૌરસેની માટે છે) એટલે (૧) ૨૭૧ + (૨) ૨૧૮ + (૩) ૧૮૨ + (૪) ૨૫૯=૯૩૦

* "महाराष्ट्राश्रयां भाषां प्रकृष्टं प्राकृतं विदु ।
सागरः सूक्तिरत्नानां सेतुबन्धादि यन्मयम् ॥" ( કાવ્યાદર્શ )

સૂત્ર પ્રાકૃત ભાષા માટે આપ્યાં છે. આટલાં બધાં સૂત્ર જે ભાષા માટે હોય તે સામાન્ય પ્રાકૃત–બીજી બધી પ્રાકૃતોના આધારભૂત હોવી જોઇએ. શૌરસેની માટે ૨૭ સૂત્ર, માગધી માટે (૨૮૭–૩૦૨) ૧૬ સૂત્ર, પૈશાચી વાસ્તે (૩૦૩–૩૨૮) ૨૬ સૂત્ર, અપભ્રંશ માટે (૩૨૯–૪૪૮) ૧૨૦ સૂત્ર આપે છે. એટલે જે'ને વરરુચિ મહારાષ્ટ્રી કહે છે, જે'ને હેમાચાર્ય પ્રાકૃત કહે છે, અને દણ્ડી 'प्रकृष्ट प्राकृत' કહે છે તે રાષ્ટ્રના મ્હોટા ભાગમાં બોલાતી ભાષા હોવી જોઇયે. જે'ને વરરુચિ મહારાષ્ટ્રી કહે છે તે જો પ્રાન્તિક ભાષા હોત તો હેમાચાર્યે ત્હેને તે'વું નામ આપ્યું હોત, માટે જાણી જોઇને પ્રાન્તિકતાનો સંશય ટાળવા એ'ને 'પ્રાકૃત'જ કહ્યું છે. ૨૦–૨૫ સૂત્રોની સામગ્રીથી ભાષાભેદ પડે; પરંતુ એ'ઉપરથી સમઝી લેવાનું છે કે તે ભાષામાં બીજાં કાર્ય (વિકાર) મુખ્ય પ્રાકૃત પ્રમાણે થાય છે. (સૂત્ર ૮–૪–૨૮૬ ઉપરનું વાર્તિક) એટલે તે પ્રાકૃત ઘણા મ્હોટા ભાગમાં બોલાતું હોવું જોઇયે. જો મહારાષ્ટ્રી ભાષા મરાઠાના દેશમાં બોલાતી પ્રાન્તિકજ ભાષા હોય તો ત્હેને શૌરસેની, માગધી, વગેરે સાથે સંબંધ મળી શકતો નથી. માટે હું 'મહારાષ્ટ્રી'ને સામાન્ય પ્રાકૃત માનું છું. આ બાબતમાં ડો. હોર્નલ ને મી. બીમ્સનો આધાર મળે છે, પણ અન્ય વિદ્વાનોનો ટેકો નથી.

હોર્નલ ( Gaudian Grammar–Intro. P. ૨૧–૨૨ ) કહે છે:–"Mh. Pr. was not looked upon as the vernacular of any people, and that it did not take its name from Maharashtra (or Maratha) country." P. 21. For "he (Vararuchi) seems to use the term not as a proper name, but as a laudatory or descriptive expresson, meaning "the prakrit of the great kingdom." P. 22

મી બીમ્સ "Comparative Grammar Vol I Intro (P 34) કહે છે 'Maharashtri & Marathi have little in common except the name" P 34 છતાં પુસ્તક ૩ન્નમાં મરાઠી ऊन પ્રત્યયનો વિચાર કરતાં પૃ ૨૩૩ ઉપર લખે છે કે "Modern M is really the representative of M Pr"

ડૉ ભાણ્ડારકર (ભાષણો પૃ ૨૩૨) જણાવે છે કે શૌરસેની ને માગધીની માફક મહારાષ્ટ્રી પણ પ્રાન્તિક ભાષા છે મરાઠી ભૂતકૃદન્તનો ऊन પ્રત્યય મહારાષ્ટ્રી પ્રાકૃતનો આવેલો છે તે ઉપરાંત તે પ્રાકૃતના कृत–मृत ઉપરથી નીપજેલા कअ–मअ હાલની મરાઠીના केल–मेलામાં પરિણામ પામે છે એટલે વર્તમાન મરાઠી ભાષા જૂની મહારાષ્ટ્રી પ્રાકૃતની પ્રતિનિધિ છે. હાલની મરાઠી મહારાષ્ટ્રી પ્રાકૃત ઉપરથી આવી, એ વાત સત્ય છે, પણ તે ઉપરથી એમ ફલિત નથી થતું કે તે મહારાષ્ટ્રમાંજ બોલાતી જોઈયે મગધ પ્રદેશમાં પણ મહારાષ્ટ્રી–સામાન્ય પ્રાકૃત બોલાય, અને અન્યત્ર પણ બોલાય, એટલે મહારાષ્ટ્રી નામ યથાર્થ ઠરે ગુજરાતી ભાષા શૌરસેની પ્રાકૃત ઉપરથી આવી માટે શૌરસેની પ્રાકૃત ગુજરાતમાંજ બોલાતી, એમ માનવું ઠીક નથી તેમ મહારાષ્ટ્રી પ્રાકૃત માટે શા માટે ન માનવું? એકંદરે આ પ્રશ્ન વિવાદગ્રસ્ત છે

શૌરસેની શૂરસેન–મથુરા પાસેના પ્રદેશ–ના નામ ઉપરથી ભાષાને નામ મળ્યું છે એની પ્રકૃતિ તરીકે સંસ્કૃત મનાય છે માગધી ભાષાને શૌરસેની ઉપરથી નીકળેલી માનવામાં આવે છે માગધી ભાષામાં र् નો ल ને स्–ष નો સર્વત્ર श થાય છે 'रसोर्लशौ' (૮–૪–૨૮૮) नर–नले, कर–कले, हंस–हंशे, पुरुष–पुलिशे, વગેરે વળી ज નો य થાય છે આ માગધીનો ખાસ વિકાર ગણાય છે અને પ્રથમાના એકવચનમાં ओ ને બદલે ए થયો ત્હેને અર્ધમાગધી (આર્ષ ભાષા)નો

પ્રામ વિકાર માનવામા આવે છે માગધી ભાષા પણ પ્રાન્તિક ભાષા—મગધ દેશની પૈશાચી ભાષાનુ સાહિત્ય ઉપલબ્ધ નથી ગુણાઢ્યે 'બૃહત્કથા' પૈશાચી ભાષામા લખી હતી, એમ કહેવાય છે પણ તે હજુ પ્રાપ્ત થઈ નથી ત્હેના ઉપરના સસ્કૃત સન્ક્ગ્રહ તે 'બૃહત્કથા મ જરી' ને 'કથાસરિત્સાગર' છે આ ભાષામા ण નો न, ल નો ळ થાર છે ગુજરાતીમા હાલ ळ વપરાય છે, પણ જૂની ગુજરાતીમા તે આ ચો નથી આ ભાષાને કદાચ 'પુરતુ' ભાષા સાથે સબધ હોય, એમ લાગે છે

ગુજરાતીને શૌરસેની સાથે સબધ છે શૌરસેનીના कृत–किद, पीत–पीद ઉપરથી 'કીધુ—પીધુ' થયા, સ ભૂ કૃદતના इअ ઉપરથી 'કરી—ખાઇ' આવ્યા, અને त्व–त्त ज्ञि–जि ઉપરથી ગુજરાતીમા 'જ' અવ્યય આવ્યો આમ છતા સધી પ્રાકૃત ને બધી અર્વાચીન આર્ય ભાષાઓનુ કારુ તો મહારાષ્ટ્રી પ્રાકૃતને માનવા પ્રેરાઉ છુ જે જૂજ રૂપોથી પ્રાન્તિક પ્રાકૃતો જુદી મનાઇ તે રૂપ ઉપરથીજ જે તે અર્વાચીન ભાષાનો સબધ જે તે પ્રાકૃત સાથે જોડાયો

---

# પ્રકરણ ૫મુ

## પ્રાકૃત ઉત્સર્ગ

સસ્કૃતના શબ્દો અનરડ માણસના મુખમાથી ઉચ્ચારાતા ત્હેના નીચે પ્રમાણેના મુખ્ય ફેરફારો પ્રાકૃતમા થતા અત્ય ન્ય [illegible] ળી જાય છે

## (१) अ नो आ

१. प्रकट–पायड–पयड २. प्रसुप्तः–पासुत्तो–पसुत्तो
३. परकीय–पारकेर–पारक ४. प्ररोह–पारोहो–परोहो

## (२) अ नो इ

१. स्वप्नः–सिविणो–सिमिणो २. उत्तमः–उत्तिमो
३. पक्व–पिक्क–पक्क ४. मध्यमः–मज्झिमो

( સામાન્ય રીતે આગળ પાછળના તાલવ્ય વ્યંજનને લીધે તાલવ્ય इ બને છે. )

## (३) अ नो उ

१. खण्डितः–खण्डिओ–खुडिओ २. चण्ड–चुण्ड–चण्ड
३. प्रथम–पुढुमं–पढुमं

( સામાન્ય રીતે આગળપાછળના ઓષ્ઠ્ય વ્યંજનને લીધે ઓષ્ઠ્ય उ બને છે. )

## (४) अ नो ए

१. शय्या–सेज्जा २. सौन्दर्य–सुन्देर
३. पर्यंत–पेरन्त ४. ब्रह्मचर्य–बम्हचेरं

( य्य કે र्य ને લઇને य् ઊડતાં રહેલો इ થઈ પાછલા अ માં ભળી ए થયો છે. )

## (५) अ नो ओ

१. पद्म–पोम्म २. नमस्कारः–नमोक्कारो
३. परस्पर–परोप्पर ४. अर्पयति–ओप्पेइ–अप्पेइ

## (६) આદિ શ્રુતિનો લોપ

१. अरण्य–रण्ण–अरण्ण २. अलाबु–अलाउ–लाउ
३. इदानीं–दाणिं ४. इव–व

५. इति–त्ति ६. अपि–वि
(આમાં સંધિ પણ કેટલેક અંશે જવાબદાર છે)

(७) आ નો अ

१. यथा–जहा–जह २. अथवा–अहव–अहवा
३. चामरः–चमरो–चामरो ४. कुमारः–कुमरो–कुमारो

(८) आ નો इ

१. सदा–सइ–सया २. स्त्यान–थीणं
३. खल्वाटः–खल्लीडो ४. आचार्य.–आयरिओ–आइरिओ

(९) आ નો उ

१. सास्ना–सुण्हा २. आसारः–उसारो–आसारो

(१०) आ નો ए

१. ग्राह्यं–गेज्झं २. पारापतः–पारेवओ–पारावओ
३. मात्र–मेत्त–मत्त ४. द्वार–देर–दार–दुवार

(११) आ નો ओ

१. आलिः–ओली २. आर्द्र–ओल्ल–उल्ल

(१२) इ નો अ

१. इति–इअ २. शिथिल–सढिल–सिढिल

(१३) इ નો ए

१. पिण्ड–पेण्ड–पिण्ड २. सिन्दूर–सेन्दूर सिन्दूर
(સંયુક્ત વ્યંજનની પૂર્વના ए–ओ નો ઉચ્ચાર ટૂંકો થાય છે.)

(१४) ई નો अ

१. ईदृशी–इरिसी

### (१५) ई ने। इ

१. पानीअ–पाणिअ    २ तृतीय–तइअ
३ तदानीं–तयाणि    ४ गभीर–गहिर

### (१६) ई ने। उ–ऊ

१ जीर्ण–जुण्ण–जिण्ण    २ विहीन–विहूणो–विहीणो

### (१७) ई ने। ए

१ पीयूष–पेयूस    २ आपीड–आमेळो
३ कीदृश–केरिसो ✓    ४ बिभीतक–बहेडओ

### (१८) उ ने। अ

१ मुकुल–मउल    २ मुकुट–मउड
३ अगुरु–अगरु    ४ गुडूची–गलोई

### (१९) उ ने। इ

१ भ्रुकुटि–भिउडी    २ पुरुष–पुरिसो

### (२०) उ ने। ई

१ क्षुत–छीअ ✓

### (२१) उ ने। ओ

१ पुष्कर–पोक्खर    २ तुण्ड–तोण्ड
३ मूल्य–मोल्ल ✓    ४ कुष्माण्डी–कोहण्डी–कोहली

### (२२) ऊ ने। ए

१ नूपुर–नेउर ✓

### (२३) ऋ ने। अ

१ घृत–घय .    २ तृण–तण
३ कृत–कय    ४ मृग–मओ

(૨૪) ऋ નો इ

१ मृष्ट-मिट्ठ　　२ कृपण-किविणो
३ शृगाल-सिआलो　　४ शृङ्गार-सिङ्गारो

(२५) ऋ નો उ

१ प्राभृत-पाहुडं　　२ वृद्ध-वुड्ढो
३ मातृक-माउआ　　४ पृथ्वी-पुहुवी

(૨૬) આદિ ऋ ની रि

१ ऋद्धि-रिद्धी　　२ ऋण-रिणं-अण
३ ऋषि-रिसी-इसी　　४ ऋजु-रिज्जु-उज्जु

(२७) ए નો इ

१ वेदना-विअणा-वेअणा　　२ स्वर-देअरो-स्यरो

(२८) ऐ નો ए-अइ

१ कैलास-केलासो　　२ सैन्य-सेन्न
३ वैर-वेर-वइर　　४ कैरव-केरवं-कइरव

(२९) औ નો ओ अउ

१ कौमुदी-कोमुइ　　२ यौवन-जोव्वण
३ पौर-पउरो　　४ गौरव-गउरव

(३०) अव-अप નો ओ-ऊ

१ अवतरति-ओअरइ-अवयरइ　　२ अपसरति-ओसरइ-अवसरइ
३ अवकाश-ओआसो-अवयासो　　४ अपसारित-ओसारिआ-अवसारिओ

(३१) અનાદિ અસંયુક્ત क ग च, ज, त द, प, य, व નો

પ્રાયઃ લોપ

१. प्रकार–पयार २. वचन–वयण ३. नगर–नयर
४. भुजगः–भुयगो ५. दलपतिः–दलवइ ६. मदनः–मयणो
७. रिपुः–रिउ ८. लावण्य–लायण्ण ९. वियोगः–विओओ

( વ્યંજન ઊડતાં રહેલા अ–आ ને બદલે યશ્રુતિ થાય છે. )

(૩૨) અનાદિ અસંયુક્ત ख, घ, थ, ध, भ, નો ह

१. नखर.–नहरो २. मेघः–मेहो ३. रथः–रहो
४. नाथः–नाहो ५. बधिरः–बहिरो ६. शोभने–सोहइ

(૩૩) न નો ण

१. मदनः–मयणो २. रजनी–रयणी ३. वचनं–वयणं

(૩૪) આદિ न નો વિકલ્પે ण

१. नदी–नई–णई २. नरः–णरो–नरो ३. नयति–नेइ–णेइ

(૩૫) અનાદિ અસંયુક્ત प નો પ્રાયઃ व

१. शापः–सावो २. तापः–तावो ३. देशपतिः–देसवइ

(૩૬) श–ष નો स

१. स्पर्शति–पश्यति–पस्सइ २. दश–दस–ह ३. तृषा–तसिा

(૩૭) र નો ल ( કેટલાક શબ્દોમાં )

१. दरिद्रा–दलिद्दी २. चरण–चलण ३. मुखर–मुहल

(૩૮) न–ण નો ल (ક્વચિત્)

१. निम्बः–लिम्बो २. वेणु–वेलु–वेणू

(૩૯) ल નો ण (ક્વચિત્)

१. ललाट–णडाल–णिडाल २. लाङ्गलः–णाङ्गलो ३. लाङ्गल–णङ्गलं

(૪૦) અનાદિ અસંયુક્ત ट-त નો ड

૧. घटः-घडो ૨. पटहः-पडहो ૩. पतति-पडइ ૪. प्राभृतं-पाहुड

(૪૧) द નો કોઇ વખત ड થાય છે

૧. दोला-डोला ૨. दण्डः-डण्डो ૩. दोहदः-डोहलो

(૪૨) त નો ल-र (ક્વચિત્)

૧. सप्तति-सत्तरी ૨. अतसी-अलसी ૩. सातवाहनः-सालाहणो

(૪૩) ष-श-स નો કોઇ વખત छ

૧. सुधा-छुहा ૨. षट्पदः-छप्पओ ૩. स्पृशति-छिवइ
૪. स्पृहा-छिहा ૫. भस्रा-भस्त्रक-પ્રા. भच्छएण (વસુ. ૧૪૬. ૨૨. આ વિકારમાં र ને ઊષ્મ વ્યંજન ह ની જવાબદારી છે.)

(૪૪) ड, ल, र નો અભેદ

૧. स्थूल-थोर ૨. हरिद्रा-हलिद्दी ૩. तडाग-तलाओ
૪. किल-किर ૫. चूडा-चूला ૬. गरुड-गरुल
૭ दाडिम-दालिम ૮. षोडश-सोलह ૯. पीडयति-पीलेइ

(૪૫) कैटभ માં भ નો व (केडवो-'ए' જુદો પડી 'ट' સાથે ગયો.)

(૪૬) આદિ य નો ज

૧. यशः-जसो ૨. यज्ञ-जग्गो

(૪૭) र નો ण करवीरः નો कणवीरो

(૪૮) व નો म (માત્ર નીચેના શબ્દોમાં વિકલ્પે)

૧. स्वप्नः-सिमिणो ૨ नीवी-नीमी ૩. त्व-तुव-तुम
(અપભ્રંશમાં पिहिमिपाल (पृथ्वीपालः) मि (अपि-वि) મળે છે.)

## (૪૯) त નો च, च નો त (ક્વચિત્)

१. चिकित्सा–तिगिच्छा  २. तुच्छ–चुच्छ–तुच्छ (८–१–२०४)
३. तिष्ठति–चिट्ठइ ४. चिन्ता–तन्ती } (ગા. સ. શ. ૧-૨, ૫૧; ૩-૭૩)
तत्ति } (વસુ. ૧૦૩–૨૪)
५. तक्षति–चच्छइ (८–४–१९४) ६. जीवन+मुच्=जीमूत (सं.)

## (૫૦) द નો ल (ક્વચિત્)

१. प्रदीत–पलित्त २. दोहदः–दोहलो ३. कदम्बः–कलम्बो કે कयम्बो
४. गोदा (नदी)–गोला

## (૫૧) ह નો પ્રક્ષેપ

१. चिकुर–चिउर–चिहुर २. शीकर–सीअरो–सीहरो ३. वसति–वसइ–वसहि
४. छाया–छाआ–छाहा  ५. निकषः–निअसो–निहसो
(સ્વરમાં ભળતા હકારને પ્રાણધ્વનિ નામ આપવું વિશેષ યોગ્ય છે.)

## (૫૨) અનાદિ य નો ल (જૂજ)

(शरीर) यष्टि–लट्ठी

## (૫૩) द નો र

१. गद्गद–गग्गर  २. द्वादशः–बारह  ३. त्रयोदश–तेरह

## (૫૪) त्त નો प्प

१. प्रभूत–पहुत्त–पहुप्प २. जित–जित्त–जिप्प ३. सिक्त–सित्त–सिप्प
४. शुक्ति–सुत्ति.सिप्पी ५. गृहीत–घेत्त–घेप्प ६. कृत्त–कत्त–कप्प
७. रक्त–रत्त–रप्प  ८. युक्त–जुत्त–जुप्प  ९. छुप्त–छित्त–छिप्प
१०. व्याहृत–वाहित्त–वाहिप्प  ११. आरब्ध–आढत्त–आढप्प
१२. सत्वर–चप्पर  १३. झटिति–झडित्ति–झडप्प (અપ.)

## (૫૫) त्त નો च्च

१. कृत्ति–किच्ची  २. चत्वर–चत्तर–चच्चर  ३. श्रुत्वा–सुत्ता–सोच्चा
४. ज्ञात्वा–नत्ता–नच्चा ५ भुक्त्वा–भोत्ता–होच्चा ६. वर्म–वत्त विन्च

( પ્રથમ બે સૂત્ર ૮–૨–૧૨માં, પછીનાં ત્રણ ૮–૨–૧૫માં ને છેલ્લો ૮–૪–૪૨૧માં અપભ્રંશમાં છે. )

(૫૬) त्त નો ल्ल

૧. क्षिप्त-घत्त-घल्ल ૨. उक्ता-वुत्त-वोल्ल
૩. मुक्त-मुत्त-मेल्ल ૪. भ्रान्त-भत्त-भुल्ल

(૫૭) त्त નો क्क *

૧. छुप्त-छित्त-छिक्क ૨. लुप्त-लुत्त-लुक्क
૩. च्युत-चुत्त-चुक्क ૪. मुक्त-मुत्त-मुक्क
૫. मृदुल-माउत्त-माउक्क (૮–૧–૧૨૭)
૬. स्थाणु-खाणु ૭. स्तम्भ-खम्भो

( છેલ્લાં બે ઉદાહરણમાં य (त) નો क થઇ स નો ह ભળી क्+ह=ख થયો છે. )

(૫૮) त्य નો च्च

૧. सत्य-सच्च ૨. नृत्य-नच्च ૩. अपत्य-अवच्च

(૫૯) द्य-य्य-र्य નો ज्ज

૧. अद्य-अज्ज ૨. मद्य-मज्ज ૩. शय्या-सेज्जा
૪. कार्य-कज्जं ૫. पद्या-पज्जा ૬. भार्या-भज्जा

(૬૦) क्ष નો ख, क्ख, छ કે झ

૧. क्षय-खय ૨. लक्षण-लक्खण ૩. क्षार-छार
૪. क्षीण-झीण ૫. तक्षति-तच्छइ ૬. क्षीयते-झिज्जइ

* આથી ઊલટું क નો त થયેલો મળે છે. સં. किरीट પ્રા. तिरीडो (ડોપ) સં. प्रलोकित પ્રા. पलुवितो ( વસુ. ૨૭૨–૨૬ )

(६१) ज्ञ नो ण्ण, ण्ण के ज्ञ

१. राज्ञी–रण्णी २ यज्ञ–जग्गो ३. ज्ञान–नाण–जाण
४. प्रतिज्ञा–पइज्जा–इण्णा ५ सज्ञा–मण्णा
६. अभिज्ञान–अहिण्णाण

(६२) स्त नो त्थ (બહુધા)

१. हस्तः–हत्थो २. अस्त–अत्थ ३. स्तोक–थोअ
४ स्तुति–थुइ ५. समस्त–समत्त ६. स्तम्बः–तम्बो

( આદિ स्त નો स કાઇવાર त નો थ કરી નષ્ટ થાય છે. )

(६३) ह्य–ध्य नो ज्झ

१. गुह्य–गुज्झ २ वाह्यः–वज्झो ३. मुह्यति–मुज्झइ
४. वध्यः–वज्झो ५. वध्यते–वज्झइ ६. वध्या–वज्झा

(६४) ष्ट नो ट्ठ

१. नष्टः–नट्ठो २. कष्ट–कट्ठ ३. अष्ट–अट्ठ
४ मृष्ट–मिट्ठ ५. भ्रष्ट–भट्ठ ६. काष्ठ–कट्ठ

(६५) હ્રસ્વ સ્વર પછીના त्स, थ्य, श्च, प्स નો च्छ

१. वत्सः–वच्छो २. मत्स्य–मच्छो ३. मिथ्या–मिच्छा
४. पश्चात्–पच्छा ५. अप्सरा–अच्छरा ६. जुगुप्सा–जुगुच्छा–दुगुच्छा

(६६) द्र, र्द्र नो કોઇ વખત ल्ल थाय છે

१. आर्द्र–अद्द–ओल्ल–उल्ल २. भद्र–भल्लो ३.पद्र–पल्ली

(६७) र्य ના કોઇ વખત र ને લીધે ल्ल

१. पर्याण–पल्लाण २. पर्यस्त–पल्लट्ट
३. पर्यङ्क–पल्लक ४. सौकुमार्य–सोअमल्ल

## (૬૮) श्न, ष्ण, स्न, ह्न, ह्ण, क्ष्ण નો ण्ह

१. प्रश्न–पण्ह  २. कृष्ण–कण्ह  ३. ज्योत्स्ना–जोण्हा
४. वह्नि–वण्हि  ५. पूर्वाह्ण–पुव्वण्ह  ६. श्लक्ष्ण–सण्ह–लण्ह
७. तीक्ष्ण–तिण्ह–तिक्ख

## (૬૯) ज–ज्ज નો ञ्च*

१. व्रजति–वच्चइ  २. विपद्यते–विपज्जइ–विपञ्चइ (वसु २७३)
३. रज्यते–रज्जइ–रञ्चइ (અપ)

## (૭૦) અનુસ્વાર પછીના ह નો घ

१. सिंहो–सिंघो  २. संहार–संघारो  ३. सिंहासण–सिंघासण

## (૭૧) વર્ણવ્યત્યય–સ્થિતિપરિવૃત્તિ

१. वाराणसी–वाणारसी  २. आलान–आणाल
३. अचलपुर–अलचपुर  ४. महाराष्ट्र–मरहट्ठ
५ ह्रदः–द्रहो  ६. लघुक–हलुअ–लहुअ

## (૭૨) વધારાનો અનુસ્વાર

१. वक्र–वंक  २ त्र्यस्र–तंस  ३. श्मश्रु–मंसू
४. मार्जार–मंजार  ५. वृश्चिक–विंछिओ  ६. कुड्मल–कुंपल

## (૭૩) સાદા વ્યંજનનો સંયુક્ત

१. तैल–तेल्ल  २. प्रेम–पेम्म  ३. प्रभूत–पहुत्त
४. यौवन–जोव्वण

## (૭૪) સ્વરભક્તિ–વિપ્રકર્ષ

१ कृष्ण–कसण  २. स्नेह–सिणेह  ३. सूक्ष्म–सुहुम
४. तृषा–तरिसा  ५. वृषा–वरिसो  ६. रत्न–रअण

---

*આથી ઊલટું पिशाची–पिसाजी (૮–૧–૧૭૭)

(૭૫) ह्रस्वः संयोगे (સંયુક્ત વ્યંજનની પૂર્વનો સ્વર હ્રસ્વ બને છે)

१. चूर्ण-चुण्ण २. प्रभूत-पहुत्त ३. राज्ञी-रण्णी
४. नरेन्द्रः-नरिन्द्रो ५. नीलोत्पल-नीलुप्पल ६. धैय-धिम्म

સૂચના:—સંયુક્ત વ્યંજન પૈકીનો જે વ્યંજન નિર્બળ હોય તે ઊડી જાય છે.

क, ख, ग, घ, च, छ, ज, झ, ट, ठ, ड, ढ, त, थ, द, ध, प, फ, ब, भ સબળ છે, બાકીના નિર્બળ છે. પણ જ્યાં બન્ને વ્યંજનો સબળ હોય ત્યાં ઘણું કરીને છેલ્લો ટકી રહે છે.

रक्त-(क्+त) रत्त, अद्य (द्+य) अज्ज (य् નિર્બળ).

ઉપલા બધા નિયમો "बहुलं" ( ૮-૧-૨) સૂત્ર પ્રમાણે લાગે, ન લાગે, તો કોઈવાર અન્ય ફેરફાર પણ થાય.

---

# પ્રકરણ ૬ઠ્ઠું

## ગુજરાતી ઉત્સર્ગ

### (૧) य नो र (અનાદિ)

१. भुजग-भुयग-ભોરંગ २. भूयसी-ભુરસી
३. मदकलकं-मयकलडउं-મરકલડું

### (२) ज नो ग, ग नो ज, ज नो ड

१. जरठकः -मरढउ-ગરઢઉ-ઘરડો २. वाद्यते-वज्जइ-વાજઇ-વાગે
३. पूर्यते-पुज्जइ-પૂજઇ-પૂરે ४. भज्यते-भज्जइ-ભાજઇ-ભાગે

૫. गर्भ-गरभ-જરભ (અશિષ્ટ)

૬. जृ-जीरइ-जरइ-જરે-ગરે

૭. गीत-જીત (અશિષ્ટ)

૮. घृत-घिय-घी-ઝી (અશિષ્ટ)

૯. पाद-पाय-પાજ-પાગ

૧૦. योजित-जोजिय-જોડિઉ-જોડ્યું

૧૧. गेयवाद्य-કે } गिज्जवज्ज-ગજબજ- } ગડબડ
    गर्ज-विद्युत् } गज्ज-विज्ज-ગજબજ }

૧૨. ध्वजकः-ઝડો

## (૩) च નો ज, ज નો च (પ્રા. ઉ. ૬૯ની અનુપૂર્તિ)

૧. त्वच्-तज

૨. त्वचा-ત્વજ

૩.. ગજબજ-કચપચ

૪. विभजति-विहजइ-વ્હેંચે

૫. सूच्यते-सुज्झइ-સૂઝે

૬. जवण (દે.) ચવડું

૭. जरइ-ચરે (ઝેર ચરી ગયું)

૮. पश्चदन्ती-यष्टि-पश्च-पचयट्टी-પંજેઠી

૯. उच्छिष्टक-उच्छिट्ठउ-ઊચિઠું-અજીઠું

૧૦. अत्यद्भुतं-अच्चब्भुअ-અજબ

૧૧. (ફા.) खर्बूजह् (જૂ. ગુ.) ખડબૂજં-ખડબૂચા

## (૪) व નો ब, ब નો व

૧. ज्वलति-बलइ-બળે

૨. गोबर (દે.) ગોબર

૩. छवि-છબી

૪. पर्व-परब-પરબ

૫. प्रपा-परब-પરબ

૬. ज्वरकः बरओ બરો

૭. दधिपूरक-दहिपुरउ-દેબરૂ

૮. घृतपूर-घयपुर-ઘેબર

૯. वास-બાસ

૧૦. वाण-बाणओ-બાણો

૧૧. वृन्त-बुण्ट-બુટ્ટી

૧૨. विरावकः-બરાડો

૧૩. अपत्यक-अवच्चउ-બચ્ચું

૧૪. वच्चइ-બચઇ-બચે*

૧૫. प्रवृत्त+आव-पवत्तावइ-वतावइ-વતાવે (કડી પ્રાંત) બીજે-બતાવે

---

* 'બચી જવું' પ્રયોગ બતાવે છે કે 'બચ' ધાતુ ગત્યર્થ ધાતુ ઉપરથી આવ્યો છે.

### (૫) क નો ग, ग નો क

१ प्रकार–પગર–કુગર
२ सकल्क–सगलउ–મવળુ
३ क्रोड–ગોદ કે ખાળો
४ मकर–મગર
५ लग्नकाल –લાગનગાળો
६ कायकरक –કાજગરો
७ पडडगुलिक –छगुलिओ–છગલિઓ–છડડીઓ
८ ગજમજ–ચપચ
९ पुद्गल–पोग्गल–પોગગ–પોકળ
१० उद्गग ઉમકો

### (૬) અન્ત्य ज નો त*

१ आश्चर्य–अचरिज અચરજ–અચરત
२ हृद्य हिज्ञ–હેજ–હેત
३ अकार्य–अकारज–અકારત
४ सहज–સ્હાત (વાર)

### (૭) म નો व, व નો म (પ્રા ઉ ૪૮ની અનુપૂર્તિ)

१ कर्दम–कद्दम નાદન
२ स्थाप–ठाव–ઠામ
३ पृष्ठ–विट्ठ–विट्ठु–મેઠ
४ दयापन–दयावणो–દામણો
५ महामात्र–महामत्त–મ્હાવત
६ वद्धावणउ વધામણુ
७ अग्रनर्म–अग्गवि च–आगवच–આગમચ
८ सान्तसरिक–सावच्छरी–સમછરી
९ मात्र–मेत–म त–वे त–वात
१० नीवार–નમાર
११ महेगवन्–મ્હેગામણુ

(दयावणो દેશ્ય શબ્દ ગણાય છે, પણ તે दय ના પ્રેરક રૂપ ઉપરથી આવો લાગે છે)

### (૮) म्ह નો भ

१ महिपी–महिसी–म्हइसि ભેશ
२ महारथी–म्हारथी–ભારથી
३ ग्रीष्म–गिम्ह–गिंभ–धीम
४ सस्मरति–सम्हरइ–समरइ–સાભરે

* પ્રાકૃત ઉ ૬૫મા जुगुप्सा નુ दुगुच्छा થતા ज નો द થયો તેમ જૂની મગધીમા मज्ञा નુ 'आंदुसा' થયુ છે જાુએ પૃ ૪૭૧

## (૯) दीर्घः संयोगलोपे

(પ્રાકૃતમાં 'ह्रस्वः संयोगे' સૂત્રથી ઊલટું કાર્ય આ નિયમે થાય છે.)

૧. ऊर्ध्वक.-उब्भओ-ઊભઉ-ઊભો ૨. दृष्टकः दिट्ठओ-दिट्ठउ-દીઠો

૩. नग्नकः-नग्गओ-नग्गउ-નાગો ૪. वर्धते-वड्ढइ-વાધે-(વધે)

૫. पच्यते-पच्चइ-પાચે-(પચે) ૬. धैर्य-धिज्ज-ધીજ

૭. छत्री (દે.) છાત્ય ૮. घग्घर (દે.) ઘાઘરો

૯. चक्कुलङा-(દે) (આંધળી) ચાકળણુ ૧૦. छिक्क (દે.) છીંક

૧૧. नक्क (દે.) નાક (૧૨) वार्दल-वद्दल-વાદળ

૧૩. उपस्करकः-उवक्खरउ-વાખરો 'ઘરવાખરો' 'ઘરવખરી' પ્રથમ શ્રુતિ ઊડી જઈને.

## (૧૦) र નો પ્રક્ષેપ

૧. शाप-श्राप-શરાપ ૨. शाण-स्राण-સરાણ

૩. कोटि-क्रोडि-ક્રરોડ ૪. जनक-जनक-જનરખ

૫. तट-त्रट (નિધિત્રટ) ૬. तुष्ट-त्रुट्ठ-ત્રઠ્યું

૭ धूयते-धुम्मइ-धूजे-ध्रूजे ૮. उत्सांग-उच्छंग-ઊછંગ-ઉછરંગ

૯. दग्धाटूगक.-દાધારંગો

## (૧૧) અનાદિ ण નો र

૧. स्थान-ठाण-ઠાર ૨. निवसन-नेसण-नेसणी-નેહરી (પ્રેમાનંદ.)

૩. इन्धनानि-इंधणाइ-ઈંધણાં-ઈંધરાં ૪. सखीजन-सहिअण-सहिअरु-સહીરુ

૫ नवनूतकानि-नवनणाइ-નઉદરાં-નોદરવાં અથવા नवदुर्वा ઉપરથી.

૬. प्रत्यापनं–पत्तिआवण–पत्तिआण–પતિયાર

૭. आत्मनः–अप्पणो–अफ्फुणो–આફુણો–આફુરો ( "આફુરો નશે રોગ" પ્રેમા. )

૮. आपूर्णकः–अफ्फुणओ–આફૂણો–આફૂરો–આફરો (બળદનો આફરો)

૯. अग्रहणक–अग्गहणउ–अघणउ–અઘરૂ

૧૦. विघ्नकः–विग्घणो–विग्घणउ–વઘણો–વઘરો (તકરાર)

૧૧. आत्मनः अप्पणो–આપણ્ણો–આપણ્ણો–આપરણો (શામળ)

૧૨. गल्लमसृणकानि–ગાલમસુરિયાં

## (૧૨) ण નો ड, ड નો ण

૧. आत्मनः–अप्पणो–આપણો–આપડો

૨. अधुना–अहुणा–हवणा–હમણાં–હમડાં

૩. अनुपानह्–अणुवाणउ–અણુવાણો–અડવાણુ

૪. रेवणी ( જૂ. ગુ. ) રેવડી

૫. जीर्णवर्ण–जुण्णवण्ण–જૂણાણુ–જુનાડ

૬. गोणी–ગુણુ–ગુડા ( ગુડા ભરવા )

૭. कुटुम्बी–कुडुम्बी–કુણુબી–કણુબી ૮ चक्कुलंडा ( દે. ) ચાકળણુ

૯. गौरवर्ण–गोरवण्णु–ગોરાણુ–ગોરાડુ

## (૧૩) न નો ल (પ્રા. ઉ. ૩૮ અનુપૂર્તિ)

૧ निम्बकः–निंबडउ–લીમડો ૨. निक्षिपति–निक्खिवइ–નાખવું–લાંખવું

૩. नील–લીલું ૪. नीलमणि–લીલમ

૫. नवटांक–લવટાંક  ૬. निटिलपट्ट–निडिलवट्ट–નીલવટ–લીલવટ

## (૧૪) व નો र (र ના પ્રક્ષેપથી व ઊડીને)

૧. वामन–वामण–व्रामण–રામણ  ૨. दशवीक्ष्–देक्खव्रेक्ख–દેખરેખ

૩. प्रजा–व्रेजा–રેજા  ૪. वृन्ताक–वइगण (દે.) વ્રઇંગણ–રેંગણ

૫. व्यवहार–વ્રેપાર–રેંપાર (અશિષ્ટ)

૬. विफलित–विहडिय–વ્રેડવું–વેડવું–રેડવું ૭. પામઇ–પ્રામઇ (જૂ. ગુ.) (અપભ્રંશમાં જેમ વ્યાસનું વ્રાસુ થાય છે તેમ આ રના પ્રક્ષેપથી હોવું જોઇયે. પ્રાકૃતમાં वृक्षः નું रुक्खो થાય છે તે પણ व्रुक्षः व्रुक्खो–रुक्खो એમ થવું જોઇયે)

## (૧૫) ब નો ग, ग નો ब

૧. दभः–डंभो–डुंब–ઢુંગ–ઢોંગ

૨. उर्वरित–उव्वरिअ–उव्वरिअ–ઊબર–ઊગરવું

૩. उद्वर्तनकः–उव्वटणव–उव्वट्टणउ–ઊબટો–ઊગટો ૪ (ફા.) બદખૂ–બદબો–બબદો–બગદો

૪. वृतवृत्तं–जुअवट्टं–જુબટું–જુગટું

૫. पादस्पर्कं–पाअप्फुड–પાવડું–પાબડું–પાગડું

૬. गुच्छकः गुन्छडउ–ગોછલઉ–બોચલો

૭. सकलक–सगलउं–સબળું

૧. "ઇકિ કરઇ કલફલ જૂબટઇં, ઇકિ ચાચરિ ધાલઇં ચહુઅટઇ" (પ્ર ચિ. ૧૦૨)

૨. "રાઉત રમઇ નિતુ જૂવટઇ" (કા. પ્ર. ૭૪)

૩. " विहियदुंवयेसेण " (કુમાર પ્ર. ૯૧)

૪. " વનવાડીફળ રાખળાં "

### (૧૬) ह्व કે ह्ल નો भ

१. जिह्वा–जिब्भा–જીભ    २. विह्वल–विंभल–વંભળ

૩. गह्वरकः–गब्भरउ–ગભારો    ४. निव्वहइ–निव्हइ–निभे–नभे

### (૧૭) क નો ख, ख નો क (પ્રાકૃતની અનુપૃતિ)

१. संतोष–सतोख–સંતોક    २. कान्ति ( कान्तिः शोभेच्छयोः ) ख्रांति–ખાંત–ખંત

૩. क्रीडा–खेड्ड–ખેલ    ४ कीलकः –कीलउ–ખીલો

૫. कर्दम–कद्दव–कद्दउ–કાંદો–ખાંધો  ૬. प्रोक्षति–पोक्खइ–પૂંખે–પૂંકે

### (૧૮) य નો ल (અનાદિ)

१. यष्टि–लट्ठी–લાઠી    २. मिश्रयति–मिस्सलइ–ભરાળવું

૩. पादयष्टि–पायलट्ठी–પલાંઠી    ४. प्राकृत–(पागड) पागय–પાગલ

( य અનાદિ જોઇયે. असियष्टि ઉપરથી असिलट्ठी થયા પછી लट्ठी જુદો પણ વપરાય. છેલ્લા શબ્દમાં पागड ઉપરથી 'પાગલ' આવે, એ વિશેષ સંભવિત. )

### (૧૯) ल નો न (પ્રા. ઉ. ૩૯ની અનુપૂર્તિ)

१. लेखशाला–लेहसाला–નેશાળ–નિશાળ    २. लावक–નાવક

૩. वल्कल–વનકલ–વનકુળ    ४. श्लक्ष्णकं–लण्हउं–नन्हउं–નાન્હું

### (૨૦) ल નો र, र નો ल (પ્રા. ઉ. ૪૪ની અનુપૂર્તિ)

१. कलकल–कलयल–કરયલી–કરેળી  २. पलाल–પરાળ

૩. रूक्षकं–रुक्खउं–लुक्खउं–લૂખું  ४. फलाहार–फलार–ફરાળ (વ્યત્યય)

૫. रोट्ट (दे.) લોટ    ૬. लोहुड्डो (दे.) રોડું

૭. वेलाकुल–વેરોળ

## (૨૧) અનાદિ સંયુક્ત ण्ण કે આદિ ण નો न (અપભ્રંશમાં ण्ण નો न्न)[૧].

૧. आरण्य–પ્રા.–रण्ण અપ. रन्नु (૮–૪–૩૪૧)
૨. कर्णैः પ્રા. कण्णेहिं અપ कन्नइ (ભવિ. ૨૧૬૩)
૩. मज्ञा–सण्णा માન
૪. आरण्य–रण्ण–રાન
૫. कर्ण–कण्ण–કાન
૬. विज्ञप्ति–विण्णत्ति–વિનંતી
૭. णवि–नवि–નથ
૮. ज्ञान–णाण–નાણુું
૯. स्तन्य–थण्ण–થાન[૨]

---

૧. મુ. નરસિંહરાવભાઇ ગુ. ભા. સા. પુ. ૧, પૃ. ૩૬૦, ૪૨૩ ઉપર 'સલૂણી' શબ્દની વ્યુત્પત્તિ सलावण्ण ઉપરથી કરતાં પ્રા. सलावण्णમાં સંયુક્ત વ્યંજન હોવાથી રહેનો ગુજરાતીમાં આ નિયમે 'ન' થવો જોઇયે, પણ આને અપવાદ તરીકે મૂકે છે. આ શબ્દ सलावण्यને બદલે सलवण ઉપરથી આવ્યો છેઃ–કારણ (लवणनुं પ્રા. लोण થાય છે.)
(૧) અપભ્રંશમાં પણ सलोणी શબ્દ વપરાયો છે. "सावं सलोणी गोरडी" ( ૮–૪–૪૨૦ ); दीहर नयण सलोणु" ( ૮–૪–૪૪૪ )
(૨) પ્રાકૃત–અપભ્રંશમાં लावण्यનું लोण થયું નથી, ઊલટું लायण्ण કે लावण्ण છે. "गुणलायण्णनिहि" (૮–૪–૪૧૪); "लावण्णु सरीरहो" (જસહર ૨-૧૦-૯) એટલે लावण्यનું लोण અપભ્રંશમાં થયુ મનાય નહી.
(૩) જૂની ગુજરાતીમાં પણ "નયણસલૂણી" (પ્રા. ગુ. કા. સં. પૃ. ૪૦, ૧૬ )માં लोणનું लूण થયું છે.
(૪) लावण्य ગતે लवणस्य भावः इति लावण्य એમ लवण ઉપરથી વ્યુત્પન્ન થયો છે.
(૫) અપવાદમાં મુકવું પડે.

૨. स्तन्य (ધાવણ) ઉપરથી લક્ષણા વ્યાપારને લીધે થાન (breast) શબ્દ વ્યુત્પન્ન થયો છે, स्तन ઉપરથી નહીં.

ण નો न થવામાં તત્સમ શબ્દનું શ્રવણ પણ સહાયભૂત બને છે.

### (૨૨) અનાદિ સંયુક્ત ल्ल નો ल

१. कल्ये-कल्ले-કાલે
२, पल्लवः-पल्लओ-पल्लउ-પાલો
३. तल्लोविल्लि-તાલાવેલી
४. भद्रकः-भल्लओ-भल्लउ-ભલો
५. मूल्य-मुल्ल-મૂલ
६. शल्य-सल्ल-સાલ
७. (દે.) छल्ली-છાલ્ય
८. घल्ल-ઘાલવું
९. (દે.) वाउल्लअ-બાવલું
१०. वहिल्ल-વ્હેલું

અપવાદ

१. वात्सल्य-वच्छल्ल-વાછળ (પ્રેમાનંદ)
२. आर्द्रकं-अल्लउ-આળું (આમાં પ્રાકૃત અપભ્રંશમાં સંયુક્ત વ્યંજનનો લોપ થયો છે, જુઓ ओल (ગાથા. ૩-૯૯) માટે ळ થયો છે.)
३. दुद्दुल्लइ-ढंढोलइ (૮-૪-૧૮૯)-ઢંઢોળવું (અર્થ ફેર છે.)

### (૨૩) અનાદિ ल નો ळ

१. मिलति-मिलइ-મળે
२. शीतल-सीयल-શીળું
३. कदली-केली-કેળ
४. वेला-वेल વેળ
५. दलति-दलइ-દળે
६. पल-પળ
७. षोडश-सोलह-સોળ
८. पीडयति-पीलेइ-પીલે*

### (૨૪) પ્રાકૃત ण કાયમ (ઉપરના ઉ. ૨૧થી અન્યત્ર)

१. आज्ञा-अण्णा-आण-આણ
२. अरण्य-रण्ण-રણ

---

* કયો નિયમ પ્રવર્તે છે તે કહી શકાતું નથી. 'પીળવું'થી ભિન્ન રીતે સૂચવવા માટે કદાચ હોય. 'તલ', 'મેલ', વગેરેમાં પણ તેમ.

જૂ. ગુ.માં ल्लનો સંયોગલોપથી ल થયો હોવા છતાં, તેમજ જૂ. ગુ માં लનો ळ થયો ન હોવા છતાં અર્વાચીન ગુજરાતીમાં માત્ર સાદા लનો ळ કેમ થયો, એ પ્રશ્ન છે. ण્ણની બાબતમાં તો અપભ્રંશમાંજ ण થયો, એટલે અ. ગુ.માં ન થાય.

૩. वचन–वयण–વેણ  ૪. रजनी–रयणी–રેણ
૫. ज्ञान–णाण के–जाण–નાણવું–જાણવું  ૬. कःपुनः–कउण–કોણ
૭. स्निग्धकः–सिणिज्झउ–मिणिश्रउ–સણીજો  ૮. दल–દાળ–ડાળ

(પ્રથમ શબ્દમાં પ્રાકૃતમાંજ સંયોગલોપ થઈ ગણ થયો છે, (જુઓ પૃ. ૨૩) માટે ण કાયમ. બીજા શબ્દમાં પણ સંયુક્ત અનાદિ વ્યંજન હોવા છતાં ण કાયમ રહ્યો છે તેનું કારણ એ જણાય છે કે ण્ણ લાંબો કાળ ચાલુ રહી છેવટે સંયોગલોપ થવાથી અવિકૃત રહ્યો છે. અથવા અર્થફેર સૂચવવા માટે.)

(૨૫) क નો च, च નો क

૧. विक्रीणाति–विक्कइ–વેચે  ૨. क्विपओ (દે.) ચેપી
૩. कणेट्ठिआ (દે.) ચણોઠી

આ નિયમ પ્રાકૃતની અનુપૂર્તિ ગણાય છે, કારણ પ્રાકૃતમાં किरातः નું चिलाओ થાય છે.

(૨૬) द (य) નો ज, ज નો द

૧. श्वापद–सावय–सावज–સાવજ  ૨. मर्यादा–मल्लायउ–मल्लाजउ મલાજો
૩. सज्ज–સાજ–સાદ (ઘોડાનું)  ૪. ગુજરવું–ગુદરવું
૫. वादित्र–वाजित्र  ૬. अर्द–अर्ज–અરજવું–રંજવું
૭. पादपृष्ठ–पायपुट्ठ–પાજઠોઠ–પાજૂઠ–બાજૂઠ–બાજોઠ–બાજઠ
(દંત્ય વ્યંજન ને તાલવ્ય વ્યંજનને ઘણું ઉચ્ચારસામ્ય છે.)

(૨૭) ગુજરાતીમાં यश्रुति

૧. પાલણું–પાયણું  ૨. ઓરડી–ઓયડી  ૩. ખાંડણી–ખાંયણી
૪. શેલડી–શેયડી  ૫. મરણુ–મયણું (મેણું)  ૬. બારણું–બાયણું

### (૨૮) ड નો ल, ल નો ड (પ્રા. ઉ. ૪૮ની અનુપૂર્તિ)

૧. विलोटयति–विरोलइ–વલોવ
૨. प्राकृत–पाअड–પાયલી–પાલી
૩. भाण्डक–हण्ड–હાંડલી–હાંલ્લી
૪. शाटिका–साडिआ–સાડો–સાડલો–સાલ્લો
૫. वटकः–વડલો–વલ્લો (કડી પ્રાંત)
૬. आम्लयति–अक्खडइ–આખડે
૭. महालय–महाडअ–મહાડ–મ્હાડ
૮. निष्पद्यने–निप्फलइ–નીવડે

### (૨૯) व श्रुति

૧. सुकर–सुअर–સુવર
૨. कैतकः–केअडउ–કેવડો
૩. घृकटः–घृअड–घृड–ઘુવડ
૪. निश्च्योतति–निच्चोअइ–निच्चोवइ નીચોવે

( જૂ. ગુ. માં 'સૂહુર', 'ઘૂહુડ' રૂપ હકારનો પ્રક્ષેપ થઈ વપરાયાં છે.)

### (૩૦) भ નો व

૧. दंभ–दभ–डुब–ડુંગ–ઢોંગ
૨. मुक्त–मुत्त–મુટ્ટ–મોટવું–અબોટ
૩. भक्त–भत्त–ભટ્ટ–ભાટ

### (૩૧) त्र કે तृ નો ध

૧ त्रासकः–ધ્રાસકો
૨. तृषा–धांख–ધંખવું–ઝંખવું
૩. तृप्ति–त्रप्ति–तर (ધર)પત

### (૩૨) ध નો झ (પ્રા. ઉ. ૬૩ની અનુપૂર્તિ)

૧. ध्वज–ઝંડો
૨ धृत–झल्ल–ઝીલવું–ઝાલવું
૩. तृषा–ધંખના–ઝંખના

### (૩૩) त નો क, क નો त (પ્રા ઉ. ૫૭ની અનુપૂર્તિ)

૧. सपत्नी–सवत्ती–सवक्की–સઉક્કિ–શોક્ય
૨. अजित्य–અજિંક્ય (મરાઠી)

૩. लुप्त-लुत्त-लुक्क-લૂકવુ (સંતાવુ) ૪. सापत्नकः-सावत्तउ-સાવકો
५ च्युत-चुत्त-चुक्क-ચૂકવું
૬. नापितः-नापिक "સેના માટે **નાપિક** થયા." પ્રેમા.
૭ विभूति-भभूति-ભભક ૮. भीति-બીક
૯. कुक्कुरः-कुत्तुरउ-કૂતરો ૧૦. भुक्त-भुत्त-ખૂકવું
૧૧. रुद्ध-रुत्त-રૂકવું-રોકવું
૧૨. वातोद्रयन-वातोद्दण-વાતોડણ-વાતોરણ-વાઢોરણ
૧૩. तुलायां तोलितः-અપ. तुडि तोडिय-તુડિમ કાડિ-તોડેમ કાડે (શા. ૫૦૦ છે.)
૧૪. नहिर्तार्हि-નહિતરિ-નહિતર-નહિકર "નહિકર કોણ ગુરુ સાથે ચઢે." (શામળ ૫૩૪)

## (૩૪) र નો ड, ड નો र (પ્રા. ઉ. ૪૪ની અનુપૂર્તિ)

૧. पक्षवारिकं-पक्खवारिउ-પખવાડિઉં
૨. अष्टवारिक-અડવાડિઉં
૩. कुठारकः-कुहाडउ-કુહાડો
૪. द्वादशाक्षरी-बारहक्खरी-બારાખડી
૫. वर्षाशत-वरसासउ-વરસાસો-વડઆસો (શામળ)

## (૩૫) સંયુક્ત વ્યંજનનો र કાયમ

૧. दृढ-द्रिढ-रिढ-રઢ (લાગી) રીઢું વાસણ.
૨. वृक्ष-वुक्ख-रुक्ख-રૂખડાં (જૂ. ગુ.) ૩. निर्वाणकः-निराणउ ગજો (દીવો)
૪. प्रजा-प्रजा-त्रेजा-રૈજા
(પ્રાકૃતના "सर्वत्रलवराम्" સૂત્રના અપવાદ તરીકે કે પછી આ શબ્દો અર્વાચીન તદ્ભવ હોય. 'રૂખડાં' એકલો પ્રાચીન તદ્ભવ છે.

શુદ્ધ સંસ્કૃત શબ્દોનુ શ્રવણ પણ પ્રાકૃત શબ્દોમા પાછળથી ર લાવે, એ સંભવિત છે મા લર્યિ દૃટ લગ્ના એ પ્રયોગ 'રહ લાગી'મા નાગીજાતિને કાયમ ગમે છે )

(૩૬) અસ્વરિત પ્રથમ શ્રુતિનો લોપ (પ્રા. ઈ. ૬ની અનુપૂર્તિ)

૧ अपवारणक–ओवारणउ–ઓવારણા–વારણું
૨. सपन–सवन–અનનુ
૩ उपरिस्थापित–उपरिट्ठाविअ–ઉપરાડી–પરાડી
૪. आस्ते–अच्छइ–છઇ–છે
૫. उपविशति–उवइसइ–वइसइ–બેસે ૬. निर्वाणक–ગાળો
૭. कीदृशक–केरिसउ–किसउ–કિસ્યુ–શુ
૮ बुभुक्षा–बुभुक्खा–भुक्ख–ભૂખ

(૩૭) ઘ નો ढ

वृन्त–विण्ट, वेण्ट, वुण्ट–બિંટ–બુંટ, ટીંટુ–બુટ્ટી ('બેંટ' કડી પ્રાંતમા)

(૩૮) व નો म, म નો व

૧. मनुष्यति–सनुज्झइ–समुज्झइ–સમ્ઝે–સમજે ૨ विन्दु–મીંદુ
૩. कम्बल–कवल–કામળ–કામળી ૪. ताम्र–तंब–તાંબુ
૫ मुण्ड–મૂંડુ કે બોડુ

(૩૯) स्वराणां स्वरा. प्रायोऽपभ्रंशे (પ્રાયશઃ એક સ્વરને સ્થળે બીજો સ્વર)

૧ तणक–तणखउ–તણખલુ ૨. मिलति–मिलइ–મળે
૩. विकासक–विगासउ–ળગાસુ ૪ पोट्ट (आम) પેટ–પોટલી
૫ अपनयति–अपणेइ–ઉપણે ૬. विकइ–वेचे
૭. क्षिपओ (?) ચેપી (क्षपण) ૮. विना–विणु–વણ
૯ मौढ–મૂર (કાયર–મૂર્ખ) ૧૦ शिंघति–सिंघइ–સુંઘે

૧૧. (ફા) मितारो–મતારો (પાંશરો)
૧૨ शृङ्खला–सिंखलउ–સાંખળા
૧૩ फुत्कार–फुक्कार–ફોંકાર ૧૪. निरूपक–विरुवउ–વરવો
૧૫ नगुणक–नगुणउ–નગણો ૧૬. सुबद्धक–सुबद्धउ–સગધો
૧૭. उच्चरति–उच्चरइ–ઓચરે ૧૮ केदारक–केयारडउ–કિયારડો–ક્યારડો
૧૯. अनपेक्षक–अणवेक्खउ–અનેખઉ–અનોખો–નોખો
૨૦ वशविधेयक–वसविहेयउ–વસહેયુ–વસૈયુ
૨૧. अविधवात्व–अविहवात्तण–અહિવાતણ–એ'વાતણ–હેવાતણ
૨૨ तलोपरि–तलोवरि–તાલોવેલિ–તાલાવેલી
૨૩ अभवत–अणहोंतउ–અણહૂતઉ–અનહતુ
૨૪. लेखशाला–लेहशाल–નેસાળ–નિશાળ
૨૫ अनुचित–अणुचिय–અણુચી–અણુચ્યુ
૨૬ रात्रिपाते–रत्तिवाइ–રતોવઈ
૨૭ खल–ખોળ (તલનો)
૨૮ विलुब्धक–विलुद्धउ–विलूधउ–વળૂધો (મ્હારે વળૂધો આવે છે)
(मयि विलुब्ध आगच्छति)
૨૯. समवर्तिन्–समवत्ति समवट्टि–સમવડિ–સમોવડી

'સમોવડો' समवरक–समवयइ ઉપરથી આવ્યો હોય તેમ લાગે છે, પણ જૂનું રૂપ 'સમવડ' છે. समवयइ ઉપરથી પણ તે આવી શકે છે માટે આ વ્યુત્પત્તિ અનિશ્ચિત રહે છે 'તાલાવેલી' શબ્દ માટે નીચેનો વિકાસક્રમ છે

૧ "थोडइ जलि जिम मच्छलिय तल्लोविल्लि करति" (કુમાર પ્ર ૮૬)
૨ "તાલોવેલિ કરઇ સુંદરી, થોડઇ નીરિ યથા જલચરી" (હરિયો ૧૫૪)

૧. "મઇણું જિ મારઈ તે જગિ સૂર, જે મારીયઇં મઇણિ તે ભૂર." (માતૃકાચ. ૫૧)

૨. "ભણઇ જનાર્દન રે ભૂર, હરિસ્યું રણુ નવિ માંડુ" (ઉદાહરણ ૮૯)

'અહેવાતણુ' શબ્દની વ્યુત્પત્તિ अविधवात्व ઉપરથી લીધી છે. વિધવા શબ્દ (અમંગલસૂચક) લેઇ પછી अ (અભાવવાચક) લગાડી પ્રયોગ કરવો ઠીક નહીં લાગે, પણ એ પ્રયોગ કવિભાસના જેટલો કે તેથી પણ વિશેષ જૂનો છે. બીજું અમંગલપણુ ત્હેમાં નથી. વિધવાની વ્યુત્પત્તિ મુ. નરસિંહરાવભાઇએ (ગુ. ભા. મા. પુ.-૧ પૃ. ૭૯) આપી છે તે વ્યાજબી છે, અને તે આધારે અમંગલપણાનો દોષ આવતો નથી. अविधवा=अव्यथिता-व्यथ् ધાતુ ઉપરથી શબ્દ આવ્યો. असति विधुरदर्शने स्वामिन वपजीविषु मन्दादरा भवन्तिમાં **विधुर** શબ્દ 'સંકટ'ના અર્થમાં વપરાયો છે.

'અનોખુ-નોખુ'-શબ્દની વ્યુત્પત્તિ મુ. નરસિંહરાવભાઇ (પુ-૧-પૃ. ૧૩૧) अन्यपक्षकः ઉપરથી આપે છે. પરંતુ 'અનેખિઇં' શબ્દ વિમળપ્રબંધમાં વપરાયો છે. "જે બેટઉ અનેપિઇં વશઉ" (વિ.-પ્ર.-૭૦) આ ઉપરથી अनपेक्षितः ઠીક લાગે છે.

ગુજરાતીમાં इ-उનો अ થવાનું પ્રમાણ ઘણું છે પણ अનો इ-उ થયાનાં ઉદાહરણ જૂજ છે.

### (૪૦) अ નો आ; आ નો अ*

| | |
|---|---|
| ૧. खनि-खानि-खाणी-ખાણ | ૨. अशोक-આસો(પાલવ) |
| ૩. पटल-પડાળ | ૪. तरुणी-તારુણી |
| ૫ शैवल-શેવાળ | ૬. अलीक-આળ |
| ૭. वरं-વારૂ | ૮. कुण्डल-કૂંડાળું |
| ૯. पाताल-પતાળ | ૧૦. आकर-અગર-અગરિયો |

*આ જાતનો ફેરફાર સ્વરભારના ફરવાથી થાય છે.

११. आघाट–અઘાટ　　　१२. करालक–કરડો
१३. ताम्बुल–તંબોળ–તંબોળી　१४. आवास–અવાસ

(૪૧) अ નો उ–इ+

१. जगदाधार–જુગદાધાર (કાવ્યમાં)　२. जननी–જનુની (કાવ્યમાં)
३. प्रगलति–પીગળે　　　४. पजर–પીંજરું
५. अण्ड–ઇંડું　　　६. अहि–'ઇહરુ' (જૂ. ગુ)–એંરુ
७. अपनयति–અપણેઇ ઉપણો　८. अपवारणक–ઉપરાણું

(૪૨) आ નો ए

१. वालुका–વેળુ　　　२. पारावत–પારેવુ (પ્રા. ઉ. ૧૦)

(૪૩) તાલવ્ય સ્વર इ–ई–ए કે य् ને લીધે स નો श

(१) रश्मि–रस्सी–रासि–રાશ　✓ (२) अतसी–अलसी–અળશી
(३) महिषी–भइसी–ભેંશ　　(४) मसी–મેંશ
(५) वइसि–विसि–બેશ્ય　　(६) सिउ–સ્યું–શું
(७) शृगाल–सियाल–શિયાળ　(८) करिसि–કરીશ
९. शैवल–सेवल–શેવાળ

(૪૪) 'न्ह' નો 'ध'

(१) चिह्न–चिंध*–ચીધવું　✓ (२) अभिज्ञान–अहिण्णाण–અહિનાણ–એંધાણ
(३) भगिनीपति–बहिणीवइ–બહિનીવઇ–બહિનેવી–બંધેવી (સુરત)
(४) श्लक्ष्ण–लण्ह–नन्ह–નાંધડીઆ "નંદકું અર નાંધડીઆ સાથે"
(५) मदनफल–मयणहलु–મયનહલુ–મીંઢળ .(न्+ह=ધને બદલે ઢ)

+ આ જાતનો ફેરફાર સ્વરભારના ફરવાથી થાય છે.

* આ નિયમ પ્રાકૃત જેટલો જૂનો છે. પ્રાકૃતમાં પણ चिह्न નો चिंध થયો છે. "वण्णचिंधपभावा" (વસુ. ૮૧–૧) "अहिंसाचिंधो धम्मो" (વસુ. ૧૫૩–૧૧) "इदाउधचिंधित" (વસુ. ૧૩૦–૫)

### (૪૫) स નો छ, छ નો स (પ્રા ઉ ૪૩ની અનુપૂર્તિ)

૧. प्रतिशब्दक -पडिसद्दउ-પડછંદો ૨. शकटक.-सगडउ-છકડો /
૩ षट्क छक्कओ-छक्कउ-છક્કો ૪ मिक्त-मित्त-मिप्प-છીપવું
૫. शुक्ति-सुत्ति-सिप्पी-છીપ ૬ सुधा-सुहा-છો
૭ तक्षति-तच्छइ-તાછે-તાછવું
૮. तरक्ष-तरच्छ-તરછ-તરસ (હિંસ્ર પશુવિશેષ)

### (૪૬) स નો च, च નો स

૧. लालसा-लालस-લાલચ ૨. चमसक-चमसउ-ચમચો
૩ शशादन -ससायणो-सिंचाणो ૪. પ્રા અપ ल्हासिउ-લસ્યું

### (૪૭) વિશ્લેષ ને વર્ણવ્યત્યય

૧. वाक्र-वायक-વાએક ૨. भाग्य-भायग-ભાએગ

### (૪૮) ष નો ख

૧. रेषा-रेखा-રેખ ૨. संतोष-सतोख ૩. जोष-જોખ (આનંદ)
૪. वेष-ભેખ ૫. उपनू-આખલો ૬. घोषयति-ગોખે

### (૪૯) त्त નો प्प (પ્રા. ઉ ૫૪ની અનુપૂર્તિ)

૧. छत्र-छत्त-छप्पर-છપ્પર ૨. माहात्म्य-माहत्त-माहप्प-માપ
૩. आमवृत्त-आपवित्त-આપવીતી ૪. लीला-लेत्ता-लेप्पिणु-लेवि-લેઇ

### (૫૦) ह નો પ્રક્ષેપ (પ્રા ઉ. ૫૧ની અનુપૂર્તિ)

૧. वागुरिक -वागुरिअ-વાગરી-વાઘરી ૨ सकलक-सगलउ-સઘળું
૩ मकर -मगरो-મગર-મઘર ૪. देवकुल-देवउल-देउल-देहुर-દેહરું*
૫ अग्रे-अग्गे-આગે-આઘે ✓ देवगृहक-देवहरउ-દેહર

---

*અપભ્રંશમાં દેહુર શબ્દ વપરાયો છે, માટેજ देवकुल વિકલ્પ તરીકે લીધો છે, નહીં તો देवगृहक ઉપરથી સરળ રીતે આ શબ્દ વ્યુત્પન્ન થાય છે

### (૫૧) इअ-उअ नो अ ઊડતાં પૂર્વસ્વર દીર્ઘ

१ पानीय-पाणिय-પાણી  २ घृत-घिय-ઘી
३ लोहित-लोहिय-લોહી  ४ यूका-जूअ-જૂ
५ कृता करिअ-કરી  ६ रुओ (પ્રા) रुउ-રૂ
७ वाटिका-वाडिअ-વાડી  ८ शाटिका-साडिअ-ગાડી
९ वागुरिक-વાઘરી  १० कणिका-कणिअ-કણી

(घृत માટે घय સમાસમાં ને છૂટા શબ્દમાં घिय થતું)

### (૫૨) स नो ज, ज नो स

१ प्रव्रज्या-पव्वज्ज-પાવજ-પાવસ  २ काकजाज (વૈદિક) કાગનાસ
३ मिराज-(ફા) મિજાજ મિજાસ  ४ वस्टकोट વાજકોટ

### (૫૩) प नो व, व नो प

१ स्तवक-થપ્પો  २ दर्प-દાપ  ३ पादपृष्ठ-પાજઠ
४ (ફા) बयत-બેત-પૈતરો  ५ पवन्-પડવો
६ (ફા) રૂઆબ-રોપ-રોફ

### (૫૪) અ ઉપજન (આ પૂર્વગ ઉપરથી કદાચ)

१ घोर-અઘોર  २ गुप्त-गुप्प-અગોપ  ३ लुप्त-लुप्प-અલોપ
४ रिष्ट-અરિષ્ટ  ५ मुह्यति-मुज्झइ-મૂઝે-અમૂઝે-અમૂઝણ

### (૫૫) क નો પ્રક્ષેપ

१ નાન્હીરી-નાન્હીશીક  २ થોડુ-થોડુક  ३ જડુ-જકડુ
४ નડવુ-કનડવુ  ५ મરવુ મરકવુ  ६ કોઇ-કોઇક

### (૫૬) ट નો त

१ कोटर-કોતર  २ कुटुम्बक-પૈશાચી-कुतुवक
३ અં-मास्टर-ગુ-માસ્તર  ४ હોસ્પિટલ-ઇસ્પિતાલ
५ ડોક્ટર-દાક્તર

### (૫૭) ण નો ळ, ळ નો ण

૧ कोमलक-कुंवलउ-કૂળુ-કૂળુ ૨ अपवारणक-ઉપરાડુ-ઉપગઠુ
૩ वहणक-वहणआ-વહાણો

### (૫૮) અનુસ્વારનો પ્રક્ષેપ ને લોપ (પ્રા નિયમ ૭૨ની અનુવૃત્તિ)

૧ सतापइ-सतावे ૨ मजूषा-મજૂસ
૩ प्रपचा-पट्चा-પણુ ૪ दतवण-(દે) દાતણુ
૫ अग्नि-આગ ૬ खड्ग-ખાડુ
૭ अयद्भुत-अचभुअं-અચંભો ૮ महिषी-ભેંશ

### (૫૯) भ નો फ, फ નો भ

૧ भाव-भावइ (અપ જૂ ગુ) ફાવે
૨ भल्लुक-भल्लुअ-ફાલુ
૩ स्पृशति કે (प्रोञ्छति) फुंसइ કે फुसइ-ભૂંસે

### (૬૦) भ નો म, म નો भ

૧ मऊस्तम्भ-मल्लखभो-મલખમ ૨ ग्रीष्म-गिम्हो-गिंम-ઘીમ
૩ सौरभ-सोरभ કે सोढव-સોઢમ (જુઓ પ્રા ઉ ૪૫)
૪ निर्माणक-निम्माणओ-નીમાડો કે લીભાડો

### (૬૧) વર્ણવ્યત્યય (પ્રા ઉ ૭૧ની અનુવૃત્તિ)

૧ वच-(બોલવું) चव (મિથી) ચચગો (ચખો)
૨ गुच्छक-गुच्छउ-છોગુ ૩ कलश-कल्सी-કમલી
૪ कर्कश-कक्कसी-કાકશી-ગાભળી ૫ शकुन-શુગન (સ્વરનો)
૬ परिवर्ण-परिविसण-પગીસણુ-પીરસણુ (અગનો વ્યત્યય)
૭ रूप-रूफको-ખાંખ-ખૂંચો

## (૬૨) य નો इ

શબ્દને અંતે આવેલા य નો इ થઇ પાછલા વ્યંજનમાં ભળી જાય છે, તો કોઈ વખત ત્હેનીય પૂર્વના વ્યંજન માથે પણ જાય છે.

ઉદા.

૧. "અતિશિ કોમલ મહાનુભાવ છિ કાદંબરી કુમારી." (કાદં.)

૨. "કન્યાનૂં અંતઃપુર દીઠું જાણી શ્રીમિ રચિઉં." ( „ )

૩. "અથવા યૌવનમિ સવિ રચિયા નાના દીસિ દેહ." ( „ )

૪. "વિદ્ય જાણીઇ વર્ષ અઢાર, અમાનુષ માટિ નિર્વિકાર." ( „ )

૫. "ધિન ધિન માહરુ અવતાર, જે હું દેખિસિ દેવ મુરારિ." (હરિવં.)

પ્રયત્નલાઘવ સાચવવા આ પ્રમાણે ફેરફાર થયા છે. अतिशय, श्रीमय, वयद्द, धन्य, यौवनमय શબ્દોને બદલે ઉદાહરણમાં આપેલાં રૂપ થયાં છે. પણ જ્યહાં શબ્દજ મકારાંત હોય છે ત્યહાં લાગેલો इ પ્રત્યય છે. ચિત્રામ+ઈ=ચિત્રામિ=ચિત્રામણમાં.

## (૬૩) इ નો મૃદુ य

ઘણી વખત શબ્દની અન્તર્ગત इ ઊડી જાય તે પ્હેલાં ત્હેનો મૃદુ य બને છે. પછી માત્ર अ રૂહે છે.

૧. लाइव्वउ (इ ને आના વ્યત્યયથી) 'લ્યાવઇ' બન્યું છે.

ઉદા:

૧. "લક્ષ્મણ વનફલ લ્યાવી." (સીતાહરણ)

૨. "શીત હરી કાં લ્યાવિઉં ?" ( „ )

(૨) ઉપસર્ગના इ નો य

ઉદા

૧ 'ભમ્માડગદઇ ચણુ વ્યગોયા" (ઉપાહરણ)

૨ જિમ જિમ વ્યાહુન ગતિ ' (નુદયનન્સચઉ)

૩ "પ્રવાહ ઉલગીયા દીસઈ વ્યાહુણા માહિ" ( ઢા પ્ર )

(૩) ધાતુના इ નો य

ઉદા

'પિતાને મ્યલ્યો', 'મ્યલાનો', 'મ્યલે' (સ ગુ ઢા ગ ઢ–मिल्)

આ ઉપગત गोविन्द શબ્દના इ નો પણ य થઇ છેવટે 'હરગોવન' જે'વા શબ્દોમા अ થયો છે "ગણુપતિ ગોવ્યંદ" (નિ પ્ર ૩૧૨)

जहा–जिहा ઉપરથી પણુ તેવીજ રીતે 'જ્યહુાં' થયો છે, જિમમા પણુ પ્રથમ ज्यम ઉચ્ચાર થઇ છેવટે અશિષ્ટ ગુજરાતીમા अ રહ્યો છે

---

# પ્રકરણુ ૭મું

## ગુજરાતીને અપભ્રંશનું ઋણુ

શૌરસેની પ્રાકૃતને લગતી હલકા રખડાઉ ટાળીના આહિર લોકોની કહેવાતી અપભ્રંશ ભાષાનુ પાછળથી વિશેષ જોર હતુ. તે અપભ્રંશની ઉત્પત્તિ ઠેઠ ઇ સ ના ચોથા પાચમા સૈકા સુધી વિદ્વાનો લેઇ જાય છે "કુવલયમાળા" ના પ્રકરણ ૧૧ામા આપેલા ઉદાહરણ ઉપરથી

જણાય છે કે અપભ્રંશ ભાષા તે વખતે રૂઢ થઈ છે જે'ની રીતે સંસ્કૃત ભાષાનું થયું તે'ની રીતે પ્રાન્તિક પ્રાકૃતમાંથી આગળ વિશેષ વિકાર પામી અપભ્રંશ ભાષા થઈ દરેક પ્રાકૃતની જુદી અપભ્રંશ ભાષા હતી, એમ મનાય છે, પણ તે બધી જાણીતી નથી શૌરસેની કે નાગર અપભ્રંશનું ઋણ ઘણી આર્ય ભાષાઓને છે ગોસ્વામી તુલસીદાસકૃત '**રામચરિતમાનસ**"માં અપભ્રંશના ઘણા રૂપ હયાત છે, તેથી વ્રજભાષાને અપભ્રંશનું ખાસ ઋણ છે મારવાડી, હિન્દી, ગુજરાતી વગેરે ભાષાઓ આ અપભ્રંશ ઉપરથી આવી છે આનું વ્યાકરણ કલિકાલસર્વજ્ઞ શ્રીમદ્ હેમચન્દ્રાચાર્યે લખ્યું છે તેમાં તેમણે અન્ય પુસ્તકોમાંથી કે લોકસાહિત્યમાંથી આપેલા દુહા સૂચવે છે કે તે ભાષાને ગુજરાતી જોડે ઘણું સામ્ય છે આ વખતે અપભ્રંશ ભાષા ગુજરાત અને રજપુતાના વગેરેમાં લોકભાષા તરીકે વપરાતી હતી ગુજરાત પ્રાંતની સીમા પણ રજપુતાનાનો સમાવેશ કરતી હતી સ્વતન્ત્ર ગુજરાતી ભાષાને હજુ સ્થાન ન હતું, કારણ કે ત્હેનો સ્વતન્ત્ર ભાષા તરીકે હજુ ઉદ્ભવ જ થયો નથી ગુજરાતી ભાષાનાં અમુક ખાસ લક્ષણો તે ઇ સ ના ચૌદમા સૈકાથી દૃષ્ટિગોચર થાય છે (જુઓ પૃ ૧૩ ૧૬) એટલે જૂની ગુજરાતીને આપણે તેથી અગાઉ ન લેઈ શકિયે અપભ્રંશ ગુજરાતીની જનની ખરી, અને મા દિકરીમાં ઘણું સામ્ય હોય છતાં આ મા અને આ દિકરી, એમ વિવેક કરી શકાય છે, તેમ ગુજરાતીને અપભ્રંશથી જુદી પારખી શકાય છે અપભ્રંશનું ગુજરાતીને કેટલું ઋણ છે, તે આપણે મ્હોટું મ્હોટું જોઈએ

**(૧) ક્રિયાપદનાં રૂપ—**

૧ સામાન્ય કૃદંત—કરવું (करिएव्वउ), રહેવું (रहेव्वउ)

૨ અવ્યયરૂપ ભૂતકૃદંત—મારી (मारि) ચૂમી (चुम्बित्)

૩. ह्रिस्वयोरिदुदेत् (૮–૪–૩૮૭) સૂત્ર પ્રમાણે આજ્ઞાર્થ બીજા પુરુષ એક વચનના इ, उ ને ए ત્રણ પ્રત્યયો હેમચંદ્રાચાર્યે આપેલા છે તે ઉપરાંત એકવચનમાં हि ને બહુવચનમાં हु, ह ને हो પ્રત્યય પણ અપભ્રંશમાં છે અપભ્રંશ इ પ્રત્યયનો મૃદુ યકાર થઈ ગુજરાતીમાં યકારરૂપે આજ્ઞાર્થ બીજા પુરુષ એકવચનનાં રૂપ આવ્યાં. કર (करि), સ્મર (सुमिरि) બહુવચનમાં हुનો ह છોડી જઈ માગો–(मग्गहु–मग्गउ–मागउ) રૂપ નિષ્પન્ન થયાં

૪. હેત્વર્થ કૃદંત–ઉપર બતાવેલા સામાન્ય કૃદંતનાં રૂપ પરથી આવ્યું. અપભ્રંશમાં સ. तव्यना પર્યાય તરીકે इएव्वउ, एव्वउ, ને एवा છે. सोएवा, जग्गेवा. સૂવા–જાગવા. બીજો અપ. अण–करण (કરવા), તેમજ एवा ને इवा ત્રણે જૂની ગુજરાતીમાં વપરાતા 'एवा' એ સામાન્ય કૃદંતનું 'અંગ' છે

૫. વર્તમાન કાળ–હું કરૂં (हउं करउ), તું કરે (तुहुं करहि). (વિશેષ હકીકત કાળના પ્રકરણમાં)

(૨) તદ્ધિત પ્રત્યયો—

૧. નામિક पण–ઘડપણ (वड्डप्पणु કે वड्डत्तणु), વગેરે.

૨. ,, ,, म નાન્હમ–મ્હોટમ (धीरिम, गहीरिम, सरिसिम, महग्घिम, વગેરે. આ પ્રત્યય સ. इमन् ઉપરથી આવ્યો છે)

૩. વૈશેષણિક इल–ઘેલું (गहिल्लउ) પ્હેલું (पहिल्लउं), વગેરે.

૪ અલ્પતાવાચક ड–હૈડું (हियडउ), વગેરે.

૫ વૈશેષણિક ल–નવલો (नवल्लउ), પીળું (पियल्लउ), વગેરે.

૬ સાર્વનામિક आर–અમ્હારો (अम्हारउ) ત્હારૂં (तुहारउ)

(૩) સર્વનામનાં રૂપ—

૧. કોઇ, કોણ, કાં (कोइ, कवण, काइ), વગેરે.

૨ જે, જેઓ (जो એ. व, जे ૫ व)

૩ જે'વુ, તે'વુ, કેવુ, એ'વુ, વગેરે સાદૃશ્યવાચક વિશેષણો (जेहु, तेहु, केहु, एहु અગર जेहउ, तेहउ केहउ, एहउ ઉપરથી)

૪ પરિમાણવાચક વિશેષણો–એવડુ, જેવડુ, તેવડુ, કેવડુ (एवडु जेवडु, तेवडु, केवडु) તથા એટલો, જેટલો, કેટલો તેટલો (एत्तुलो, जेत्तुलो केत्तुलो, तेत्तुलो)

૫ આ, એ–(आय-एउ)

૬ એ'ણે ત્હેણે–(एण–तेण–एणइ तेणइ ઉપરથી)

✓૭ હુ, તુ, અમ્હે, તમ્હે (हउ, तुहु अम्हइ, तुम्हइ)

✓૮. મ્હે, ત્હે, મજ, તુજ (मइ, तइ, मज्झु, तुज्झु)

૯ જહી, તહી, કહી (जहिं, तहिं, कहिं)

(૪) વિભક્તિ પ્રત્યયો—

૧ ત્રીજીનો 'એ'–લક્ષ્મીએ (लच्छिए) } ए નો જૂ ગુ મા इ
૨ સાતમીનો 'એ'–ઉન્હાળે (उन्हालए) } થઈ પાછો 'એ' થયો

૩ બીજી, ચાથીનો 'ને' અપ तणेण–तणि–णइ–नइ–नि–ने રૂપે.

(૫) અવ્યયો—

૧ જેમ, તેમ, કેમ (जिम–जेम, तिम–तेम, किम–केम)

૨ જ્યહા, ત્યહા, કયા (जहा तहा, कहा)

(૬) 'કેર' અને 'તણુ'–આ અનુગો ગુજરાતી કાવ્યસાહિત્યમા અત્યારે પણ વપરાય છે, અને તે સસ્કૃતમાથી અપભ્રશદ્વારા આવ્યા છે. केरक ઉપરથી केरउ–કેરો, અને तनक ઉપરથી तणउ–તણો 'કેર' ને 'તણ' બન્ને અપભ્રશમા વપરાતા (જુઓ ૮-૪-૪૨૨) સસ્કૃત कार्य ઉપરથી केर ઉત્પન્ન થયો आश्चर्य ઉપરથી अच्छेर, पर्यंत ઉપરથી पेरन्त, मर्यादा ઉપરથી मेर બને છે, તેમ कार्य ઉપરથી केर બન્યો વધારાનો સ્વાર્થે क લાગી केरकः પ્રા केरओ

અપ૦ केरउ ગુ કેરો પ્રાકૃતમા केरअ વપરાતો જુઓ "रन्ना बादचिरे वन्दुण्ण किंचिअ अहिअमजादगआ पार्केरआ विअदे हत्या मवुत्ता' (મ'નસામસ્ત)

મ अयतन मायतन मनातन, વગેરે અવ્યય ઉપરથી બનતાં વિશેષણોમા વપરાતા तन પ્રત્યયનો વ્યાપ્તિપ્રદેશ વધતા સ્વાર્થે લાગતા क પ્રત્યય ઉપરથી तनक થઇ છેવટે તે છઠ્ઠીના પ્રત્યય તરીકે સર્વત્ર વપરાવા લાગ્યો तनक: પ્રા तणओ અપ तणउ ગુ तणो છઠ્ઠી વિભક્તિ વિશેષણ વિભક્તિ હોવાથી વૈશેષણિક મ. પ્રત્યય तन ઉપરથી તેને વ્યુત્પન્ન થવામા વાંધો આવતો નથી

આ तण ઉપરથી ગુજરાતીમા બીજી, ચોથી, ને છઠ્ઠીના પ્રત્યયો આવ્યા છે. ત્રીજી વિભક્તિના तणेण–तणि રૂપ ઉપરથી तનો લોપ થઇ णइ–निइ–नि–ને વિકાસક્રમે બીજી ને ચોથીનો 'ને' પ્રત્યય આવ્યો. तणओ ઉપરથી છઠ્ઠીના નો–ની–નુ' પ્રત્યયો આવ્યા આદિ तનો લોપ થવાનો પ્રાકૃત અપભ્રંશમા નિયમ નથી, છતા 'तण'માના 'त'નો લોપ ન થાય ત્યાં સુધી 'ને', નો', વગેરે વ્યુત્પન્ન થાય નહીં પરંતુ આ तण અનુગ તરીકે શબ્દની ઉત્તરે આવે એટલે અનાદિ બને, અને પરિણામે ઊડી જાય જુઓ-

ઉદા

૧ તીહ તરી જોઇઉરીયણું વચન હમતઉ ç તઉ દર્શનમાત્રિહિ જિ દુર્લિમુ ભાઇ કરી ગાજતઉ ç તઉ" (મદર્શ ૨૭–૧૯)

• 'ચાર ચગણરે હોઇગે, જયુ નાવડણા તીર" (કાદિ કડિય સાહિ)

૩ "નાસા મોટે તિલનો ફૂલ, દાંતગ્રુ કુણ કરસિ મૂલ"

૪ 'બુદ્ધિ વિચારી તે કાલણી, નારીમા ડાહી માવણી" શામળ

૫ "ગમ્યો છે આપણુણો ભાર, નથી જાણતુ કોઇ બીજે દાર" શામળ

✓ ૬. "આસણી ઉડી રજ." (કા. પ્ર.)

ઉપરનાં છએ ઉદાહરણમાં ણો–ણી–ણા ને ણું તણ ઉપરથી ત ઊડતાં રહેલા છે. પછી ण નો न થઇ હાલનું રૂપ બનેલું છે. मावक શબ્દ ગં. लावकનું રૂપાન્તર છે. अश्वનો પ્રાકૃતમાં अस्स બની दीर्घः संयोगलोपे નિયમ પ્રમાણે 'આસ' બન્યો. તેને तणी નારી જાતિનો પ્રત્યય લાગી आसतणी–आसअणी–**આસણી** ત્વરિત ઉચ્ચારને લીધે બન્યો છે.

(૭) 'તાંવાળું' વર્તમાન કૃદન્તનું અવ્યયરૂપ—

આ રૂપ અપભ્રંશના વર્તમાન કૃદન્તના નર કે નાન્યતર જાતિના છઠ્ઠીના બહુવચનના રૂપ ઉપરથી વ્યુત્પન્ન થયું છે.

૧. "लब्भइ सहाय सम्माणु कोसु पणइणि **परिणंतह** कवणु दोसु."

૨. "रइ अणइच्छतहँ हुउ विहाणु परिगलिय रयणि उम्मिल्लु भाणु." (ભવિ. ૧૨–૧૪)

આ બન્ને અવતરણો भविसयत्तकहा માંથી લીધેલાં છે. બન્ને રૂપ વર્તમાન કૃદંતના છઠ્ઠીના બહુવચનનાં છે. तह નો ह् ઊડતાં तअं થઈ '**તાં**' વાળું રૂપ બન્યું છે. અને ગુજરાતીમાં બન્ને વચનમાં આ રૂપ એક રૂપે વપરાય છે. નામનાં તેવાં રૂપ પણ છઠ્ઠી બહુવચનના અપભ્રંશ રૂપને આભારી છે.

(૮) ઓકારાંત નરજાતિનાં અને ઉકારાંત નાન્યતર જાતિનાં રૂપ—

✓ અપભ્રંશમાં स्यमोरस्योत् (૮-૪-૩૩૧) સૂત્ર પ્રમાણે પ્રથમા ને દ્વિતીયા એકવચનમાં अ નો उ થાય છે. વળી જે નામને અંતે अक હોય છે તેના અંત્ય क ના अ નો આ સૂત્રથી उ થાય છે. ઉદા. घटितकः– અપ. घडिअउ, तुच्छकः અપ. तुच्छउ, घोटकः અપ. घोडउ,

અપ कण्टउ આ જાતના બધા શબ્દોમા અત્ય સ્વરયુગ્મ अउ હોય છે આ अउનો અર્વાચીન ગુજરાતીમા 'ઓ' થઈ ઓકારાત નર-જાતિના નામ આવ્યા છે જે નામને આ क લાગતો નથી તેઓ ગુજરાતીમા અકારાત રૂપે આવ્યા છે અપભ્રશમા અત્ય વ્યજનમા રહેલા अનો ઉપના સૂત્રથી उ થતો, પણ અર્વાચીન ગુજરાતીમા ત્હેનો अ રહ્યો છે मनुष्य અપ माणुसु शक्र અપ सक्कु, जन-जणु આ બન્ને પ્રકારના અપભ્રશ રૂપ જૂની ગુજરાતીમા મળી આવે છે

સૂત્ર "कान्तस्यात उं स्यमो" (૮-૪-૩૫૪) પ્રમાણે નાન્યતર જાતિના જે નામને છેડે क લાગે છે ત્હેમના પ્રથમા ને દ્વિતીયા એક-વચનમા આ कનો उ થાય છે भग्नक-भग्गउ-ભાગુ, मस्तक-मत्थउ—માથુ, कटक-कडउ-કડુ અપભ્રશમા છેલ્લા સ્વરયુગ્મ अउમા છેવટે જે અનુસ્વાર છે ત્હેને લીધે उ જાળવાઈ રહી પાછળના अનો લોપ થઇ અર્વાચીન ગુજરાતીના રૂપ અપભ્રશ ઉપરથી આવ્યા જ્યાં અત્ય क નથી લાગતો ત્યા સૂત્ર ૩૩૧ પ્રમાણે થયેલો अ નો उ ઉડી ગુજરાતીમા નામ અકારાત રૂપે રહે છે फल-फलु-ફળ, वचन-वयणु-वयणु-वेणु गृह-घरु-घर એમ અર્વાચીન ગુજરાતીના રૂપ આવ્યા છે આ બન્ને પ્રકારના અપભ્રશ રૂપ જૂની ગુજરાતીમા વપરાતા હતા

### (૯) અગ—

આ ઉપરાત 'જાતિવચન' ના પ્રકરણમા જોઇશુ તે રીતે ઓં કારાત તથા ઉકારાત નામનુ અગ પણ અપભ્રશમા છેવટના ભાગમા બન્યુ છે घोडउ-घोडा, ढोल्लउ-ढोला, વગેરે

### (૧૦) બહુવચનનો ओ.—

અર્વાચીન ગુજરાતીમા વપરાતો બહુવચનનો 'ઓ' પ્રત્યય પ્રાકૃત-અપભ્રશના નારીજાતિના નામના બહુવચનના ओ-उ પ્રત્યય ઉપરથી આવ્યો છે આ બાબત વચનના પ્રકરણમા આવશે

# પ્રકરણ ૮મું

## જૂની ગુજરાતીનો નમૂનો

(૧) "મૂરખ દીપઈ બળઈ પતંગ મૂરખ પાવકિ પડઈ કુરંગ
મૂરખ ઘનગર્જિત સાંભળી મરઈ સિંહ વલી વલી ઊછળી
બલાબલઈ બઈસાગીસૂ બુદ્ધિ તઉ પામીસૂ મનવંછિત સિદ્ધિ
ઇણિ અવસરિ તે વિષ્ટ પહુત્ત તે વીનવઈ 'સ્વામી' સુણિ વત્ત
તુમ્હ મરૂકારઈ અરિહન્ત ગઉ તિણઈ આ પા'વિઉ પમાઉ
તતકાલઈ આણિઉં છઈ કાજ, તુમ્હિ તિહાં પુહતા જોઈઉ આજ
ગઉ બલઈ સુણિ, ચિત્ત વિચાર ! તઈ દિન કરવી લોકહ સાર
પરદલ દેખી થાજે છોડુ અમ્હ પૂઠિ લેઈ આવે લોક
સીખામણ દેઉ ચાલિઉ ગઉ નગરલોકિ કીધઉ સમવાઉ
જઈ સર્વ સિરિ કરિય જુહાર વડ માણસિ વીનવિઉ વિચાર"

(પ્રબોધ ચિંતામણિ પૃ ૧૦૮)

(૨) હઉં કિમ પરણઉં સંયમસિરી ? ઇક છઈ આગઈ અન્તેઉરી
નિદ્રા ન આવઈ, ન ભૂખ જિમઈ, કલિ લાગઉ ઘરબાહરિ ભમઈ.
જોયઈ નારિ હુઈ પરિઅલી, હુઈ ભવ લિણ્યા તેહના મલી
મિ કીજઈ જઈ કિમઈ કલત્ર મનમાં હોઈ મહી નિચિંત
ઇક આધી ઇક પાછી કરઈ, તિણિ પાપઈ નર મૂઆ ભરઈ
ઇક ઘરણી તા ઘરની મેઢિ, બીજી હુઈ તઉ વાધઈ વેઢિ
ઘરની કલિ કુણ આગલિ કહઈ ? ચોરમાર જિમ છાનઉ રહઈ
એકઈ મખ્યા ઊગિઉ સૂર બીજઈ મિલિઉ રવિઉ પૂર
એકઈ બીજઈ શરી ઊગિઉ, બીજ બીજઈ તે ખય ગિઉ

દુહા.

ઘરટીપુડ જિમ બિ ઘરણી, કણ્હ સરીખઉ કન્તુ.
કહઉ આખુ કિમ ઊગરઈ ! ભરડી આણ્યઇ અન્ત.
તં નિસુણી બોલઇ સુમતિ પિયુડા ! મ કરિ સંતાપુ.
બેડીગારી હઉં નહીં. વિમલબોધ મુહ બાપ.
સ્ત્રી સવિ સમી મ લેખવે. એકિ અછઇ ગુણવન્તી.
એકિ અકુલીણી દિઠ મઇં છહ ન દીજઇ પન્તિ.
ઘરિ તેડિઇ પ્રિય પ્રાહુણઇ કરઇ જિ મુહ મસીવણ્ણુ,
ચકચલ જિમ તે પરિહરી ઘરણી સેવે રન્ન.
કરઇ જૂઉ જે વાલવી માવિત્રહ નિજ કન્તુ,
તીખી આર તે નારિ ગણિ; તે નર બયલુ ભમન્તુ,
વડ લહુડાં સંતાપઇ પ્રિયનઉં પામી માન,
રવિકરિ તાતી ધૂલિનઉં તે દીજઇ ઉપમાન.
નર નર સિઉં બહુ બોલ્લણી, ઘરિ ઘરિ ગોઠિ ભમન્ત,
સહિયાં મિલિ બાહરિ વસઇ, તે સુસીલ કિમ હુન્ત ?
ઇચ્છાં હીંડઇ આપણી નરકામિણી જે નારિ.
નરયકૂપિ તે નિવડની રહીસિ કુણ આધારિ ?
પુરુષ ઘણી ઇ પરણતઇ સ્ત્રી નવિ કરવી બેડિ.
વર જાણી બહુ વલ્લહઉ કુલસ્ત્રી પૂરઇ કેડિ."

( પ્રબોધ ચિંતામણિ પૃ. ૧૧૪ સં. સુમારે ૧૪૭૦ )

(૩) "ઇસિઉં ચીંતવી વેગિ આવી ચોરરહઈં મેલ્હાવઇ। કિસી પરિ આપણા વાણુઉત્ર ઊપરિ કોપુ કરતઉં હૂંતઉ તલાર આગઇ કહઇ, "એઉ અમ્હારઉ વાણુઉત્રુ કાંઇ જાણઇ નહીં। મઈં પૂર્વિહિં એકિ દિનિ એઉ હારુ એહરહઈં મૂલિ દીધઉ હૂંતઉ। એઉ કિસઉં ઇસઉં માણુસુ છઇ જિસઉં ચોરી કરઇ। એહ વાત માહિ કાંઇ

છઇ નહીં । તુમ્હે એઉ પગહઉ મેલ્હઉ । " તન્હારિ ચીતવિઉ–'જુ ધણી જાણઇ સુ પાડોસી ન જાણઇ । તિણિ કારણિ મેરિ માયઉ, વાણઉત્ર કૂડઉ । " (પ્રા ગૂ ગ સંદર્ભ પૃ. ૪૨ સ ૧૪૧૧)

ઉપરના ગુજરાતી નમૂનામાં નીચેના રૂપ ધ્યાન ખેંચે એવાં છે·

(૧) 'સૂર', 'સરખો', 'વ્હાલો', 'ભાગ્યો', 'હતો', 'સાચો', 'કૂડો', વગેરે શબ્દોને બદલે જૂના રૂપ 'સૂરઉ', 'સરીખઉ', 'વલ્લહઉ', 'ભાગઉ', 'હૂંતઉ' 'સાચઉ', ને 'કૂડઉ' રૂપ વાપરેલા છે તેમ 'બળે', 'પડે', 'વાધે', 'તો', 'આગે', 'જાણે' ને બદલે 'બલઇ', 'પડઇ', 'વાધઇ', 'તઉ', 'આગઇ', 'જાણઇ–ઈ' રૂપ વાપરેલા છે એટલે સ્વરયુગ્મ જોડાઇ એક–રૂપ થયા નથી

(૨) 'પાવકમાં', 'વ્હેણે', 'તેં', 'લોકની', 'માણસે', 'દીપમાં', 'ઘેર', 'મૂલથી', વગેરે ને બદલે 'પાવકિ', 'તિણઇ', 'તઇં', 'લોકહ', 'માણુસિ', 'દીપઇ', 'ઘરિ' ને 'મૂલિ' રૂપમાં વિભક્તિના જૂના પ્રત્યયો વપરાયા છે 'કચ્છાં', 'સહિયાં' પણ વિભક્તિ પ્રત્યયને લીધે બન્યા છે

(૩) 'સાંભળી', 'કરી', 'ઊછળી', 'દેઇ', વગેરે માટે 'સાંભલી', 'નિસુણી', 'કરિય', 'ઊછલી', ને 'દેઉ', વગેરે સબંધાર્થ કૃદતના રૂપ વપરાયા છે

(૪) 'સુણ્ય', ને 'કરય' આજ્ઞાર્થ બીજા પુરુષ એકવચનના રૂપને બદલે અપભ્રંશ રૂપ 'સુણિ' ને 'કરિ' વપરાયા છે

(૫) 'વાત', 'પ્હોચ્યા', 'દીઠી', વગેરે માટે સયુક્ત વ્યજનવાળા 'વત્ત', 'પહુત્ત' ને 'દિટ્ઠ' વગેરે રૂપ વપરાયા છે

(૬) 'તમેહુને' 'તમ્હે', 'ત્યહાં', 'માણસ', વગેરે નામ સર્વનામ માટે 'તુમ્હ', 'તુમ્હિ–તુમ્હે', 'તિહાં', ને 'માણસુ' વગેરે રૂપો વપરાયા છે

(૭) 'મોકલ્યો', 'પ્રસાદ, 'પત્ની', 'કજિયાખોર', 'મૂર્ખ', વગેરે શબ્દોને બદલે પ્રયાગમાથી નષ્ટ થતા કે થયેલા 'પાઠવિઉ' 'પસાઉ', 'અન્તેઉરી', 'ભેડીગારી', ને 'ઘરઘલ' વગેરે શબ્દો વપરાયા છે

(૮) 'ચાલ્યો', 'આણ્યુ', 'ઊગ્યો', 'મળ્યો', 'વંદ્યા', વગેરે ભૂતકાળના રૂપ માટે 'ચાલિઉ', 'આણિઉં', 'ઊગિઉ', 'મિલિઉ' 'વિણઠા', વગેરે જૂના અપભ્રશ રૂપ વપરાયા છે

(૯) 'છે' ને બદલે 'અછઇ' ને 'છઇ' રૂપ વપરાયા છે

(૧૦) 'લહુડાં' (लघुकानि) નાન્યતર જાતિ બહુવચનનુ રૂપ પણ પ્રયાગમા આવ્યુ છે

આ બધા ફેરફારો સંબંધી આગળના પ્રકરણોમા વિચાર કરવામા આવશે (૫) ને (૭) સબધી જુઓ પૃ ૨૨, ને પૃ ૩૬–૩૭

---

# પ્રકરણ ૯મું

## નોખા સ્વરનું અસ્તિત્વ

જૂની ગુજરાતીના નમૂનામા જોયુ તેમ પ્રાકૃતની માફક જૂની ગુજરાતીમા પણ બે સ્વર (સ્વરયુગ્મ) પાસે પાસે આવતા છતા ત્હેમા સધિ થતી નથી સસ્કૃતમા લખાણની ભાષામા સધિ આવશ્યક હતી, પણ બોલતા સધિ આવશ્યક ન હતી પ્રાકૃત લોકભાષા એટલે ત્હેમા પણ સધિ કરવી આવશ્યક ન હતી જૂની ગુજરાતીમા પણ એ'ન દરે શબ્દ દુનાઈ ન જાય એટલે સધિ સિવાય આવતુ, પરિણામે ત્હેમા નોખા સ્વર માલૂમ પડે છે

સં. शूरः પ્રા. सूरो અપ. सूर-એ પ્રમાણે અકારાંત નરજાતિના નામના પ્રથમાનાં એકવચનના રૂપ થતાં. પણ જ્યહાં क લાગતો ત્યહાં સં. शूरकः પ્રા. सूरओ અપ. सूरउ જે'વાં રૂપ થતાં. આ રૂપોમા પ્રાકૃત-અપભ્રંશમા બે સ્વરોની સંધિ થઇ નથી. અપ. सूरउमां અંત્ય उ પ્રાકૃતના ओ ઉપરથી ને પ્રાકૃતનો ओ સં. વિસર્ગનો उ બની પાછલા अ સાથે મળી સંસ્કૃતમાં થતા ओ નો છે સંસ્કૃતમાં અમુક પ્રસંગે ओ બનતો ત્હેને બદલે પ્રાકૃતમાં સર્વત્ર ओ થયો.

જૂની ગુજરાતીમા પાછલા નમૂનામાં સ્વરયુગ્મવાળાં રૂપો (ખાસ કરી નામ, વિશેષણ, કર્મણિ ભૂતકૃદંત ) છેવટના अक ઉપરથી આવ્યાં છે. सदृक्षकः-પ્રા. सरिक्खओ-અપ सरिक्खउ-જૂ. ગુ. सरीखउ, वल्कलकः પ્રા. वक्कलओ અપ. वक्कलउ, मग्गकः પ્રા. मग्गओ અપ. मग्गउ જૂ. ગુ. मागिउ, વગેરે.

સંસ્કૃતમાં વર્તમાનકાળના ત્રી. પુ. એકવચનનો ति પ્રત્યય હતો. ત્હેનો त् અનાદિ ને અસયુક્ત હોવાને લીધે પ્રાકૃતમાં ઊડતાં અવશિષ્ટ રહેલો इ ત્રી. પુ. એ. વચનના પ્રત્યય તરીકે વપરાતો. બહુવચનના અપ. પ્રત્યય हिंમાં રહેલા અનુસ્વારને લીધે જૂની ગુજરાતીમાં બહુવચનમાં इं પ્રત્યય વપરાતો તો કોઇ વખત બહુવચનને લીધે એકવચનમાં પણ इ વપરાતો. છેવટે અનુસ્વાર ઊડી ગયો. करोति પ્રા. અપ. करइ करहिं ( બ. વ. ), જૂ. ગુ करइ-करइ. આ'માં પણ સ્વરયુગ્મ છે.

તે ઉપરાંત વિભક્તિપ્રત્યયોમાં, અનુગોમાં, અવ્યયોમાં પણ સ્વરયુગ્મો જોવામાં આવે છે.

ઉદા.

૧. "એકમનાં ભજતાં ભગવાન, ભગત તણૂ ટાલઇ અગન્યાન,
કરઇ દયા સ્વામી ગોવિંદ, આપઇ નિજપદ પરમાનંદ" (હરિશ્ચ.)

૨. "માનિની જન મન ક્ષોભન શોભન વાઉલા વાઈ.
નિધુવન કેલિ પામી કામી અંગિ સુહાઇ." (વસંત. વિ)

૩. "દિવ જં **સંપજઇ** સત્પુત્ર, એહ પુણ્યતણુઉં ચરિત્ર। **એકઇ** તણુઇં એકિ કુપુત્ર હુઇં જે બાલપણિ **પાલીઇં લાલીઇં** પણિ **જેતલઇં** યૌવનભરિ જાઇં, **તેતલઇં** માવીત્રસામ્હા થાઇં, કૃત્ય અકૃત્ય ન **ગિણઇં**, વડાતણાં વચન **નિગુણઇં**, માવીત્રસામ્હાં નીઠુર બોલ ભણઇં, અહંકારિ હણહુણઇં, લક્ષ્મીમદિ કુપાત્રિ **વરસઇં**, કુસ્થાનકિ **વિલસઇં**, **પિશાચ** ભૂમિ **ગ્રસઇં**, **ચાડુએ** વચનિ **ઉલ્લસઇં**, રૂડી વાત કહતાં સામ્હાં **ધ્રસઈં** સ્વાનની પરિ **ભસઈં**, **અપરહુઈં હસઇં**, પાપ કરી **ઊસસઇં**, ધર્મવાર્તા હિયઇં ન **વસઇં**, ઇસ્યાં જં પુત્ર અભક્ત અજાણ, એ પાપતણૂં પ્રમાણ" (પૃથ્વીચંદ્ર)

સાતમી ને ત્રીજી વિભક્તિમાં અપભ્રંશમાં પણ કોઇ કોઇ વખત નામ-સર્વનામમાં अइ પ્રત્યય વપરાયો છે. તે क ના ઉમેરણથી આવ્યો છે. પરંતુ જૂની ગુજરાતીમાં તેમજ અપભ્રંશમાં વપરાતાં 'एणइ ठामि' **'तिणइ घरि'** જેવાં રૂપોમાં एण, तिणमां ण મૂળ તૃતીયાનો પ્રત્યય હતો, એટલે પ્રત્યય પછી क લાગે એમ માનવું યોગ્ય નથી. કદી એમ માનિયે કે एण, तिण મૂળ તૃતીયાનાં હોવા છતાં પણ તે અંગ તરીકે અહીં સ્વીકારાયાં છે, એટલે क લાગે. એ પણ માનવું ઠીક લાગતું નથી, કારણ અંગ તરીકે સ્વીકારાયા પછી क લાગી ન શકે; હેને લાગલોજ પ્રત્યય લાગવો જોઇયે. તો પછી अइ શી રીત આવ્યો? માત્ર બીજાં બધાં ક્રિયાપદ, વગેરેનાં રૂપ જેવાં આ'મનાં પણ રૂપ કરવાના વલણને લીધે આવાં રૂપ પ્રચલિત થયાં હોવાં જોઇયે. બીજું કારણ કાવ્યમાં માત્રામેળ સાધવા પણ લાંબું ટૂંકું રૂપ થતું, એ પણ હોઇ શકે.

આ अइ-अउ સ્વરયુગ્મો પ્રાકૃત, અપભ્રંશ, જૂની ગુજરાતીમા છૂટથી વપરાતા. જૂની ગુજરાતીમા વચગાળે આ'મના इ-उ થયા છે. ભાલણની કાદમ્બરી આશરે વિ મ ૧૫૫૦માં રચાઇ છે, પણ ત્હેની ઉતાર્યો સાલ વિ સ ૧૬૭૨ની છે વિ. મ ૧૫૫૦માં તો अइ-अउ સ્વરયુગ્મ ચાલુ હતા. પણ કાદમ્બરીમા इ-उ ક્રમ મળે છે, માટે તે વિ મ. ૧૭મા સૈકામા લહિયાના સમયમાં થવો જોઇએ.

ઉદા.

૧. "એક કહિ રહી કા અવગી ' એટલા માહા ઘ થાકી '
   એક કહિ, ના, એ અતિ શીલી પ્રમદા છિ અતિ પાકી." (કાદં.)
૨. "પટહ ઝલરી વીણા વાજિ મૃદુગ્વ વેણુ મૃદગ,
   મજ્જન કરતા શબ્દ રાખના, અમિઅ શ્રુતિ ઉપગ." (કાદ.)
૩. "કાદમ્બરી કહી છિં મૈ સર્વથા સાથિં જાવૂં." (સ કા. ગુ ગ ક )
૪ "તાહારી દૃષ્ટિં આવી છિ તે મરિં છિં સર્વ." ( ,, ,, )
૫. 'ચંદ્રાપીડ તે સાભલી ઊભુ થયુ તેણી વાર" (કાદ.)
૬. "સાનિ પરણિ ન કુઅરી અનોપમી એ ? " (ઉષાહરણ)

સામાન્ય રીતે ક્રમ આમ છે अइ-अउ । इ-उ । ए-ओ । છઇ-છિ-છે, નઇ-નિ-ને, પછઇ-પછિ-પછે. નવુ રૂપ વ્યુત્પન્ન થતાં જૂનું રૂપ પ્રયોગ-લુપ્ત એકાએક થતું નથી સાથે સાથે બે રૂપ પણ ચાલે જે રૂપનુ પ્રમાણ વધારે તે રૂપ તે તે જમાનાનું ગણાય. છતા ત્હેની શરૂઆત પણ જોવી જોઇયે ઘણી વખતે લહિયાઓ હાથપ્રતને પોતાના જમાનાનુ રૂપ આપવા પ્રયાસ કરે છે

| ૧ | ૨ |
| --- | --- |
| ગઉખ, ગઊખ-ગૂખ-ગોખ | લઈ-લિ-લે |
| કઉણ-કુણ-કોણ | દઇ-દિ-દે |
| મઊપ-સૂપ-સોપ | કરઇ-કરિ-કરે |

આસન પ્હેલામાં 'ગોખ' કરતાં 'ગૂખ' રૂપ જૂનું છે. આસન બીજામાં 'કરે' રૂપ કરતા 'કરિ' રૂપ જૂનુ છે. છતા તે બન્ને રૂપો પ્હેલા નબરના રૂપમાથી વ્યુત્પન્ન થયા છે

અહી આગળ નામયોગીને લીધે જોડેના નામ કે સર્વનામને હાલ લાગતા '**ની-ને**', વગેરેનો વિચાર કરવો જરૂરનો છે. એ પર્યંત વિશેષણના ત્રીજી કે સાતમીના રૂપ છે.

ઉદા.

૧ "માહારઈ સાથિ કટક મોકલુ." (કા. પ્ર. ૧–૨૬)

૨. "કોઇ ન માગઇ કહિનઈ કન્હઇ." (વિ. પ્ર. ૧૯)

૩. "હાત્તા જિપ્પી પટ્ટણ મહિ, આવિઉ કુમદ **વાદનિ** કજ્જિ." (વિ. પ્ર. ૧૯)

૪. "અનામિકા પગની અગુલી, **ચિચાંગુલીનિ** પાસિ મિલી." (,, ૧૪૭).

આમાં પણ अइ–इ–ए ક્રમ છે. જ્યહાં इ ક્રમ અટકી ગયો ત્યહાં '**ની–ઈ**' નામ કે સર્વનામને છેડે આવતો હોવાથી એમ ભામવા લાગ્યું કે તે **નામયોગી** નારીજાતિનું છે '**તેની પાસે**'માં '**ની**' નારીજાતિનો નથી. પણ વચલો ક્રમ અટકી જતાં '**તેનિ પાસિ**'ને બદલે '**તેની પાસે**' વપરાવા લાગ્યું. અને '**પાસે**' નારીજાતિનો મનાવા લાગ્યો. નામયોગીનો ક્રમ અટકી નથી પડ્યો. આગળનો ક્રમ ચાલુ રહ્યો ત્યહાં '**ને-રે**' થયો. "**વાદનિ કજ્જિ**"– '**વાદને કાજે**' '**તેહનઇ તિહાં**' ઉપરથી ત્હેને ત્યહાં' થયું. તેજ પ્રમાણે '**મ્હારે ઘેર**'. છતાં હાલ આવાં અનિયમિત લાગતાં રૂપોને નિયમિત બનાવવા '**મ્હારા ઘેર**'; '**ત્હેના ત્યહાં**' જેવા પ્રયોગો શરૂ થવા લાગ્યા છે.

---

# પ્રકરણ ૧૦મું

## જાતિવચન

### (૧) જાતિની અનિશ્ચિતતાનો આભાસ

અપભ્રંશમાં આગત નરજાતિના તેમજ નાન્યતર જાતિના ક લાગ્યા સિવાયના નામના એક વચનમાં પ્રથમા તેમજ દ્વિતિયામાં અન્તે ઉ આવતો આથી શબ્દ નરજાતિનો છે કે નાન્યતર જાતિનો, ત્હેનો નિર્ણય જલદી થઈ શકતો નથી આના પરિણામે પ્રશ્ન, માન જેવા શબ્દો ગુજરાતીમાં નાન્યતર જાતિમાં વપરાવા લાગ્યા જ્યહાં નામને છેડે ક લાગે છે ત્યહાં ત્હેનો નિર્ણય કરવો સુગમ છે દાખલા પ્રા હથઓ અપ હથઉ (હાથો) ઘન્ન પ્રા કન્અ અપ કન્ઉ (કડુ) આ અઉ ને અઉ ઉપરથી અનુસ્વારને લીધે જાતિનો નિર્ણય થાય પણ અપભ્રંશમાંથી ગુજરાતીમાં આવતાં હાથઉ–હ્થુ–હાથો'–વચલુ 'હાથુ' રૂપ પાછુ વાપરવા લાગે છે, તેમજ અનુસ્વારનો ઉપયોગ પણ વિવેકપુરઃસર થયો નહી હોવાથી શંકા ઉત્પન્ન થાય છે તે નીચેના ઉદાહરણ ઉપરથી સમઝાશે

ઉદા૦

1. 'વૃક્ષ થકી ખીટીની નહી, નવિ કર્યું નવિ વિનાર'
   લોકપ્રવાદ ગ યુ નહી, કુનક્રમ તાડ આવાર" (કાદ ૧૩૭)
2. "અર્ગુવિ અ પેુ પ્રચેતાનિ ઘિરિ આવી '૧૦
   પ્રચેતાઇ સમર્પ્યું તે ચિત્રરથનિ ગાર" (કાદ ૧૪૦)
3. "તથાપિ મહકુ પ્રીતિ જાણી વાહાલાનુ શણગાર." („ „)
4. "ચન્દ્રાપીડ ચાલી ગયુ અતિ સ્વચ્છિ ભુવન
   પ્રવેશ પ્રેમશ કરી તા જાગી માનિની મન
   રાખ્યા સુતુ પાન મેહેલી કેયૂરક ઉન્નગ" (કાદ ૧૩૯)

૫. "**ચંદ્રાપીડ** તે સાંભલી ઊભુ **થયુ** તેણી વાર." („ ૧૪૫)

ઉપરના ઉદાહરણમાં જણાશે કે **નામને** લાગતુ **અપભ્રંશનું ઉ** ગુજરાતીમાં ખરી પડ્યું છે, પણ ક્રિયાપદ કે વિશેષણને કને લીધે લાગતુ ઉ (अउ) કાયમ રહ્યું છે, ને હજુ '**ઓ**' **થયો નથી. તેથી** તે નામની જાતિમાં શંકા ઉપજાવે છે. આ ઉપરથી એમ ચોક્સ થાય છે કે अइ-इ-ए ને अउ-उ-ओ ક્રમ વ્યાજબી છે. 'આપિઉ-આપ્યુ આપ્યો', 'થિયઉ-થિયુ-થયુ-થયો', 'તણઉ-તણુ-તણો', 'સૂતઉ-સૂતુ સૂતો'-એ ક્રમે વિશેષણ ને ક્રિયાપદનાં રૂપ આવ્યાં છે.

'વિચાર કર્યું', 'લોકાપવાદ ગણ્ય', 'કુલક્રમતણુ આચાર', 'હાર આંયુ', 'ચંદ્રાપીડ ગયુ', 'ચંદ્રાપીડ સૂતુ', 'ચંદ્રાપીડ ઊભુ થયુ', વગેરે પ્રયોગ હાલની દૃષ્ટિએ અનુચિત લાગે છે, કારણ નામ "વિચાર લોકાપવાદ, આચાર, હાર, ચંદ્રાપીડ, શણગાર" વગેરે નરજાતિના હોવા છતાં હેમનાં ક્રિયાપદ, વગેરે નાન્યતર જાતિ જે'વાં હોય તે સંભવિત લાગતું નથી એટલે આનો ખુલાસો ઉપર પ્રમાણે થશે. આ વચગાળાનાં રૂપ છે. પછી અર્વાચીન ગુજરાતીમાં '**ઓ**' થતાં જાતિની સંદિગ્ધતા જતી રહે છે નીચે આપેલા '**પૃથ્વીચંદ્રચરિત્ર-ના** (સં. ૧૪૭૮) ઉતારા ઉપરથી જણાશે કે હેમાં અપભ્રંશરૂપ વપરાયાં છે.

ઉદા૦

૧. "**જિસિઉ** પૃથ્વીલોક **તણઉ** ઇન્દ્ર, **જિસિઉ** સોલકલાસંપૂર્ણ ચન્દ્ર, કસિઉ દીસઈ છઇ પૃથ્વીચન્દ્ર **નરેન્દ્ર**। તિસિઇ અવસરિ **પ્રતીહાર આવિઉ** પ્રણામ **નીપજાવિઉ**। રાજાં સાહી દૃષ્ટિ દીધી, ઊણિ વીનતી કીધી, જી અયોધ્યા નગરી **હૂંતઉ દૂત** તમ્હારઇ દ્વારાંતરિ **આવિઉ** મનિતણઇ ઉત્સાહિ, જઇ હુઇ આદેસ તુ મેલ્હઉ માહિ। **હૂઉ** રાજા **તણઉ** આદેસ, દૂતિ

કીધઉં સભામાહિ પ્રવેસ। ગયગહઇ કીધઉ જુહાર, અસં-
કરિઉ યોગ્ય આસણ ઉદાર। ગગ્ન દૂતરહઇ બહુમાન દીધઉં,
કુશલપ્રશ્ન કીધઉં। આનન્દ ઊપનઉ અત્યન્ત, ફિર દૂત
વીનવઇ કાર્યવિશેષ ચન્ત। જિહા લોકરહઇ નહી દિસિઉ ક્લેશ,
જિહા નહી વઇરી તણઉ પ્રવેશ, પુણ્યતણઉ નિવેશ' (પૃથ્વીચંદ્ર)

૨ "નિગદ મઇ તે ભાગનુ કાગલુ કમલઉ પેખિ' (ન વિ)

૩ "દશરથ ગઢ દેશુડુ દીધુ" (સીતાહરણ).

૪ "લક્ષ દુઃખ નાક નિ હિઉં, ખય લલાટ સર્ગીખૂ કહિઉ
(વિ પ્ર ૧૧૧)

૫ 'તે થાનક અમાય તણુઉં, કર્યું લોક આણંદન ઘણુઉં."
(વિ પ્ર ૪૬)

૬ 'આઈતણુઉ ભગ્ગુ હતુ, તુ ઉદ. મનિ થિઉ ઉત્તુ"
(વિ પ્ર ૩૨)

ઉપરના ઉદાહરણમાં अस-इउ ઉપરથી નરજાતિ ને अउ-इं ઉપરથી નાન્યતર જાતિનો વિવેક થઇ શકે છે 'માન દીધઉં' 'પ્રશ્ન કીધઉં'-આ એમાં ક્રિયાપદ નાન્યતર જાતિનું છે, એટલે 'માન' ને 'પ્રશ્ન' નામ પણ નાન્યતર જાતિમાં વપરાતાં જૂની ગુજરાતીમાં થયાં છે 'પંથ' (પાથ) નાન્યતર કે નારીજાતિમાં આવ્યો છે

## (૨) જાતિફેર

સંસ્કૃત ને પ્રાકૃતમાંથી અપભ્રંશ કે જૂની ગુજરાતીમાં આવતાં ઉપર જેવું તેમ શબ્દની જાતિમાં ફેર ઘણી વખત થયેલો જોવામાં આવે છે હેમાચાર્ય સૂત્ર ૮-૪-૪૪૫ 'लिङ्गमतन्त्रम्' માં જણાવે છે કે અપભ્રંશમાં જાતિફેર થાય છે સ. अभ्र-અપ अब्भइं નરજાતિ, कुम्भा नु અપ कुम्भइं નાન્યતર, पन्थानु पन्थडी નારીજાતિ, ? शान (नाना)ना

डालइ નાન્યતર જાતિ થયું છે. ગુજરાતીના હાલના કેટલાક શબ્દો તપાસીશુ તોપણ જણાશે કે હેમા જાતિફેર થયો છે.

૧. मर्यादा (નારીજાતિ)–मज्जयअ(क)-मजाजउ–મજાજો (નરજાતિ)

૨. पाटक (નાન્યતર ,)–पाडय કે वाडय–पाडउ–वाडउ–પાડો–વાડો (નરજાતિ)

૩. अत्यद्भुत (નાન્યતર જાતિ)–अच्चब्भुअ–अच्चब्भउ–અર્થંબો (નરજાતિ)

૪. पारणा (નારીજાતિ)–पारणअ(क)–पारणउ–પારણું (નાન્યતર)

૫. सज्ञा ( , )–सण्णओ(क)–सण्णउ–સન્નઉ–સનો (નરજાતિ)

૬. प्रतिच्छाया (નારીજાતિ)–पडिच्छाय–पडिच्छायउ–પડછાયો–પડછો (નરજાતિ)

૭. मानः (નરજાતિ)–माणो–माणु–માન (નાન્યતર)

૮. वृक्षः ( ,, ) – – વૃક્ષ (નાન્યતર)

૯ स्कंध ( ,, )–खवो–खवु–ખાંધ (નારી કે નાન્યતર)
(पारण નાન્યતર જાતિનો પણ શબ્દ છે)

સં. कःपुनः ઉપરથી પ્રા. कउण અપ. कवण શબ્દ મૂળ સંસ્કૃત રૂપ જોતાં નરજાતિનો છે. છતાં તે ત્રણે જાતિમા અપભ્રંશમાંજ વપરાતો. એટલે તે વિશેષણનુજ કામ કરતો. હાલ 'કયો–કયી–કયુ' વાપરીશું ત્હાં અપભ્રંશથી માંડી પ્રેમાનંદના વખત સુધી कवण કે 'કોણ' વિશેષણ તરીકે વપરાતો (નારી–कवण; નર–નાન્ય कवणु)

ઉદા૦

૧. "कवणु देसु जहिं तुहु उप्पन्नउ कवणु नयरु सुरसिरिसंपुन्नउ ।
राणउ कवणु तिंयु दिहिगारउ कवण जणणि पिउ कवणु तुहारउ ॥" (ભવિ. ૬–૧૧)

૨. "કોણ દેશનો નરેશ કહાવે, કેમ પરણ્યો દમયંતી?" (નળાખ્યાન)

અપભ્રંશમાંથીજ તે વિશેષણ તરીકે વપરાયો છે, એટલે નરજાતિ ઉપરથી પ્હેલાં તે નારીજાતમાં ને પછી નાન્યતરમાં આવ્યો હશે, એમ કલ્પવાને બદલે ને વિશેષણ તરીકે વપરાતો, એમ માનવું ઇષ્ટ છે.

## (૩) નારીજાતિનાં આ–અકારાંત નામ

સિ. હે ૮–૩–૩૬ "ह्रस्वोमि" સૂત્ર પ્રમાણે સ્ત્રીલિંગી નામનો અંત્ય સ્વર દ્વિતીયા એકવચનના अम પ્રત્યય પૂર્વે હ્રસ્વ બનતો. સં. मालाम् પ્રા. मालं, नदीम् પ્રા नइ–णइ, वधूम પ્રા. वहु, हसन्ती પ્રા. हसमाण–हसमाणि, વગેરે તેમજ સૂત્ર ૮–૩–૪૨ પ્રમાણે સંબોધનમાં પણ અંત્ય સ્વર ई–ऊ હ્રસ્વ બનતાઃ हे नइ, हे गामणि, हे वहु, વગેરે

અપભ્રંશમા ત્હેનો વ્યાપ્તિપ્રદેશ વધ્યો સિ. હે. સૂત્ર ૮–૪–(૩૩૦) "स्यादौदीर्घह्रस्वौ" પ્રમાણે પ્રથમા, વગેરેના પ્રત્યયો પૂર્વે દીર્ઘનો હ્રસ્વ ને હ્રસ્વનો દીર્ઘ સ્વર ઘણુંખરૂં બને છે.

ઉદા.

૧. "ढोल्ला सामला धण चम्पावण्णी ।
    णाइ सुवण्णरेह कसवट्टइ दिण्णी ॥ (૮–૪–૩૩૦)

૨. "विट्टीए मइ भणिय तुहु मा कुरु वङ्की दिट्ठि ।
    पुत्ति सकण्णी भल्लि जिव मारइ हिअइ पइट्ठि ॥ "

આમાં 'ढोल्ल'નો ढोल्ला, 'सामलउ'નો सामला–એમ अ નો आ થયો છે. 'धणा'નું धण, 'रेहा'નું रेह, 'भणिया'નુ भणिय, 'पइट्ठी'નું पइट्ठि–આમ નારીજાતિમાં હ્રસ્વ સ્વર થયો છે. આ પ્રમાણે आ નો अ થવાનો નિયમ પ્રાકૃતકાળ જેટલો જૂનો છે. પરિણામે ગુજરાતીમાં આકારાત નારીજાતિનાં નામ અકારાંત બન્યાં છે, તેમજ ઈકારાત નારીજાતિનાં નામ इકારાત બની છેવટે અંત્ય इ નો મૃદુ य બની લખાણમાં अ થયો, છતાં ઉચ્ચારમાં મૃદુ य છે.

| સં. | ગુ | સં. | ગુ. |
|---|---|---|---|
| धन्या | ધણ | प्रपा | પરબ |
| लेखशाला | નિશાળ | लज्जा | લાજ |
| माला | માળ | पद्या | પાજ |
| बुभुक्षा | ભૂખ | शय्या | સેજ |
| तपा | તરસ | जिह्वा | જીભ |
| लालसा | લાલચ | वचा | વજ |

| સં. | ગુ. | સં. | ગુ |
|---|---|---|---|
| वाटिका | વાડ | पाली | પાળ |
| बुद्धि | બુધ | गोणी | ગુણ |
| मति | મત | राशि | લાશ-રાશ |
| शुद्धि | શુધ | शालि | શાળ |
| वापी | વાવ | व्याधि | (પ્રાધિ) વરાધ |

આ ઉપરાંત આનાથી ઊલટું ભ્રમથી સંસ્કૃત અકારાંત નામ (નરજાતિ) આકારાંત નારીજાતિનાં બન્યાં છે. ('दार' બ. વ. માં વપરાતો તેથી 'દારા')

| સં. | ગુ | સં. | ગુ |
|---|---|---|---|
| कायः | કાયા | भुजः | ભુજા |
| ध्वजः | ધજા | दार (राः) | દારા |

ઉકારાંત નર કે નારીજાતિના નામનું પણ અકારાંત રૂપ બને છે.

| સં. | ગુ. | સં. | ગુ. |
|---|---|---|---|
| बाहु | બાંહ | चञ्चू | ચાંચ |

ઉદા.

૧. "બે ભુજાઇ તિહાં રાઘવ ઝૂઝઇ, રાવણનઇ કર વીસ" (સીતાહરણ ૬૨)

૨. "સ્વામી **સીત** અણાવુ." ( ,, ૬૪ )
૩. "કર જોડી નઈ કર્મણ વીનવઈ રામ **સીત**નઇ મિલિયા" (સીતાહરણ ૬૪)
૪. "ભણઈ વિભીષણ, દીધું રાજ; સ્વામી ! હવઇ વિહરઉ **પાજ**." (સીતાહરણ ૬૬)
૫. "જ્વરની જાતિ નામતી; હોઇ **દિસ** વ્યાધિના રૂપ" (ઉપાદ-૯૧)
૬. "માતિં નત્રિ અપ્નાડગ **જગીસ**, હળાયુધ ગુરુગણ છત્રીસ." (પ્ર ચિ. ૧૧૩)
૭. "હવં સુત **નેસાલ** પાઠઉ" (વિ. પ્ર. ૬૫)
૮. "**સઉકિ** તણુઉ જાઈ દ્રવ્યુ સંતાપુ, તઉ માયા માડિઉ બહુ વ્યાપુ" (પ્ર. ચિ ૯૮)
૯. "કદાચાર કોમીમા **ઊલિ** આરિ ઇ દુર્ગતિ વહિતી **પોલિ**" (પ્ર. ચિ. ૧૦૧)
૧૦. "ઇકિ ઘરણી તાં ઘરની **મેડિ**; બીજી હુઇ તઉ વાઘઇ **વેઢિ**." (નમૂનો)
૧૧. "ભાજી **ભાવડી** પેસઇ ભવ તણી." (ઉપાદ ૭૭)
૧૨. "પ્રવચન નગરી પાડી ભેલ." (પ્ર ચિ. ૧૨૯)
૧૩. "મધવઇ કટકિ પડી તઉ ભેલિ." ( ,, ૧૩૬ )

જૂની ગુજરાતીમાં હજુ ઇ-ઈનો અ બહુ થયો નથી. અર્વાચીન ગુજરાતીનું એ લક્ષણ છે. એટલે વિ સં.-૧૭૦૦ પછી એ રૂપ પ્રચારમાં આવી સ્થિર થયું ગણાય. સર્વનામમાં સા નો સ થયો છે.

૧. "સ ખેચરી અનિરંજિતચિત્ત હંતી...ઠગવઇ" (સંદર્ભ. ૧૯-૨૫)
૨. "સ (પુરી) પુણ્ય લોકમાહિ અતિ પ્રસિદ્ધ હુઇ (સંદર્ભ. ૪૧-૮)

(૨) માહિં-માંહ (સપ્તમીમાં)

૧. "કંતિ વસંતઇ હિયડામાહિ." (નેમિનાથ ચતુ૦ ૨૬)
૨. "સુણામાંહિં દીઠઉ તિસિઉંજ મિલિઉં." (સંદર્ભ. ૮૮–૧૬)
૩. "ભવસગલાકમાંહિ." ( „ ૨૨૨-૬)
૪. "ભવમગલા માંહિ" ( „ ૨૨૨–૮)
૫. "એટઇ ભાંણામાંહિ મંત્રિઓ." ( „ ૮૪–૬)
૬. "રાંણીનઈ સુઉણામાંહિ નરગ દેખાડઇ." ( „ ૮૮–૧૩)
૭. "ઘડામાહિં હાથ ઘાલ્યો." ( , ૧૬૩–૧૯ )

(૩) હૂંતઉ (પાંચમીમાં)

૧. "તિ કૂયા હુંનાં નીસરિયાં." (સંદર્ભ. ૪૪–૨૩)
૨. "કૂયા હૂંતઉં મિથુનુ નીસરઉં ( „ ૪૪–૨૪ )
૩. "એઉ હાર ગલાહૂંતઉ અસંખ્યાતઈ દીપિ પડિઉ." ( „ ૩–૧૧ )

(૪) ઇ-ઈં (ત્રીજી-સાતમીમાં)

૧. "તઉ આપણઈ થાનિ પહુચિ." (સંદર્ભ. ૧૯–૨૪)
૨. "તેહનઇ માથઇ જાણે પગ ધરઇ" ( „ ૩૯–૧૯ )
૩ "બાપ જઇ આંધલઉ હુઇ તઉ બેટઇ આંધલઈ હવઉં?" ( „ ૧૦૪–૨૫ )

(ત્રીજી સાતમી વિભક્તિમાં આમ જેમાંથી અત્યારે 'માથે, ઘોડે' જેવાં પ્રકૃતિ-પ્રત્યયનાં એકરૂપ થએલાં રૂપ વ્યુત્પન્ન થયાં છે તેવાં 'ઘોડઇ', 'માથઇ' રૂપ જૂની ગુજરાતીમાં મળી આવશે. અત્યારનાં ', ઘોડાએ-છોકરાએ" રૂપ પાછળથી વિકાસ પામેલાં છે. (સામ્યથી આવ્યાં છે)

(૫) નામયોગીને યોગે અ ગનો પ્રયોગ.

૧ " તેહુના પિતા આગઇ કહઇ " (સદર્લ. ૫૦–૨૪)
૨ ' બીજઉદ્દેશ **ભણી** હાથ આઘઉ કીધઉ " ( ,, ૧૦૦–૨૦)
૩ " દીકિરા કન્હઇ આવી " ( ,, ૫૯–૩ )
૪ લહુડા ભાઇ સઉ ( ,, ૫૮–૧ )
૫ " આપણપા સરસઉ. " ( ,, ૮–૮ )
૬ "કેવલ જ્ઞાન ઊપના પાખઇ નહીં જાઉ " ( ,, ૬૮–૧૬)
૭ " થોડા આઊખા ભણી " ( ,, ૮૬–૧૫)

(૬) રેસિ * (તાદર્થ્યે)

(૧) " ધૂપ અગરુ સાતિવારેસિ ડાગડી જિ કીજઇ " (ષપ્ત-ક્ષેત્રિ ૪૩ સ ૧૩૨૭)

* આ 'રેસિ' ને મુ નરસિંહરાવભાઈ રેષા ઉપરથી વ્યુત્પન્ન કરે છે (ગુ ભા અા પુ ૨ પૃ ૧૨૦–૧) પ્રાકૃતમા રેષાના તૃતીયા તથા સાતમી એકવચન રેસાઞ, રેસાઇ, રેસાए એમ ત્રણ રૂપ હેમચદ્રાચાર્યના મતે થાય. આ પ્રા રેસાઇ ઉપરથી અપભ્રશ રસાઇ કે રેસઇ થાય તે ઉપરથી રેસિ બની શકે તેમ છે પણ પડિત હરગોવિદદાસના 'पाइअसद्दमहण्णवो" મા રેસમ્મિ ને રેસિમ્મિ પ્રાકૃત રૂપ આપ્યા છે, ને અપભ્રશનુ રેસિ આપ્યુ છે આકારાત નારીજાતિને મ્મિ પ્રત્યય લાગે તે જરા શકા પડતુ છે વળી રેષાનુ આ પ્રમાણે તો પ્રાકૃતમા રેસ થયુ મનાય જો આ પ્રાકૃત રૂપ હેમાચાર્ય પ્હેલાનુ હોય તો તેહમા જાતિફેર થતા રૂપફેર થયો માનવા પડે કદાચ આ પ્રા રૂપ અપ રસિ ઉપરથી કૃત્રિમ બનાવેલુ હોય રેષાનો અર્થ satisfaction થાય છે

કદાચ ह्रष ઉપરથી પણ વ્યુત્પન્ન થયો હોવા સભવ છે हरिसम्मि પ્રાકૃત રૂપ ઉપરથી પૂર્વના નામનો છેલ્લો ह અને આ ह બે થતા એક રીતે रिसम्मि–रेसिम्मि–रेसि .પ બને આ. માત્ર કલ્પના છે

(૭) થી–થકી

૧ " વિક્રમ વાત સવે સાભલી, દેહગ થિઉ બાદિરિ નીકની (બુ પ્ર પુ ૭૯–૮૫) (આ ઉદાહરણ 'પચદડ ચતુષ્પદી'નુ છે જેની રચ્યા સાલ સ ૧૫૫૬, ઉતાર્યા સાલ ૧૫૬૭)

## (૫) 'અગ'ની ઉત્પત્તિ

અગનુ આકારાત રૂપ શી રીતે અને શામાથી આવ્યુ, તે પ્રશ્ન સહજ ઉત્પન્ન થાય છે આ બાબત સબધી મતભેદને સપૂર્ણ અવકાશ છે, એમ હુ માનુ છુ ડા ભાણ્ડારકર પોતાના "ભાષણો" મા પૃ ૨૪૦ ઉપર મરાઠી અગ–સામાન્યરૂપની સમીક્ષા કરતા કેટલાક અગને અપભ્રશ ને કેટલાકને પ્રાકૃત પ્રત્યયો ઉપરથી વ્યુત્પન્ન કરે છે મરાઠી ભાષામા આ સામાન્યરૂપનુ બાહુલ્ય જે ગુજરાતીમા તેવુ નથી આ ને આવાળા મરાઠી અગને તેઓ હ–ઙ અપભ્રશ છઠ્ઠીના પ્રત્યયો ઉપરથી વ્યુત્પન્ન કરે છે મરાઠીમા 'હાથ'નુ અગ 'હાથા થાય છે, એટલે તે હત્થહ (અપ) ઉપરથી હ્નો લોપ થતા અવશિષ્ટ રહેલો અ પૂર્વના અમા ભળી અને સયોગલોપ થઇ હાથા બને, અગર હ સમગ્ર ઊડી પૂર્વ સ્વર દીર્ઘ બની હાથા થાય પરતુ ગુજરાતી ભાષામા અકારાત નામનુ અગ બનતુ નથી જો અપ હ ઉપરથીજ આ આવ્યો હોય (ગુજરાતીમા પણ) તો ગુજરાતીમા પણ અવશ્ય 'હાથા' બનવુ જોઇયે, પણ તેમ બનતુ નથી તો ગુજરાતી અગનો આ શી રીતે આવ્યો ?

(૧)

| પ્રથમા | ષષ્ઠી |
|---|---|
| સ. ઘોટક અપ ઘોડઉ | સ ઘોટકસ્ય અપ ઘોડહ |
| સ વટ અપ વડુ | સ. વટસ્ય અપ વડહ |

પષ્ઠીનાં અપભ્રંશ રૂપમાં क्रान्त અને फरहित બન્ને જાતનાં નામમાં કશો ભેદ પડતો નથી. જો घोडह ઉપરથી घोडा અંગ ગુજરાતીમાં આવે તો वडह ઉપરથી 'वडा' થવું જોઇયે. છતાં અંગ ઓકારાંત નરજાતિનાં નામમાં થાય છે, અકારાંત નામમાં નથી થતું. જો એમ દલીલ કરવામાં આવે કે घोटक શબ્દનું અપ. ષષ્ઠીનું રૂપ घोडह નહીં, પણ घोडअह થવું જોઇયે તો તે રૂપ લખાણમાં મળવું શક્ય છે ? બે अअनो ઉચ્ચાર શબ્દની વચ્ચે બોલીમાં સંભવિત નથી, અને પરિણામે લખાણમાં પણ ન મળે. घोटक–घोडअ થયા પછી ह પ્રત્યય લગાડિયે તે વખતે ह 'घोडअ'ના અંત્ય अને સ્થાનેજ બેશી જઇ घोडह રૂપ થાય. समय–विषय–विनय જે'વા શબ્દોનાં સાતમીનાં રૂપમાં પણ આમજ બને છે. समइ–विषइ–विनइ–આ રૂપ સાતમીનાં છે. इ પ્રત્યય અંત્ય યનું સ્થાન લે છે.

(૨) મુ. નરસિંહરાવભાઇ આ આકારાંત અંગને घोडअ+नइ ઉપરથી અંત્ય अ પૂર્વ अमां મળી आ થઇ 'ઘોડાનઈ–ઘોડાને' એમ આવ્યું માને છે. "Before ને, થી, &c.; it is not the अउ or ओ that is changed to आ but the true phonetic course is: घोटक–घोडअ+ने, थी etc. and thus the अअ (without the nominative termination) becomes आ (घोडाने etc. etc.). घोडेथी need not present any difficulty, for it is the combination of the locative घोडे and the ablative termination थी" (ગુ. ભા. સા. પુ. ૧, પૃ. ૨૧૬)

આ સંબંધી મ્હારો નમ્ર મત એ'વો છે કે અપભ્રંશમાં પ્રથમા ને દ્વિતીયાનાં રૂપ સરખાં હોવાથી અપભ્રંશમાં તો બીજી વિભક્તિમાં 'घोडउ' રૂપજ વપરાય, घोडअ વપરાય નહીં. અપભ્રંશમાં બીજીના

ને પ્રત્યયનો વિકાસજ થયો ન હતો. એટલે પ્રથમા ને દ્વિતીયામાં રૂપ સરખાં હતાં. જ્યારે नइ-नि-ને નો જૂની ગુજરાતીમાં વિકાસ થયો ત્યારે મૂળ અપભ્રંશમાં બીજી વિભક્તિમાં જે રૂપ વપરાતું હોય ત્હેની જોડેજ નવીન પ્રત્યયને મૂકી દેવામાં આવે. અપભ્રંશમાં બન્ને વિભક્તિનાં રૂપ સરખાં હતાં માટે તો ગુજરાતીમાં બન્ને વિભક્તિમાં સરખો પ્રયોગ છે.

| | |
|---|---|
| (૧) ઘોડો ચરે છે<br>(૨) હું ઘોડો ફેરવું છું. | घोडउ (અપ.) પ્રથમા દ્વિતીયાનું રૂપ હોવા છતાં એ વિભક્તિઓના સતત પ્રયોગને લીધે 'ઘોડો' શબ્દ હાલ મૂળ રૂપનો મનાય છે. |

વસ્તુસ્થિતિ આમ હોવાથી घोडअने ઉપરથી घोडाने રૂપમાં અંગનો આ આવ્યો નથી, પણ घोडउનો અંત્ય उ ઊડતાં પૂર્વ સ્વર દીર્ઘ બની 'घोडा' અંગ આવ્યું છે

(૩) આ અંગ ઉપર પ્રમાણે અપભ્રંશમાંજ બન્યું છે. એટલે પ્રત્યયોને લીધે અંગ કરવું પડયું છે, એમ જે મનાય છે, તે કંઇક અંશે અનુચિત લાગે છે. અપભ્રંશમાં બીજી વિભક્તિમાં नइ જેવો પ્રત્યય લાગતો ન હતો, છતાં આકારાંત રૂપ વૈકલ્પિક રૂપ તરીકે વપરાયાનાં ઉદાહરણ સિદ્ધહેમ વ્યાકરણમાં જડે છે. આ તૈયાર થયેલા અંગને પાછળથી જૂની ગુજરાતીમાં પ્રત્યય લાગવા મંડ્યો, તેમજ જૂની પ્રણાલિકા પ્રમાણે अउवाळा રૂપને ન્હોતો પણ લાગતો. આજ કારણથી બાળીમાં પ્રત્યય લાગે છે તેમ નથી પણ લાગતો. આ જાતનું घोडउ– ( उ ઊડી પૂર્વ સ્વર દીર્ઘ બની ) घोडा જેવું રૂપ સિદ્ધહેમ સિવાય અન્યત્ર નોંધવામાં આવતું નથી. તેથી એમ અનુમાન કરવામાં આવે છે કે હેમચંદ્રાચાર્યના સમયના કે ત્હેમના નજિકના ભૂતકાળના તે દોહા હોવા જોઇયે. સૂત્ર ૮–૪–૩૩૦ " स्यादौ दीर्घह्रस्वौ " પ્રમાણે સિ, વગેરે પ્રત્યયો પૂર્વે એટલે ઉદાહરણમાં નોંધ્યા પ્રમાણે પ્રથમા, દ્વિતીયા

અને સંબોધન એકવચનમા આ થતો, તેમજ દીર્ઘ સ્વરનો હ્રસ્વ સ્વર પણ થતો. આ સૂત્ર આધારે અનો આ થયો છે.

ઉદા

(૧) ' मा कुरु दीहा माणु '(૮-૪-૩૩૦) दीहा વિશેષણમા क લાગ્યો છે સ दीघक અપ दीहउ-પછી उ ઊડી પૂર્વ સ્વર દીર્ઘ બની दीहा રૂપ થયુ છે સૂત્ર ૮-૪-૩૩૧ "स्यमोरस्योत्" પ્રમાણે પ્રથમા ને દ્વિતીયા એકવચનમા નામના અંત્ય अ નો उ થતો અને तन्हा कान्त શબ્દ હતો तन्हा (अ) उ થતો સૂત્ર ૮-૪-૩૫૪ " कान्तस्यात उं स्यमो " कान्त નાન્યતરજાતિના નામમાં (अ) उ પ્રથમા (सि) ને દ્વિતીયા (अम्) એકવચનમા થતો હતો.

(૨) " फल लिहिआ भुजन्ति " (૮-૪-૩૩૫) लिहिआ પણ સ. लिखितक અપ. लिहिअउनु અંત્ય उ ઊડતા પૂર્વસ્વર દીર્ઘ બની થયો છે, અથવા આને બહુવચન નરજાતિનું રૂપ પણ ગણી શકાય. ને પ્રસંગે फल શબ્દની જાતિમા ફેર થયો છે, એમ સ્વીકારવું પડશે.

(૩) " गरुआ मरु पिक्खेवि " (૮-૪-૩૪૦) मरु નરજાતિનો હોવાથી સ. गुरुक-गरुअउ ઉપરથી गरुआ થયો છે.

(૪) " देक्खु अम्हारा कन्तु " (૮-૪-૩૪૫) अम्हारा દ્વિતીયાનું વિશેષણ છે મૂળ अम्हारउ ઉપરથી अम्हारा થયુ છે.

(૫) " सोएव्वा पर वारिआ पुप्फवईहिं समाणु ।
जग्गेवा पुणु को धरइ जइ सो वेउ पमाणु ॥ " (૮-૪-૪૩૮)

આમા સામાન્યકૃદંત सोएव्वउ-जग्गेवउ ઉપરથી અંત્ય उ ઊડી सोएव्वा-जग्गेवा રૂપ આવ્યા છે. પ્રથમ રૂપ પ્રથમા વિભક્તિમા છે,

બીજુ દ્વિતીયામા છે આ પ્રમાણે 'સુવા, દોડવા, પડવા', વગેરે રૂપો અપ સામાન્ય કૃદતના અંગ છે ત્હેમને ને પ્રત્યય લગાડિયે એટલે 'સુવાને, દોડવાને. પડવાને' થાય જગ્ગેવા રૂપ ઘરદ્ ક્રિયાપદનુ કર્મ છે આ ઉદાહરણોમા માત્ર બીજીના પ્રયોગો નોધવાની જરૂર હોવાથી પ્રથમા ને સબોધનના તે'વા રૂપ નોધ્યા નથી

નાન્યતરજાતિના નામના અગનુ 'ઓં' (બ વ) તે નામના બહુવચનના રૂપ ઉપરથી આવ્યુ છે, એમ સમજાય છે, કારણ વિક્રમના ચૌદમા સૈકામા लघुकानि–लहुडाइ–लहुडा બ વ નુ રૂપ તૈયાર થયુ હતુ, તે પ્રથમ પ્રકરણમા નોધ્યુ છે

✓(૬) પ્રત્યયોનુ વ્યસ્ત ને સમસ્ત સ્વરૂપ

ગુજરાતી ભાષાના વિભક્તિપ્રત્યયો ઘણાખરા મૂળ વ્યસ્ત દશાના હતા તે કાળે કરીને ઘસાઇ સમસ્તદશાના (Synthetic) થયા છે 'તણો', 'કેરો', 'મોઝાર', વગેરે પ્રત્યય તરીકે વપરાતા હોવા છતાં તે વ્યસ્તદશાના (Analytical) રહ્યા છે. પરતુ 'ને', 'થી' 'નો', 'માં', વગેરે વ્યસ્તદશામાથી છૂટી સમસ્તદશાના હાલ થયા છે પ્રત્યયોનુ સમસ્ત સ્વરૂપ કયારે ગણાય ત્હેનો વિચાર કરતા ડૉ ભાણ્ડારકર, ડો. બીમ્સ, વગેરેના આ સબધી અભિપ્રાયની ઉહાપોહ કરી રા નરસિંહરાવભાઇ નિર્ણય ઉપર આવે છે કે —

"Thus for our use, the true, and essential tests of a synthetic form are —

(a) that the termination is derived by the wearing out of an original word, which has lost its independent nature and

(b) the capacity of such termination

the final vowels & ex of the nouns to which they are attached' (ગુ ભા આ પુ ૨, પૃ ૮૦)

આ પ્રમાણે સમસ્ત શાના પ્રત્યયો મુખ્ય ગ લક્ષણો છે (૧) મૂળના છૂટા વપરાતા અનુગ (post-positions) ઘણાક વિકૃતરૂપે સ્વતંત્ર શબ્દ તરીકે વપરાતા બંધ પડ (૨) તે લાગતા પૂર્વના અંત્ય સ્વરમાં ફેરફાર થઈ શકે

| | |
|---|---|
| પ્રથમા–ઘોડો | ચતુર્થી ઘોડાને |
| દ્વિતીયા–ઘોડાને ઘોડો | પંચમી–ઘોડાથી ઘોડેથી |
| તૃતીયા ઘોડે–ઘોડાએ ઘોડાથી | ષષ્ઠી–ઘોડાનો–ની–નું ને |
| | સપ્તમી–ઘોડે–ઘોડામાં |

ઉપરના 'ઘોડો' શબ્દના રૂપ જોતા પ્રત્યય પૂર્વે (૧) અર્ધન ઓ સ્વરને બદલે બીજો સ્વર થયો છે ત્રીજી ને સાતમી સિવાય બીજે ઓ નો આ થયો છે (૨) તણ, સ્થિત, મધ્ય શબ્દો ઘસાઈને હાલના 'ને', 'નો' 'થી' ને 'મા' પ્રત્યય આવ્યા છે એટલે સુધી ઘસાતા પોંહો છે કે ત્હેમનુ મૂળ શોધવુ પણ મહાકષ્ટ બને અને અત્યારે આ પ્રત્યયો વિભક્તિપ્રત્યય સિવાય બીજે અર્થે વપરાતા બંધ પડ્યા છે એટલે ગુજરાતીના વિભક્તિપ્રત્યયો બધા હાલ સમસ્તદશાના બન્યા છે માત્ર ત્રીજી ને સાતમીનો 'એ' પ્રત્યય હાલ જે વપરાય છે તે કોઈ કાળે વ્યસ્તદશાનો થયો નથી, એમ મ્હારૂ માનવુ છે સંસ્કૃતથી માંડી અત્યાર સુધી તે સમસ્ત સ્વરૂપે જ રહ્યો છે તથા 'તણો', 'કેરો', 'માંઝાર' અત્યારે પણ વ્યસ્તદશાના રહ્યા છે, કારણ ત્હેમના સ્વરૂપમાં ઝાઝો ફેરફાર થયો નથી, જો કે અંગ તો ત્હેમાં પણ કરવુ પડે છે

ગુજરાતી ભાષા સંબંધી વિચાર કરતા સમસ્તદશાના પ્રત્યયોનુ જે બીજુ લક્ષણ છે તે એટલુ બધુ આવશ્યક લાગતુ નથી, જો કે

અન્ય ભાષાઓ માટે તે વાસ્તવિક હશે. 'અંગ'ની ઉત્પત્તિ સંબંધે જણાવ્યું તે પ્રમાણે 'અંગ' અપભ્રંશ સમયમાં તૈયાર થયું છે તે તૈયાર થયું ત્યારે બીજીનો 'ને' પ્રત્યય વ્યુત્પન્ન ન્હોતો થયો, તેમ તે લગાડવાની જરૂર પણ ન હતી એટલે અગનો 'આ' પ્રત્યયને લીધે થયો છે, એમ કહી શકાય નહી વળી 'ઘોડેથી' રૂપમાં ઘોડે+થી' આમ હોવાથી 'થી' પ્રત્યયને લીધે પૂર્વનો 'એ' થયો છે, એમ કહી શકાશે નહી. તે સાતમીના રૂપ 'ઘોડે'મા પાચમીનો 'થી' પ્રત્યય ભળી બનેલું હોવાથી 'થી' પ્રત્યયને લીધે કશો ફેરફાર થયો નથી, જ્યાં તે રૂપ સમસ્તસ્થાનુ નથી, એમ કોણ કહેશે ? તેમ ત્રીજી ને સાતમીનો પ્રત્યય 'એ' સમસ્ત સ્વરૂપનો મૂળથી હોઇ સં. घोटकेन અપ घोडइ ગુ. ઘોડે રૂપે આવ્યો હોવાથી ત્હેમા પણ નામનો અંત્ય સ્વર પ્રત્યયને લીધે ફર્યો નથી.

## (૭) બહુવચન

પ્રાકૃતમા इ–उकारात नरजातिना तथा इ–ई–उ–ऊकारात નારીજાતિના બહુવચનમાં उ ને ओ બે પ્રત્યય હતા (સિ હે ૮–૩–૨૦; ૨૭) अग्नय. માટે પ્રાકૃતમા अग्गउ કે अग्गओ, वायव. માટે वायउ કે वायओ, सख्य: વાસ્તે सहीउ કે सहीओ, माला વાસ્તે मालाउ કે मालाओ, धेनव. માટે धेणूउ કે धेणूओ વગેરે. પ્રાકૃતમા અકારાત નરજાતિના નામના બહુવચન માટે आ જૂનો સંસ્કૃતનો પ્રત્યય હતો. તે અપભ્રંશમાં ચાલુ રહ્યો, તો કોઈ વખત વિશેષણનું બહુવચનનું રૂપ વિશેષ્યને આ સિવાય નભાવી લેતું. અર્વાચીન ગુજરાતીમા બહુવચનનો ओ પ્રત્યય છે તે નારીજાતિના અપભ્રંશના બહુવચનના પ્રત્યય उ કે ओ ઉપરથી આવ્યો લાગે છે, અને તે ભાષામા ઘણો મોડો આવ્યો છે

પ્રાકૃત—

૧. "ततो दो वि जणीओ गयाओ वासुदेवममीव" (વસુ. ૮૩–૧૦)

૨. "पुणो परिणेऊण आढत्ताओ पुव्ववरस्स ताओ वहूओ" ( „ ७०-२२ )

૩ "चेडीओ मणंति-'सामिणीउ' मा कम्म [हु] अडविराडणो धुशा होहि नि" ( „८२ -२० )

અપભ્રંશ—

૧. "जे महु दिण्णा दिअहडा दइए पवसन्तेण ।
ताण गणन्तिए अङ्गुलिउ जज्जरिआउ नहेण ॥ ( सि. हे. ८-४-३३३)

આ નારીજાતિના ओ-उ પ્રત્યય ઉપરથી બહુવચનનો ઓ આવ્યો છે. જૂનો અપભ્રંશનો उ પ્રત્યય કાઠિયાવાડમાં નારીજાતિનાં નામ માટે વપરાય છેઃ 'ગાળયુ', 'નદિયુ', વગેરે. જૂની ગુજરાતીમાં આ उ નજરે ચડે છે.

આ 'ઉ' ઉપરાંત જૂની ગુજરાતીમાં બીજો પણ બહુવચનનો પ્રયોગ થતો હતો. 'બહિનર, નણદર, કૈઅર, વહૂરુ, સહીરુ, માવરુ', વગેરે રૂપો પણ બહુવચનનાં છે.

ઉદા.

૧. "વાહુરઉ, વયરી, વલ્લહઉ, હિયઇ ખટકઇ તિણ્ણિ.
વીસારતાં ન વીસરઇ વસતાં ઊવસિ રન્નિ." (પ્ર. ચિ. ૧૦૯)

૨. "બેટા બેટી બહિનર માઈ." (વિ. પ્ર. ૩૧૪)

૩. "નણદર કૈઅર સાસૂ વહૂ, રૂડું સગૂં સણીજૂં સહૂ." (વિ. પ્ર. ૧૬૮)

૪. "ચતુર સહીરુ કારણ કાંઇ ચીતવસિ મનિ ફોક!" (કાદં. ૧૩૮)

૫. "ન ગણઇ ઘરમાંટી કુણ માત્ર, નારિઊ જાઇ જોવા જાત્ર." (વિ પ્ર. ૭૧)

૬ 'શુકય પક્ષિ મનિ અન્નિઅણુ દમી," (કા પ્ર ૯૯)

૭ "નવ સખીઉ જગાડી સિ ચ્યાર આની ઘર ઉઘાડ્યા બાર" (વિદ્યા વિ ૧૧૭ પછી પ્રક્ષેપ)

૮ "દહિ કનિઅણુ ɾ વિમનમતિ વિમનપ્રબંધ ગ્રેશિ" (વિ પ્ર ૧)

અપભ્રંશમા 'सहियरि (સંબોધન) શબ્દ (ભવિ ૮-૪-૨)તેમજ (ભવિ ૧૯-૪-૮)મા વપરાયો છે મુ નરસિંહરાવભાઇ ત્હેને 'સં सहचरी પ્રા અપ सहयरी ગુ સહિયર' (પુ ૧, પૃ ૨૩૩) ઉપર सहचरी ઉપરથી વ્યુત્પન્ન કરે છે અપ રૂપ सयरी આપે છે પણ અપભ્રંશમા જ 'सहियरि' વપરાયુ છે એટલે તે શબ્દ सखीजन-सहियणी-सहियरी રૂપે આવ્યો લાગે છે અને 'सहीह' રૂપ બ ન નો ઉ ભળી ય નો લોપ થઈ પૂર્વ સ્વર દીર્ઘ બની આવ્યો લાગે છે બીજા શબ્દોનુ પણ તેમજ અથવા તો સિ હે ૮-૩-૪૬મા मातर નુ પ્રાકૃત माअराउ-माअराओ આપ્યુ છે તે ઉપરથી र જાણે બહુવચનનો પ્રત્યય હોય તેમ આ બધા સગાઇવાચક નામોના રૂપમા તે र આવ્યો હાય, છતા जन ઉપરથી આ યો હોય તે વિશેષ સંભવિત લાગે છે વસંત વિલાસ પૃષ્ઠ ૧૬ ઉપર 'अलिअल' ને अलिजन' બન્ને શબ્દો વપરાયા છે આ ઉપરથી એમ જણાય છે કે जन શબ્દના न નો न-ण-र કે न-ल-र એમ વિકાસ થઇ છેવટે र સ્થિર થયો सखीजन-सहियणी-सहियरी પછી ૩ લાગતા सहीउर' શબ્દ બન્યો जन ઉપરથી નારીજાતિ-વાચક શબ્દ જણી પ્રાકૃતના ઉપરના ઉદાહરણમા વપરાયો છે, તેમજ 'जणाइ' નાન્યતર જાતિમા પણ વપરાતો

નાન્યતર જાતિનુ બ વ નુ आं-आनि-आणि-आइ-आ રૂપે આ યુ છે

આ ઉપરાંત અર્વાચીન ગુજરાતીમા વપરાતા 'એમ્હને' ત્હેમને' 'જ્હેમને' રૂપોનો 'મ' અપભ્રંશના अम्हे-तुम्हेना સામ્ય ઉપરથી માત્ર થોડાક વર્ષો ઉપર પ્રચારમા આવ્યો લાગે છે

# પ્રકરણ ૧૧મું

## સર્વનામ–વિશેષણ

હું–અમ્હે—'હું' સર્વનામ સં. अहं ઉપરથી क ના સ્વાર્થે ઉમે-રણથી આવ્યુ છે अहमा क લાગતો તે ઉચ્ચારણથી આગળ થતા થયુ છે પ્રા अहअ ઉપરથી પૂર્વશ્રુતિ અનો લોપ થઇ અપભ્રંશમા हउ થયુ તે ઉપરથી ગુજરાતીમા 'હું' આવ્યુ 'અમ્હે' વૈદિક સંસ્કૃત अस्मे ઉપરથી પ્રા અપ મા अम्हे થઈ ગુજરાતીમા ह જરા મોડો પડી આવ્યુ છે આ સર્વનામના બહુવચનના ए પ્રત્યયને લીધે બીજા સર્વનામમા પણ ए નો इ જૂની ગુજરાતીમા વપરાતો જણે છે પ્રાકૃતમા અકારાંત નામમા દ્વિતીયા બહુવચનમા પણ સર્વનામના જેવા રૂપ થતા वच्छे पेच्छ (वत्सान प्रेक्षस्व) આ રૂપ પણ સર્વ-નામને લીધે આવ્યુ લાગે છે આથી ઊલટુ જૂ ગુ મા 'तह्मो-अह्मो' ઓકારાંત રૂપ પણ વપરાતા

ઉદા.

૧ "માહા મોટા મનીનૂ મડલ, મચિર ડગિ સવિ સેવ," (કાદ ૪)

૨ "તિમ સંનિહઉ છાંડ્યું આપણા રે પ્રાણ વલ્લભ" (સદર્ભ ૧૦૪–૧૭)

૩ તિ સવ્વે પુટકુગીમાહિ સુખિહિ રહિયા" (સદર્ભ ૪૫–૨)

૪ "એકિ ગય આપણા હીયાનઉ હાર હલાવઈ" (સદર્ભ ૧૪૪–૧૦)

તુ–તમ્હે—સં त्वम् ઉપરથી પ્રાકૃતમા तुम રૂપ થતુ. તે ઉપરથી અપ तुहु રૂપ થયુ हू ઉડી જૂ ગુ. મા तउ રૂપ થયુ. વૈદિક तुष्मके જેવા રૂપ ઉપરથી પ્રા મા तुम्भे–तुम्हे રૂપ થયા ઉલ્ટુ

તુમ્હે અપભ્રંશમાં પણ ચાલુ રહી પ્રથમ ઉ ઊડી ગુજરાતીમાં તમ્હે રૂપે આવ્યું છે.

ઉદા.

૧. "તઉં આપણા મન માહિ કિમીયઇ લાજ મ કરિ." (સંદર્ભ. ૪૫-૧૩)

૨. "તુમ્હે કુશા મૂહીંજિરહઈ દેજિઉ." (સંદર્ભ. ૫૫-૧)

૩. "તઉ તમ્હે કાંઈ ન છાડઉ" (સંદર્ભ. ૧૧૪-૧૭)

મજ-મુજ-તુજ—સંસ્કૃત મહ્ય-તુભ્ય ઉપરથી પાલીમાં મય્હં-તુય્હં રૂપ થયાં તે ઉપરથી પ્રાકૃતઅપભ્રશમાં મજ્ઝ-તુજ્ઝ રૂપ થયાં, ને તુજ્ઝ ના સામ્યને લીધે પાછળથી મુજ્ઝ રૂપ પણ થયું. તે ઉપરથી મજ-મુજ, તુજ હાલ વપરાય છે. આ રૂપ છઠ્ઠીનાં છે મૂળ સસ્કૃતમા ચોથી હતી. પણ પ્રાકૃતમાં ચોથીછઠ્ઠીનાં રૂપ એક થતાં. તે રૂપ બન્ને વિભક્તિમાં વાપરી શકાય છે, તેમજ બીજી વિભક્તિમાં પણ જૂની ગુજરાતીમાં વપરાતાં. હાલ 'ને' ઉમેરવો પડે છે વળી જૂની ગુજરાતીમાં 'ને' ને બદલે 'રહઈં' પ્રત્યય પણ ત્રણે વિભક્તિઓમાં વપરાતો.

ઉદા.

૧. "હવડાં મજહૂઇ વિષયસુખ ભોગવિવા દિં." (સંદર્ભ. ૯૪-૨૦)

૨. "તથાપિ તુજ પૂછું એક વાત." (ગુ. ભા. સા. પુ. ૨. પૃ. ૧૧૮)

૩. "મુજ કિંકર જાણી આપણો." („ „)

૪ "વલી વલી તુમ્હ વારૂં." (સીતાહરણ)

મૂ–તૂ–તુમ્હ–અમ્હ—પ્રા. तुद–मह (मुह) ઉપરથી છઠ્ઠીનાં 'મૂ' 'તૂ' રૂપો ગુજરાતીમાં અંગ તરીકે પણ વપરાવા લાગ્યાં. तुम्यं ઉપરનું तुम्ह તેવીજ રીતે अम्ह રૂપ છઠ્ઠી તરીકે, તેમજ અંગ તરીકે પણ વપરાતાં. એટલે છઠ્ઠી, ચોથી, બીજમાં પ્રત્યય સહિત કે પ્રત્યય વગર વપરાતાં.

ઉદા.

૧. "તો એક કારજ કહિયે તુહ્મ." (ગુ. ભા. સા. પુ ૨. પૃ ૧૧૮)

૨. "જૂ અહ્મ આપી સાંતલ મિલઈ." (,, ,,)

૩. "સુ તૂ પાખઇ અનેરઈ કિણિહિં મરઈ નહી." (સંદર્ભ. ૭–૧૮)

૪ "દેવતા તૂરહઈં રાજ્યુ દિયઈ." (સદર્ભ. ૨૨–૧૯)

૫. "તથાપિ હિં મૂ રાજ્નિ કાર્યું નહીં." (,, ૨૨–૧૯)

૬. "તદા કાલિ મૂ ઉદ્દિસી કરી મહાત્મા ભણિઉં." ( , ૧૫–૮)

૭. "મૂરહઈં લોકમાહિ કાજુ છઇ." ( , ૫૫–૧)

૮. "પસાઉ કરી અમ્હરહઈં દીક્ષા દિયઉ" (,, ૫૩–૨)

૯. "કિસી ઇચ્છા તુમ્હરહઈં છઇ?" (,, ૫૩–૪)

૧૦. "તુઝનઈં કાંઇ જ્ઞાન છઇ?" (,, ૭૦–૧૨)

૧૧. "તુહ્મનઈં વાચના હૂઇ." (,, ૭૭–૧૪)

૧૨. "તુમ્હ પાખઇ પિતૃમંતિનિહિં મૂરહઈં રતિ નહીં." (,, ૧૯–૧૫)

માહરૂં–તાહરૂં–અમ્હારૂં–તમ્હારૂં— પ્રા. मह–तुह ઉપરથી છઠ્ઠીનાં બીજાં સ્પષ્ટ રૂપ महारउ–तुहारउ અપભ્રંશમાં થયાં બહુવચનમાં તે પ્રમાણે अम्हारउ–तुम्हारउ થયાં.

ઉદા

૧ "તાહરઉ દીકિગ્ઉ સર્પિ ડસિઉ' (સ દર્લ પ૯-૧)
૨ "તે પાપિણી એ માહરી બહિન ન હોઈ?" (" ૬૮-૨૪)
૩ 'સુ દેવુ તુમ્હાર પુનુ હયઉ કિ નહી ?" ( , ૩-૧૩)
૪ 'અમ્હારી દયા કગી તઈ ન કહિયા ઇ " (" ૧૧-૨૪)

મઇં-તઇં—તૃતીયા એકવચનના મ मया-त्वया અપભ્રંશ मइ-तइ ઉપરથી 'મઇ-મિ, તઇ-તિ' જૂની ગુજરાતીનાં રૂપ આ યા છે

ઉદા

૧ "અભિગ્રહ લીધુ-જે મિં ઇણિઇ જ ગામિ ગહિવુ" (સર્દર્લ ૮૧-૨૧)
૨ 'હવડા તઇ દીઠઉ" ( , ૩-૪ )
૩ મઇ કૃતાપગધઈ માગિવા નહી " (" ૭ ૧૪)

જે-તે—આ સર્વનામ સ यद्-तद ના રૂપ છે એકવચનના य स ઉપરથી જૂની ગુજરાતીમા જો-સુ વપરાતા નાન્યતર જાતિમા પણ પ્રથમા ને દ્વિતીયામા जु-सु વપરાતા બહુવચનમા સ य-त्त ઉપરથી આવેલા 'જે-તે' કે 'જિ-નિ' રૂપ વપરાતા તૃતીયામા यन-तेन ઉપરથી આવેના 'જેણિ', 'તેણિ', 'જિણિ', તિણિ' રૂપ એકવચનમા વપરાતા બહુવચનમા 'જેહે', તેહે' રૂપ વપરાતા છઠ્ઠીના રૂપ 'જેહ તેહ' થતા આ રૂપ અગ તરીકે પણ વપરાતા વળી પ્રથમા એકવચનમા વપરાતા 'જેહ-તેહ' મા 'હ' છઠ્ઠીનો પ્રત્યય નથી, પણ સ एष ના 'એહ' ના સામ્યને લીધે તે રૂપ બન્યા છે સાતમી એ વ મા તૃતીયાના જેવા રૂપ હતા નાન્યતરમા વળી જૂના 'જ-ત' રૂપ પણ વપરાતા यत किम ઉપરથી જે-કિ જે-કો રૂપ વપરાતા (નરજાતિ બહુવચનમા)

ઉદા.

૧ "તે વચન તેહે સુશિષ્યે સાચઉ જ સુણિ પડિવજ્જિઉ." (સદર્શ ૭૭-૧૨)

૨ "તીણઇ જ ક્ષેત્રિ રહિયા" (સદર્શ. ૭૭-૧૯)

૩. "તેહ ભણી ગુરુ ગયમમક્ષ લહુડાઇરહઇં દીક્ષા દીધી." (સદર્શ. ૭૭-૭)

૪. "ગુ લાવતુ જિ મતિમત હૃયઇ તેહે શક્તિ હૃતી અવશ્યુ ગખિવઉ" ( , ૪-૧૪)

૫ "તિણિ આહારિ દોષિ ગઉ ગયઉ" ( ,, ૫-૧૬)

૬. "તેહતણઉ મહેમરદત્તુ નામિ મિત્રુ." ( ,, ૫-૨૨)

૭ "જ કાઇ મિંહ કહઇ તં તુમ્હે કરિવઉ" ( ,, ૨૪-૨૨)

૮. 'અહો લોકઉ! જુ ગજ ભાગુ આવઇ સુ ધનુ ધર્મ્મિ હિં જિ વચઉ" ( , ૨૩-૧)

૯. "જિ કે ભક્ષ્યભોજ્ય સંભવઇ તિ સગલાઇ કરઉ" ( ,, ૫-૧૨)

૧૦. "તીંહ કન્હા મણિમાલા અણાવી નિધાનુ અણાવિઉ." (સદર્શ. ૧૫-૨૪)

૧૧. 'જેહે પાએ આગઇ ભુઈ છિવી . તેહે પાએ...હીડતઉ." ( ,, ૩૯-૧૭ )

૧૨ "જિ કો બોલાવઈ." ( ,, ૬૯-૮ )

એ-આ-મ. एतद् ના एते ઉપરથી एइ બહુવચનમાં અપભ્રંશમાં વપરાતો અપ एह એ. વ. ઉપરથી इउ-एउ જૂ. ગુ. નું આવ્યું, ને બહુવચનમાં અપ एइ ઉપરથી 'એ' આવ્યો. इदमना અપ. आय ઉપરથી 'આ' આવેલો છે.

इउ–एउ રૂપ અપભ્રંશમા પણ વપરાતા હતા

ઉદા

૧ "વિદ્યાતણઉ પ્રભાવુ એઉ" (મદર્શ. ૫૪–૧૧)

૨. "આહુ પાણીના જીવ વિણસઇ ઇઉં" ( ,, ૮૯–‌૨)

૩ 'જિમ આહુ દઉં નગરના દુ:ખ છૂટઉં" ( ,, ૯૨ ‌)

૪. "સુ પુણિ ઇઉં ધનતણિ કિંગઉ [illegible]ઉ" ( ,, –૨)

૫. "હિવ કેવિ લાધઉ" ( , ૩–૧૦)

૬ "એહુ વિશ્વમાદિ ધર્મું જિનપ્રણીતુ" ( ,, ૩–૧૮)

૭ "ઇણિ આવિયઇ અમ્હાન્હ ઘરિ લક્ષ્મી તણા પુંજ [illegible]" ( ,, ૧૩–૨૦)

૮ "એહે ૩૬ ગુણ કરી સહિત." ( ,, ૧૨૬–૪)

'આહુ' રૂપ अन्य–अम्म–'आद' રૂપે આવ્યુ છે

જિહાં–તિહાં–કિહાં–ઇહાં–આ રૂપ મૂળમા પાચમીના ત્ર ૫ ( ઘાવ સાતમીના અર્થમા અવ્યયરૂપે વપરાય છે યસ્માત્ जम्हा–जहा–जिम –(હાવ) જ્યહા, ત્યહા, વગેરે અપભ્રંશમા પણ સાતમીનો અર્થ હતો

ઉદા

૧. 'તિહાં વિજ્યવતની નામિ નગરી" (મદર્શ ૧–૨)

૨ "મિત્ર! એતલઉ કાલુ કિહાં થાકઉ?" ( ,, ૧–૧૫)

૩ 'તઈ અમ્હે ઇહાં છતા જાણિયા" ( ,, ૧૧–૨૩)

૪. 'જિહાં વિદ્યાપતિ હતઉ તિહાં આવિયા" ( ,, ‌ ૧૨)

ગો–શી–શું–આ સર્વનામ સ. कीदृश વિશેષણ ઉપરથી આવ્યુ છે પ્રાકૃતમા તેનુ केरिस થતુ પછી कइस–किइस–कइस ઉપરથી कइसउ-किसउ-किसिउ सिउ-स्यु–सु રૂપે વ્યુત્પન્ન થયુ છે કેટલાકના ચયન સુધી 'કશુ' વપરાતુ, અને જોડે જોડે 'શું' પણ વપરાતુ 'શું'નો પ્રયોગ જૂની ગુજરાતીમા વિક્રમના ૧૬મા સૈકાની [illegible]

આતથી થયો છે સંવત્ ૧૪૭૮ના 'પૃથ્વીચંદ્રચરિત'મા તે વપરાયેલુ જણાતુ નથી.

ઉદા.

૧. "તીણ્ઇ ગમતિઇ કિસિઉ કીજઇ જીણિ કરાઇ પાપ ?"
(પૃથ્વીચંદ્ર)

૨ "કિસા જિ અરિહત ?" તેમજ 'કિસી જ સિદ્ધિ ?"
(નવકાર વ્યાખ્યાન)

૩ "સાનિ પરણિ ન કુંઅરી અનોપમી એ ?" (ઉષાહરણ-૮૩)
૪ "શૂં કીજઇ જેણિ ન લાગઇ પાપ ?" (કાદ.)
૫ "ધર્મ કિશું નવિ જાણૂ" („)
૬ "એ છિ શું, એ દીસિ શૂં ?" („ ૧૯)

પોતઇ-સ आमत्वे-अप्पत्ते-पोत्ते-पोट्टे પોટ્ટને દેશ્ય ગણવામા આવ્યો છે પરતુ હુ માનુ છુ કે 'પોતે' ને 'પોટ્ટ' બન્નેનુ મૂળ એકજ છે મૂળ 'શરીરે' જાતમાં' એવો અર્થ હતો પાછળથી હાથનો અર્થ આવ્યો છે

ઉદા

૧ "दिण कइवि वसिउ मट्टुतणइ **पोत्ति**" (ભવિ. ૧૮-૪-૭)
૨ 'તેહનઇ પોતઈ પાપનઉ હિગ આધિઉ" (સંદર્ભ. ૧૦૪-૬)
૩ 'વસ્ત્ર ભૂષણ પિહિર્યાં પોતિ, ભક્ષ કીધા પાન" (કાદ ૬૭-૬)

૪ "સુપુત્ર પામિયઇ જઈ પોતઇ પુણ્ય તણુઉ ભર" (સદર્ભ. ૧૫૬-૨૯)

૫ "હિવ તું પામીયઇ સુમિત્ર ઉત્તમ જઇ પોતઇ પુણ્ય હુઈ"
(„ ૧૫૭-૧)

૬. "તેહનઉ ચઉથઉ ભાગ પોતઇ રાખઇ." (મંદર્ભ. ૧૨૧–૨૫)

કઉણ–કઃ પુનઃ–कोउण અપ. कवण ઉપરથી જૂ ગુ कउण. ને ઉપરથી અ. ગુ માં 'કોણ' થયો છે. છતાં કવિતામાં અપ कवण ચાલુ રહ્યો છે. कउण ઉપરથી વચગાળે 'કુણ' પણ થયો હતો

ઉદા.

૧. "તે કવણ કવણ–વીણા, વિપંચી..." (મદર્ભ. ૧૩૬–૮)

૨. "વિફલઇં ઇહ ધર્મ્મહં કરી સુવર્ણું આપણઉં દેવુ કઉણુ ફલ ?" ( ,, ૩૬–૨)

૩. "કુણહિરઉ ઉપાય પાડિઉ" ( ,, ૬૩–૭)

૪. "મયગલુ ઉવટ મંચરએ, કિણિં કાનિ ગહીજ્જઇ ?" (આરાધના–૨૬)

'કિણિં' રૂપ સ. केन–केणइ ઉપરથી આવ્યું છે (બેવડો પ્રત્યય)

કોઇ–કેઇ–કાંઇ–અનિશ્ચિત સર્વનામ સંસ્કૃત कोऽपि–केऽपि ઉપરથી कोवि–केवि; कोइ–केइ રૂપે આવ્યા છે. काइ રૂપ कानि–काइ–काइ રૂપે આવ્યું લાગે છે. એક રૂપે કાંઇ–કાં અવ્યય (પ્રશ્નાર્થ) થયું, ને બીજે રૂપે અનિશ્ચિત સર્વનામ થયું.

ઉદા.

૧. "બીજા લોકનું જાણિઉં કાંઇ પ્રમાણ નહી" (સંદર્ભ. ૬૮–૪)

૨. "તુમ્હહૂંઇ મરિ કાંઇ કહિઉં ?" ( ,, ૧૦૩–૮) (શા માટે)

પેલું–ઓલ્યું–આ સર્વનામનાં પ્રાકૃત અપભ્રંશમાં રૂપ મ્હાગ નોંધવામાં આવ્યાં નથી, માટે વ્યુત્પત્તિ આપવી ઠીક લાગતી નથી

ઉદા.

૧. "તેહની મૂર્છાઇ કરી પેલઉ ગહિલઉ થિઉ." (સંદર્ભ. ૯૯ ૭)

૨. "પેલઇં તે ઉપાય જાણિઉ." ( ,, ૬૯–૧૮)

૩. "ઉઠ્યા ત્રિહુ ખડિ ચિત્તિ કેવિ ઇમ આખઇ " (નેમિ-ક્ષેત્રિરાસુ-૭)

✓ આપણુ-આપણે-આ સ્વવાચક સર્વનામ સ આત્મન. ઉપરથી પ્રાકૃતમા अप्पणो થઇ પછી आपण અગ પણ બનતા आपणा, आपणु, आपणे, आपणने, વગેરે રૂપ આવ્યા છે आमने પાછો त લાગી आपणपइ-आपणपउ, વગેરે રૂપ જૂ. ગુ. મા નીપજ્યા છે.

ઉદા.

૧. "આપણા અનુજ લહુડા ભાઇમઉ કિમઉ ગૃઝુ ?" (સદર્શ ૫૮-૧)

૨. "આપણાં ગુણહ કની ધર્મનદુ મરી ખ્યાતિ પ્રાપ્તિ ઽ્યઉ " ( „ ૫૪-૧૭)

૩ "'યક્ષ' તઉ આપણુઇ થાનિ પહુચિ" ( „ ૧૯-૨૪)

૪. "એઉ તાહરઉ ઘોડઉ આપણુઉ આતિ." ( „ ૧૬-૧ 'શામ્ય')

૫ "આપણપઇ સાર્થવાહુ ઘોડઇ ચડિઉ" ( „ ૧૪-૧૭)

૬ "આપણુપઉ દિ પાલંકાર શૃગાર ધારકુ દેખઇ" ( „ ૧૨-૧૭)

તા. ક.

ગુ ભા મા પુ ૪, પૃ ૧૧૯ ઉપર સુ નરસિહરાવભાઇ જણાવે છે કે अम्ह, तुम्ह, मुज, तुज સાર્વનામિક રૂપનો 'ને'-બીજનો પ્રત્યય પદ્યરચનાની અનુકૂળતા ખાતર ઊડી ગયો છે, તેમજ मुज-तुज જે'વા છઠ્ઠીના રૂપ છે તે'વા अम्ह-तुम्ह છઠ્ઠીના રૂપ નથી, પણ માત્ર પ્રત્યય પૂર્વનુ રૂપ (Base formation) છે.

આ સબધી જણાવવાનુ કે એ બધા રૂપ પ્રાકૃત-અપભ્રંશમા બીજી, ચોથી ને છઠ્ઠીના અર્થમા વપરાયા છે જૂની ગુજરાતીમા પણ તે'વો બીજીનો પ્રયોગ મળે છે, ને હેક સામળની ભાષામા પણ

મળે છે, એટલે 'ને' પ્રત્યય ઊડીને એ રૂપ આવ્યાં છે, એમ કહેવાને બદલે પદ્યરચનાની અનુકૂળતા ખાતર જૂનાં પ્રત્યયરહિત એ રૂપો ચાલુ રહ્યાં છે, એમ કહેવું વિશેષ સાર્થક છે. તે ઉપરાંત બધાં રૂપ કાવ્યમાં base formations (અંગ) તરીકે વપરાયેલાં જડે છે.

| અંગ | અંગ | છઠ્ઠી |
|---|---|---|
| મુજને–મુજથી–મુજમા | અમ્હને–અમ્હથી–અમ્હમાં | "અમ કાજ" |
| તુજને–તુજથી–તુજમાં | તમ્હને–તમ્હથી–તમ્હમાં | "તમ માટે" |

ઉદા. (૧) (પ્રાકૃત)

१. "अम्हे तुज्झे सेविउकामा" (વસુ. ૩૫૮–૮)
२. "तुज्झे मोत्तूण को अण्णो समत्थो" ( ,, ૩૫૪–૨૭)
३. "मज्झ ण देंति" ( ,, ૯૫–૭)
४. "त च राया तुज्झ दाउकामो" ( ,, ૩૪૯–૧૧)
५. "मा तुज्झ पुणो वि लग्गिस्स" (ગાથાસ. શ. ૪–૭૫)
} બીજી કે ચોથી-માં

६ किं अम्हं वयणेण तुम्ह जओ होहिति ण वा"
(વસુ. ૧૨૮–૨૮)
७. "अम्ह तवस्सीण" ( ,, ૯૫–૧૭).
८. "अम्हं न करेइ वयणं" ( ,, ૬૦–૧)
} છઠ્ઠીમાં

९. "अम्ह जीवियं दिम." ( ,, ૭૪–૧૬)
१०. "अह पेसिओ तुम्हं पडति निवेएउं" ( ,, ૩૧૭–૨૬)
} બીજી કે ચોથી

११. "एग तुज्झं न सुणइ" ( ,, ૨૨–૨૧) } બીજીમાં

(૨) અપભ્રંશ

१. "मइ तुज्झु समप्पिउ विक्कमेण" (ભવિ. ૫ ૧૪૩)
२. फुडु अक्खिउ मइ तुज्झु" ( દોહાપાહુડ–૨૦૬)
३. "वुहजण ! समालमि तुम्ह" (ભવિ. ૧–૨–૧)
} બીજી કે ચોથી

(૩) જૂની ગુજરાતી

૧ 'એ મનનુ મુઝ માગિનાનઉ ઉપાય માંડિઉ" (સદર્શ. ૧૬૪-૧૦)

૨ નાહ' જઉ અમ્હ પ્રારેમિઉ" (પ્રા ગુ કા સં. પૃ ૪૫ સ ૧૨૬૬)

૩ 'અમ્હ દેજો બાહુ ( ૭૭)

૪. 'સુગ તેત્રીસ મ તુરેદ તનઈ કમણ કરઇ પ્રણામ" (મીના-૧)

(૪) અર્વાચીન ગુજરાતી

૧ "કે ત્યાન લાધુ મુઝ ગેહ" (સિંહાસન બત્રિશી પૃ ૫૦૭)

૨. ગાયો જાણ તુઝ" ( ,, ,, ૫૮૦)

तुभ्य-પા तुम्ह-तुज्झ-तुझ-तुज, मह्य-પા. मज्झ-मज्झ-मज्झु પછી 'તુઝ'ના સામ્યને લીધે 'મુઝ-મુજ' થયા વૈદિક સંસ્કૃતથી માંડી ચોથી છઠ્ઠીના અર્થમા વપરાતી, એટલે આ પ્રયોગનુ મૂળ ચોથી છે तुभ्य-तुम्ह-तुम्ह-तम्ह વેદમા વપરાતા अस्मे ના अम्म ઉપરથી अम्ह રૂપ થયુ છે

વિશેષણ

શુ—(સાદૃશ્યવાચક વિશેષણ) આ વિશેષણને મુ. નરસિંહરાવ ભાઇ सदृश ઉપરથી વ્યુત્પન્ન કરે છે (ગુ ભા સા પુ ૨, પૃ ૯૭) પણ મારા ધારવા પ્રમાણે તે सम ઉપરથી આવ્યુ છે सदृशનો લોપ વિના મધ્યસ્થ જોવામા આવે છે તે ઉપરથી 'શુ' બને તે સંભવિત લાગતુ નથી વળી सम ઉપરથી જેમ અવ્યય 'શુ'ની વ્યુત્પત્તિ સાધી છે તેમ વિશેષણ सम ઉપરથી 'સો-શો-શુ'ની વ્યુત્પત્તિ સાધતા બીજાવાચનનો સિદ્ધાત પણ જળવાશે સમના જૂના પ્રયોગ જાણ્ય —

*આ રૂપ વિ સં ૧૫૦૦નુ છે ગદ્યમા માત્રામેળ જોવાનો હોતો નથી માટે તે જૂનો ચાલતો પ્રયોગ છે, બીજાનો 'ને' ઊડી ગયેનુ નથી

ઉદા (૧) (અપભ્રંશ)

१ " परक्लत्तु मइ **समउ** गणिज्जहि " (ભવિ ૨-૧૯-૮)

२ " तिण-**सम** गणइ विसिट्ठु " (સિ હે ૮-૪-૩૫૮)

३ " मनिवि तिण**समु** अत्थाणु मव्वु " (ભવિ. ૧૩-૧૨-૧૦)

(૨) (જૂની ગુ)

૧ 'વયગ્મામિ મ પત્ત નયગિ પાડલપમ **તુલ્યઈ**' (ઉપએસ ૨૦)

૨ 'ઉપ્પલન્વ ઉપ્પત્તિ જિમ નીરુ તે મઉ રચન છઈ મરીર"
(માતૃકા ૧૫)

૩ "તુમ્હે અપૂર્વ**સ્યાં** દીસઉ" (સદભ ૧૭૦-૪)

૪ 'કહિ કૌલિક મમ ગધા નાગિ। તે સિઉ માણુસ નહો મમાગિ"

૫ 'થોડી સી વેલા ચરિત્ર પાલી" (સદર્ભ ૧૧૧-૨૯)

૬ "તિહા ન્યાન અતર માનુપ દેહ, યે બોધગહિતા નર પશુશા તેહ" (હરિ ષે। ૬૪)

૭ 'વિક્રમ ગરુડ**શો**, રાખમ ફૂણી" (સિહાસન બત્રિશી ૯-૩૧ "સાહિત્ય") (ન ૪ વાળુ ઉદાહરણ મ્હે ડૉ ટૅસીટોરીની 'નોટમ ની અનુપૂર્તિ (૧૯૧૬, પૃ ૯૫) ઉપરથી લીધુ છે)

આ પ્રમાણે ઉદાહરણુ જોતા 'શો-શી-શું'-સમ ઉપરથી આવ્યા છે અને જૂની ગુજરાતીના ઉદાહરણ ન ૧, ૨, ૪, ૬ ૭ જોતા 'મઉ-સિઉ-શુ' નો પ્રયોગ નામ સર્વનામ-ઉપમાનવાચક શબ્દ જોડે થયો છે

હિન્દી थोडासा, छोटीसी જે'વા પ્રયોગોમા પણ सा-सी આ सम શબ્દ ઉપરથી આવેના છે શુ 'નાન્હી**શી**, મધુરી**શી**'મા પણ सम

છે.

અનેરઉ-ગાઢેરઉ—આ વિશેષણો અને આ'વા બીજા મ અન્ય-ગાધિર રૂપના तर પ્રત્યય ઉપરથી આવ્યા છે अन्यतर-अण्णयरउ-वम्नरउ-અનેરા गाढतर-गाढयरउ-ગાઢેરા, વગર આમા तर પ્રત્યય-નો અર્થ પા ળથી વમાઇ ગયા છે

ઉદા.

૧ "તદાનલિ પ્રરગના દાન ધર્મ્મ ઘણુંરઉં ઉત્લમઇ" (સ દર્ભ. ૨૮-૨૧)

૨. "ઇસઉ ભણી કરી બીલુ અનેરઈ માર્ગિ ગયઉ" મ દર્ભ ૧૦-૨૪)

૩ 'જુ તુન્હઇ ખધિરતાવ્યાધિ ગાઢઉ છઇ, સુ ગાઢેરઉ હોઇ-જિઉ" ( ,, ૧૦-૨૪ )

મર્ગિખઉ—મ सादृक्ष-सरिक्खओ-सरिक्खयउ-સરીખઉ-મ ખા.

ઉદા

૧ 'નગરીપુટ જિમ બિ ધરણી, કણુહ સરીખઉ કન્તુ" (જૂ ગુ નો નમૂનો)

૨ 'ખધ લલાટ સરીખું કહિઉ" (વિ પ્ર ૧૧૧)

એવડઉ જેવડઉ * —આ વિશેષણ ए, जे, त કે સર્વનામને

* મુ ત્ર સાહેબ આ'મને (ઢાદ પૂ ભા પૃ ૩૧૭) ઉપર પવના જેમ પ્રા પવ થાય છે તેમ यावत् तावत नो व એવડાઇ जेव्वडु-तव्वडु એમ આવી માને છે અને જણાવે છે કે કેટલાક ત્હેમને ... ઉપરથી આવેલું સમજે છે, પરંતુ તે રીતે પવડ હોવૂ જોઇએ.

અપભ્રંશમાં વૃદ્ધનુ વડ્ડ લાગી આવ્યા છે. एवड्ड, तेवड्ड, जेवड्ड, केवड्ड, વગેરે સૂત્ર (૮–૪–૪૦૭)મા હેમાચાર્યે નોંધ્યા છે આ'ના અપભ્રંશ-મા एवड्डु–तेवड्डु રૂપ મળી આવે છે, પણ एव्वड्ड–तेव्वड्ड રૂપ મળતા નથી ઉદા

૧. "जिणि एवड्डु दुक्खु विसहाविउ." (ભવિ. ૧૧–૧૧–૬)

૨. 'ज इउ एवड्डुंतरु विज्जइ" ( ,, ૧૦– ૧૭–૯ )

૩ "किम एवड्डु वयणु तउ अक्खइ" ( ,, ૧૦–૮–૬ )

૪. "इय एवड्डहो कित्तिणिग्गणहो" (જમહરચરિઉ ૩–૩૭–૧૧)

૫ 'त तेवड्डउं समरभरु निज्जिउ एक्क खणेण." (સિ હે ૮–૪–૩૭૧)

આ પ્રમાણે વૃદ્ધ-વડ લાગી આ પરિમાણવાચક વિશેષણો આવ્યા છે ઉદા.

૧. "જુ એવડુ અપરાધિ મૂં ઉપરિ રોષુ ન કરય" (સદર્ભ. ૧૭–૨૪)

૨. "જિમ એવડા લોક થાસિઇ તિમ અમ્હે કાં થાઉ વગા" ( ,, ૧૧૯–૯ )

૩ જિસઉ-તિસઉ—સં. कीदृश-ईदृश, પ્રા केरिस-एरिस અતિમ અપ. किमउ-इमउના સામ્યથી સં. यादृश–तादृशના અતિમ અપ. जिमउ–तिमउ રૂપ બન્યા. તે ઉપરથી જૂની ગુજરાતીનાં રૂપ આવ્યાં છે અપભ્રંશમાં जेहउ–तेहउ વિશેષ વપરાતા.

ઉદા.

૧. "જિસિઉં બાવનુ ચંદન, કસ્યાં ક્રુદના શીતલ મન." (સદર્ભ. ૧૫૭–૮)

૨. "જસિઉ જલવુર જાણિઈ, તિસ્યુ નદી આલેર" (કા પ્ર. ૭૧–૬)

૩. "કસિઉં સિદ્ધાન્તમાહિ કહિઉં છઇ." (સંદર્ભ ૧૨૦–

# પ્રકરણ ૧૨મું

## વિભક્તિપ્રત્યયો

**વિભક્તિફેર**—ઘણી વખતે એક વિભક્તિનો પ્રત્યય બીજી વિભક્તિના પ્રત્યય તરીકે વપરાય છે સંસ્કૃતમાં છઠ્ઠીનો પ્રત્યય બીજી, ત્રીજી, ને ચોથીના અર્થમાં વપરાતો. मातु (मातर) स्मरति रक्षा मे (मया) भवत कृता पितु (पित्रे) निवेदयति ત્રીજીનો પ્રત્યય ચોથીના અર્થમાં વપરાતો अध्ययनेन (अध्ययनाय) वसति સાતમીનો પ્રત્યય પણ તેવી રીતે હેત્વર્થે વપરાતો चर्मणि (चर्मणे) द्वीपिनं हन्ति । સાતમીનો પ્રત્યય બીજીના અર્થમાં વપરાતો. वने (वन) प्रव्रज काकुत्स्थ पितरं मोचयानृतात् (રામાયણ ૩-૪૭-૧૬)-પાંચમીના અર્થમાં છઠ્ઠી—" कस्य ( कस्मात् ) विभ्यति देवाश्च जातरोषस्य संयुगे " (રામાયણ ૧-૧-૪)

પ્રાકૃતમાં પણ આ જાતનો વિશેષ ફેરફાર થતો રહ્યો છે પાંચમીના અર્થમાં છઠ્ઠીનો પ્રત્યય "मे आवासस्स (आवासात्) निग्गतो" (વસુ ૨૧૩-૧૭), " किं वा पावगस्स ( पापकात ) न बीहेह ? ( ,, ૨૭૬-૩) છઠ્ઠી વિભક્તિ બીજી ને ત્રીજીના અર્થમાં 'को णु मे (मा ) हरति" (વસુ ૨૨૯-૧૫), 'केयाराण पालिं बंधिऊण केयारे पाणियस्स (पानीय) भरेत्ता" (વસુ ૨૯૫-૧૮), 'झाएविणु तत्तस्सु (तत्त्व)" (૮-૪-૪૪૦), देप्पिणु अभउ जयस्सु (जगत्-जगते) (૮-૪-૪૪૦), 'धणस्स (धनेन) लद्धो " (૮-૩-૧૩૪), ત્રીજી વિભક્તિ પાંચમી ને સાતમીના અર્થમાં चोरेण (चोरात ) बीहइ (૮-૩-૧૩૬), तेण समएण (तस्मिन्समये), तेण काल्लेण (तस्मिन्काले)" (૮-૩-૧૩૭) સાતમી વિભક્તિ બીજીના અર્થમાં नयरे (नगर) न जामि" (૮-૩-૧૩૫). છેલ્લાના વધુ ઉદાહરણ નોંધવાની અહીં જરૂર છે.

ગત્યર્થક ક્રિયાપદને યોગે સં બીજીને બદલે સપ્તમી

(૧) પ્રાકૃત—

૧ 'नरगे वच्चिहिसि" (वसु ८९-३०)
૨ "निग्गतो य नम्मि वि वणे" ( , १४६-१८)
३. 'पत्ता नंदगावगोट्ठे" ( ७०-१)
४ 'कुमरेण सरपउरे सपत्ता" (प्रा क म ८७)
५ पत्ता महा-अरण्णे (प्रा क म ८६)

(૨) અપભ્રંશ—

१ त निसुणवि गउ गेहि सइत्ती' (भवि ६-८-७)
२ 'धणवइ नियमंदिरि सपत्तउ" ( , ११-७-१४)
३ 'गंपि पोयणपुरि' (,, १४-५-१)
४ हरियत्तगेहि लइ जाइ" (,, १२-८-८)
५ 'वणिवरु गउ तहो जि गेहि" ( , १-८-४)

પાછળના જૂ ગુ ના નમૂનામા આવતા પાનકિ લોકહ, ઘરિ, વગેરે રૂપોનુ સમાધાન અહી થશે

**પ્રથમા**—પ્રથમા વિભક્તિ માટ ગુજરાતીમા પ્રત્યય નથી શબ્દનુ મૂળ રૂપ વપરાય છે, અને તેમા વચન તથા જાતિને લીધે ફેરફારો થાય છે

**દ્વિતીયા**—દ્વિતીયા વિભક્તિ માટે પ્રત્યય વપરાય છે તેમજ નથી પણ વપરાતો અપભ્રંશમા પ્રથમા ને દ્વિતીયાનો उ પ્રત્યય હતો બન્ને વિભક્તિના રૂપ સરખા હતા નાન્યતર જાતિના નામનુ બહુવચન इ પ્રત્યય લાગી થતુ, પણ તે નો વચનવાચક પ્રત્યય, વિભક્તિનો નહી છતા જૂની ગુજરાતીમા અપ तणउ (तादर्थे) ઉપરથી વ્યુત્પન્ન થતા तणें-तणि-नइ-नि-नें પ્રત્યય બીજ

ચોથીના અર્થમાં વપરાતા. મળ तण છઠ્ઠીના અર્થમાં વપરાતો. ह છઠ્ઠીનો પણ વપરાયો છે.
ઉદા.

૧. "તીહં ચોરહં મારિવા નિમિત્ત અમ્હે મોકલિયા છાં." (સંદર્ભ. ૧૧-૧૯)

૨. "જાપિ સંપૂર્ણિ હંતઈ એક-એક તણી ખડગઘાઇ કરી છેદઇ" (સંદર્ભ. ૬-૩)

૩. જેતી વાર ચઉથી તણી છેદિવા વારે હુયઇ, તેતી વાર મનમાહિ સંદેહુ ઉપજઇ. ( ,, ૬-૩)

૪. એટલિ માતાઇ સુનિં ઉતાવલી તેડી. (સં. કા. શુ. ગ. ક)

૫. "તેહ ભણી તુહ્મનઈં 'ચિરંજીવિ' કહિઉં." (સંદર્ભ. ૯૭-૩)

આ ઉપરાંત रइ–ड़इ–रइइ પ્રત્યયો બીજીના અર્થમાં વપરાતા.

---

૧ આ બધા પ્રત્યયોને હું तण ઉપરથી વ્યુત્પન્ન કરું છું. ઉપર બતાવ્યા પ્રમાણે ત્રીજી ચોથીના અર્થમાં વપરાય છે. "वघुणत्तु मचलिउ वणिज्जें" (ભવિ. ૩-૧૦-૧, ૩-૯-૪). અહીં ત્રીજી હોવા છતાં वणिज्जें નો અર્થ 'વાણિજ્ય માટે' થાય છે તેમ અપ. वड्डत्तणहो तणेण ઉપરથી વડ્ડપ્પણહુતર્ણિ–વડપણહણિ–વડપણહુરિ પછી ह ને र નો વ્યત્યય થઇ અગર સ્વતંત્ર રીતે ह ભળી વડપણ રહિ બને. 'હ' પછી 'ણ' આવતાં ઉચ્ચારસૌકર્ય વાસ્તે ण નો र થયો. વળી रहि પ્રત્યયમાં મૂળ 'વાસ્તે, માટે' નો અર્થ હતો. એટલે તે तणेण–तणि ઉપરથી આવ્યો હોવો જોઇયે. તેમજ 'તેહરહ' રૂપમાં વ્યત્યય થયેલો નથી. તે પણ तणेण ઉપરથી આવ્યાની સાક્ષી પૂરે છે. अर्थके ઉપરથી વ્યુત્પન્ન કરતાં વાંધો આવે છે. अर्थ નું અર્થ થયા પછી र અવશિષ્ટ રહેતો નથી. અર્વાચીન તદ્ભવ માનતાં વડપણહ અરથઇ–'વડપણ અરહઈ' જેવો પ્રયોગ નોંધવાની અપેક્ષા રહે છે. વળી જૂનું રૂપ रहि છે, रहइ પછીનું છે.

ઉદા.

रइ—

૧ "જઇ મઝરઇં પરિણુ તુ એક વાત કહઉ" (મદર્શ ૧૦૭–૨)

૨. "એહરૂ૦ વેધ ન લાગઇ એ આગઇ એ અગિ ન અગિ કેટાક તાહરે વ્રામિરિઇ જાઇસિઇ ગિરિનર શૃગિ" (નેમિ–ફાગ)

૩ "ગુપ્તવૃત્તિ જાઇ કરી સતા હતા તેહનઇં માગિ" (મદર્શ. ૭–૨)

हुइ—

૪ 'અનેક પ્રકારિ ભાણહુઇં કહઈ' (મદર્શ ૯૩–૧)

૫ "તુંહુહુઇ નાખસિઉ, તેહજહુઇ માગિસિઉ" (મદર્શ. ૮૬–૫)

रहइं—

૬ "પુણ તે બાલક રહઇં ન દેખઇ

૭ 'વ્યાઘ્ર તહારેહઇં ખાઉ'

તા ક. છેલ્લા મે ઉદાહરણ "ગુજરાતી ભાષા ને સાહિત્ય" પુ ૨ પૃ ૧૨૩–૨૪ પરથી લીધા છે.

**તૃતીયા**—ત્રીજી વિભક્તિના અપભ્રશમા ભિન્ન ભિન્ન જાતિના નામ માટે જુદા પ્રત્યયો હતા, પણ ઘણાખરા સામાન્ય હતા હેમાચાર્ય સૂત્ર (૮–૪–૩૪૨, ૩)મા અકારાગત નામ માટે (૧) ण ને (૨) અનુસ્વાર બે પ્રત્યય આપે છે इ–उकारागत નરજાતિના નામ માટે (૩) ए, ण ને અનુસ્વાર આપે છે નારીજાતિના નામ માટે સૂત્ર (૮–૪–૩૪૯)મા ए પ્રત્યય આપે છે બહુવચન માટે हिं પ્રત્યય આપે છે સૂત્ર (૮–૪–૩૩૩)મા જણાવ્યા પ્રમાણે પૂર્વના નામના અત્ય અનો આ પ્રત્યયો પૂર્વે ए થાય છે એટલે જેમ, दइएण માફક પો

થાય વળી સૂત્ર (૮-૪-૩૯૬)ના ઉદાહરણમા मुग्गेन ને બદલે અપ. ૬૫ સુધિ વપરાયુ છે, તેમજ સૂત્ર (૮-૪-૪૦૧)ના ઉદાહરણમા वार्द्लेन ને બદલે અપ वद्दलि વપરાયુ છે એટલે એકદર નીચે પ્રમાણે પ્રત્યયો (૧) ण, (૨) અનુસ્વાર, (૩) ए, (૪) ग (૫) इ (૬) इ, (૭) हिं અપભ્રશમા વપરાતા હતા મુ નરસિંહરાવભાઇ(પુ. ૨; પૃ. ૧૫૫) ઉપર જણાવે છે તેમ इ-इ પ્રત્યય ग-ए ઉપરથી આવ્યા હોવા છતા અપભ્રશકાળ પછીના નથી

અપભ્રશમા સૂત્ર ૮-૪-૩૩૫ પ્રમાણે हिं પૂર્વ નામના અંત્ય अનો ए વિકલ્પે થતા गुणहिं ક गुणेहिं. આ ઉપરથી इ નો લોપ થતા અતિમ અપભ્રશમા (अ) इ ને(इ) इ પ્રત્યય આવ્યા છે, તેમ જૂનો हिं પ્રત્યય બન્ને વચનમા વપરાતો, તે ઉદાહરણ પરથી જણાશે

જૂની ગુજરાતીમા (अ)इ તથા इ તૃતીયા ને સપ્તમીના મુખ્ય પ્રત્યય છે. પ્રાકૃત અપભ્રશમા જ્યારે શબ્દને અતે क પ્રત્યય લાગતો ત્યાં અપભ્રશમા પણ (अ)इ પ્રત્યય વપરાતા સ. मस्तके અપ. मत्थइ. આ પ્રમાણે (अ)इ પ્રત્યય હતો પરતુ પાછળથી તદનુ માથઇ-માથિ બીજા રૂપના સામ્યને લીધે થયુ છે મુ. નરસિંહરાવભાઇ ગુ ભા. સા પુ ૨, પૃ ૧૫૫-૧૫૭ ઉપર જણાવે છે કે (૧) જ્યા क લાગેલો છે ત્યા (अ)इ. ને નથી લાગ્યો ત્યા इ પ્રત્યય આ બન્ને વિભક્તિમા વપરાતો. (૨) इ પ્રત્યયનો અર્વાચીન ગુજરાતીમા કાવ્યમા अ થયો, અને (अ)इ નો ए થયો આની વિરુદ્ધ થોડા ઉદાહરણ નોધુ

(૧) તેઓશ્રી 'માટે'ને निमित्तकेन ઉપરથી વ્યુત્પન્ન કરે છે. એટલે મટઇ-માટઇ (જૂ ગુ) થવુ જોઇયે, 'માટિ' નહી. 'માટિ' રૂપનેજ કાવ્યમા इ નો अ થાય. છતાં "બે વાના ઓરછઈ સા માટ" (સિંહાસન બત્રી. ૫૮૦) આમા 'માટ' થયુ છે, માટે જૂનુ રૂપ 'માટિ' હોવુ જોઇયે

(૨) સ मस्तक શબ્દ હમેશા અંત્ય क સાથેજ વપરાય છે

અપ मत्थइ-માથઇ-માથે થવુ જોઇયે, "છતા છત્ર કુણિ નથી ઝાંપા પિતા તવનિ માથિ'" (કાદં ૭૬-૨૨) પ્રયોગ થયો છે મૂળ પાઠ 'સાથિ' છે

(૩) "હાથે વણેલુ કપડુ" (ગુ ભા મા પુ ૨, પૃ ૧૫૬)મા 'હાથે' ને हस्तकेन ઉપરથી વ્યુત્પન્ન કરે છે, છતા સૂત્ર (૮-૪-૩૬૬)મા અપ हत्थि मोकलडेण'' પ્રયોગ થયો છે હાથિ પણ મળે છે.

(૪) "થલવટનઉ થલવટઇ ગહિઉ" (સદર્ભ ૧૪૦-૧૦)મા 'થલવટઇ' મા (अ) इ પ્રત્યય कने લીધે માનિયે તો 'થલવટાનઉ' થવુ જોઇતુ હતુ

(૫) 'દહાડો' શબ્દમા અતે क છે, એટલે ત્હેમા (अ)इ પ્રત્યય લાગવો જોઇયે "પારણાનઇ દિહાડઇં" (સંદર્ભ ૭૮-૧૫) છતા "તમે દાડિ કહો છો ભરથાર, માથવ માથે છે મિત્રાચાર" (સુદામાચરિત્ર)મા 'દહાડિ' થયા વિના 'દાઢિ' થાય નહી

(૬) तणके-तणइ-नइ-ने-એમ વિકાસક્રમ છે. પરતુ रामनि पासि થયા સિવાય 'રામની પાસે' પ્રયોગ આવે નહી છતા नि વિકાસ આટલેથી ન અટકતા આગળ ચાલ્યો ત્યહા 'રામને માથે' પ્રયોગ થયો

(૭) અપ "पच्छइ होइ विहाणु"મા पच्छइ વૈદિક पश्चके ઉપરથી આવ્યુ. છતા पच्छइના બે વિકાસક્રમે 'પછિ-પછે' થયા 'પછી' શિષ્ટ ગણાય છે, ને 'પછે' અશિષ્ટ મનાય છે અપભ્રંશમા पाच्छ પણ વપરાતુ

(૮) તે સ્ત્રી પોતાને પીહર ગઈ-આ વાક્યમા पितृगृहे શબ્દ માનિયે (क વગરનો) તો "રત્નાવતી પીહર મોકલઇ" (સદર્ભ ૪૩-૨૫)મા पितृगृहके ને "નદા પીહરિ ગયઇ" (સદર્ભ ૧૮-૨૩)મા पितृगृहे કલ્પવુ પડશે બેમા કશો અર્થફેર નથી

(૯) एण, तेण, जेण, केण, વગેરે સર્વનામનાં તૃતીયાના રૂપ છે ત્હેમા ण વિભક્તિ પ્રત્યય છે તે પછી क લાગે તે અનુચિત ગણાય, છતા तेणइ-एणइ જેવા રૂપ અપભ્રંશમા નોધ્યા છે ત્હેમનુ પાછુ

'જણિ-તિણિ-કિણિ' થયું છે. અને દાલ તેમ છતાં એ'ણે-હેણે-જે'ણે વ્યુત્પન્ન થયા છે

(૧૦) થોડો, હૈડુ, પાલણુ, પહેલો, વગેરે ओ-उકારાંત હોવાથી क લાગી ને રૂપ બન્યા છે, છતાં 'થોડિ હાલિ' (વિ. પ્ર. ૮૦-૧), 'માતા હૈઅડિ હર્ષ ન માઇ'' ( ,, ૬૫-૩ ), ''પાલણુડિ પુહાડિ જાઇ'' ( ,, ૬૫-૨ ), ''પહિલિ પુહરિ'' ( ,, ૩૭-૩ ), વગેરેમાં (अ)इ નો ड થયો છે.

આ ઉપરથી એમ જણાય છે કે જ્યહાં પ્રા. અપભ્રંશમાં क પ્રત્યય લાગતો ત્યહાં અપભ્રંશમા (अ)इ પ્રત્યય હતો, क વિનાના શબ્દમાં इ હતો પણ જૂની ગુજરાતીમાં એ નિયમ મથવાઇ રહ્યો નથી. પદ્યરચનાની અનુકૂળતા વાસ્તે अइ નો इ થયો છે, ને इ નો अइ પણ થયો છે. એટલે અપભ્રંશમાંથી આવેલા अइનો લાગેલો ए થયો, મધ્યે અવાન્તર રૂપે इ થયો નથીજ, એમ કહેવું સાહસ ભરેલું છે. क સ્વાર્થે લાગ્યો છે, એટલે અર્થ ફેર નથી, એમ કહી ઉપલી દલીલને ઉડાવી શકાય તેમ છે. પણ વસ્તુસ્થિતિ તે ગહન કરી શકે તેમ નથી. (૮) વળી પદ્ય ઉપરાંત ગદ્યમાં પણ इ નો अ થાય છે. તે ગામ ગયો હું મોસાળ જાઉં છુ. હામ બેઠી. હાથ આવ્યો.

આ ઉપરાંત્ ત્રીજીનો आ પ્રત્યય પણ જૂની ગુજરાતીમાં વપરાયો છે. આ आ हिं પ્રત્યય ઉપરથી इ નો अ થઈ ह માનો ह લોપ પડી જતાં આવ્યો છે. અથવા ड થઇ डનો લોપ થતાં આવેલો છે તે ઉપરાંત નइ-नि પ્રત્યય પણ ત્રીજીના અર્થમાં વપરાયો છે. આ नि પ્રત્યય સર્વનામના રૂપ एणइ, केणइ, વગેરેના णइ પરથી નામને લાગવા શરૂ થયો છે. બેવડા પ્રત્યયો પણ વપરાય છે.

ઉદા.

णे—(૧) ''રૂડુ ધૂણીઇ મસ્તક ને કોઇ ન વ ચઈ પુસ્તક.'' (પૃથ્વીચંદ્ર)

इ—(૨) "ભુજબલિ કરી વયરી વર્ગ ટાલઇ." ( ,, ,, )

ई—(૩) "પ્રતિહારિં ગજાનિ આવી વિનતી કરી" (સ. કા. ગુ ગ ક)

(૪) "મઇં નવિ ચાલઇં ધરનુ ભાર" (વિ. પ્ર.)

(૫) "તીણી વિદ્યાઇં આપણા ત્રિદડ આકાશમડલિં રાખઇં (સંદર્ભ. ૯૩–૨૧)

हि-हिं—(૬) યૌવનમદિહિં ઊદમ્પ તી દમ્પની થાઇ જુવાનિ (વિ પ્ર.)

(૭) "મત્રી ગઉ વિમાસણ કરઈ દૈવશક્તિ એ કિણિહિં ન મગઇ (વિ. પ્ર)

(ग) इ-ईं—(૮) "તીણઇં દેવઇં કહિઉં–પરમેશ્વર મગિ!" (સંદર્ભ ૯૬–૧૫)

(૯) "એ શ્લોક વાનરઇં સાભલ્યો" (પંચાખ્યાન વાર્તિ પૃ. ૩૧)

हं—(૧૦) "સુ ચીત્રકુ તેહતણા બાંધવહં ભિલ્લહં માગિઉ (સંદર્ભ. ૮–૧૯)

(૧૧) "સર્વદિસિ મિલિત સુભટહં વન માહિ ગજ જિન વેઢિઉ." ( ,, ,, ૪)

आं—(૧૨) "ધૂમકેતુ રાજા રત્નમઞ્જરી ગયિ ધાની" (પૃથ્વીચંદ્ર)

(૧૩) "મઈં સુખછાયાં તમ્હિ ઉલખ્યા' (પ્ર. ચિ. ૧૧૦)

(૧૪) "મઝ દીધી એ વિરીયાં." (વિ પ્ર. ૧૧૩)

(૧૫) "ઋષિજીઆં વરદાન જ આ'યું" (ભાલણ–નળાખ્યાન)

(૧૬) "સુણી સિહ કોપાં જળિ થયઉ" (ગુ ભા મા પુ ૨, પૃ ૧૦૯)

ए—(૧૭) 'ઉજ્જુઈ નગરિ કઉસીસે કરી મદાનગ પાખલિ પોઢઉ પ્રાકાર" (પૃથ્વીચદ્ર)

हे—(૧૮) ઇસઉ તેહે કીધઉ" (સદર્ભ ૭-૨) (સર્વનામના બહુવચનમા)

इं—(૧૯) "શ્રાવકિઈ દેવુ પૂજિઉ" (સદર્ભ ૧૭૭-૭) (અપ सावकेहिं ઉપરથી અથવા સગદોપથી)

नइ-नि—(૧૯) 'પછી રાજાનઈ તે જમાઇનઇ વસ્ત્ર પહેરાવીનઇ આપણઇ નગરિ મોકલ્યુ" (વૈ પ ૧૧૩)

(૨૦) ગજાનિ ગણિકા પૂછી" (વૈ પ ૧૭૬)

(૨૧) રાજાનઇ પ્રતિક્ષ નિંહુ (વૈ પ ૧૧૩)

આ છેલ્લો नइ-नि વિ સ. ૧૬૨૯મા વપરાયો છે તે પ્હેલા જોવામા નથી આવ્યો તે સર્વનામને લાગતા णइ ઉપરથી નામને લાગ્યો છે જેણઇ, તેણઇ, વગેરે તૃતીયાના રૂપ ગણાય. તે ઉપરથી णईं-नईं-नइ-नि સ્વતત્ર પ્રત્યય તરીકે ગણાઇ નામને પણ લાગવો શરૂ થયો હિન્દીમા વપરાતા ने પ્રત્યયનુ પણ આ નિરાકરણ હોઇ શકે

हिं ઉપરથી इ થઇ આ આવ્યો છે તેમ ઉપર જણાવ્યુ છે જોઇન્દુના અપ "શ્રાવકાચાર દોહક"મા गुणवंतहं सह सगु करि" (૧૪૧) પ્રયોગ થયો છે અહી सहने યોગે મૂળ તૃતીયામા गुणवंतहिं હોવુ જોઇયે એટલે જોઇન્દુના વખતમા हि નો इ રહ્યો છે નામ જ્યા આકારાત નર કે નારીજાતિના છે ત્યા इ પ્રત્યય ઉપરથી मालाइ–માલા, राजाइ–રાજા, વગેરે રૂપ થયા છે પછી આ સ્વતત્ર પ્રત્યય તરીકે સ્વીકારવા લાગ્યો હોવો જોઇયે किम् ઉપરથી સૂત્ર

(૮–૪–૩૬૭) પ્રમાણે काइ (શુ—શા માટે) થાય છે તેમ સૂત્ર (૮–૪–૩૫૩) પ્રમાણે नयनानिनुं नयणाइ થાય છે આ બન્ને काइ ઉપ- ી कां ને नयणाइ ઉપરથી 'નયણાં' થાય છે તેમ આ આવ્યો છે સાતમીના આ સબંધી પણ આ પ્રમાણેજ સમઝવાનુ છે (૧) ઇ–इ–अ (आ) (૨) आइ–आ

ચતુર્થી—ચોથીના અને છઠ્ઠીના પ્રત્યયો પ્રાકૃત તેમજ અપભ્રંશમા પ્રાય એક હતા છઠ્ઠીનાજ પ્રત્યયો ચોથીના અર્થમા વપરાતા ચોથીનો મુખ્ય પ્રત્યય હાલ 'ને' છે તે तणेणना રૂપ तणि (अ) नि नइ–नि–ને રૂપે આવ્યો છે અપભ્રંશમા તાદર્થ્યે કેટલાક અનુગ વપરાતા હતા હેમાચાર્ય સૂત્ર (૮–૪–૪૨૫)મા केहिं, तेहिं, रेसि, रेसिं, અને तणेण આપે છે આ પૈકીનો रेसि જૂની ગુજરાતીમા વપરાયો છે તે ઉપરાત रइ, रहइ, हूइ, ને हुइ પણ વપરાયા છે

केहि तेहिं રૂપ किम् ને तद् સર્વનામના ત્રીજીના બહુવચનના રૂપ છે हुइ મા इ સાતમીનો કે ત્રીજીનો પ્રત્યય છે, બાકીનુ हु છઠ્ઠીનો પ્રત્યય છે હેમાચાર્યે તે પ્રત્યય નોધ્યો નથી પણ તે વપરાયાની ખાત્રી છે स्य–स्स–ह+उ=हु અપભ્રંશમા લાગતો उ લાગી हु થયેલો છે જુઓ—"कहु घरु कहु परियणु कहु वयउ म तुहु करि असगाहिं धधउ" (ભવિ ૬–૨) रइ–हूइ–रहइ આ પ્રત્યયો સબંધી મુ નરસિહરાવભાઇએ (પુ ૨, પૃ ૧૨૧–૮) લંબાણથી ચર્ચા કરી છે તેમા મુખ્ય બે મુદ્દા સબધી ચર્ચા છે (૧) વ્યુત્પત્તિ (૨) પ્રથમ ઉપયોગ ચોથીના અર્થમા કે છઠ્ઠીના વ્યુત્પત્તિની બાબત મા છેવટે નિર્ણય કરતા अर्थके–अरयइ–अरहइ–रहइ એમ अर्थ શબ્દ ઉપરથી વ્યુત્પત્તિ જણાવે છે (૨) ઉપયોગની બાબતમા ચોથીનો મુખ્ય ઉપયોગ પ્રથમ એમ જણાવે છે

આ रहइ પ્રત્યયની વ્યુત્પત્તિ સંબંધી મ્હારો નમ્ર અભિપ્રાય અહીં દર્શાવું છું. પૃ. ૧૪૦ ઉપર રહેંનો નિર્દેશ થયો છે. તે અભિપ્રાય કદાચ નવીનજ લાગશે. रहइ રૂપ अर्थके ઉપરથી આવ્યું હોય તો रहइ જૂનું રૂપ મનાય. પણ रहिने હું જૂનું રૂપ માનું છું. બીજી વિભક્તિ નીચે જે જે ઉદાહરણ આપ્યાં છે. 'મઝરહઇ', 'તેહરહઇ', 'એહરહઇ' તે જોતાં रहनी વ્યુત્પત્તિ तणेणना णइ ઉપરથી ण નો र થઇ આવેલી સંભવે છે. तण પૂર્વનું નામ છઠ્ઠીના ह સાથે વપરાતું. એ ह અને र નો સંયોગ થતાં र्हइ પ્રત્યય થયો; પછી हू છૂટો પડી વ્યત્યયથી रहइ રૂપ તૈયાર થયું. આમ रहइ આખરનું રૂપ છે, અને तणना णइ ઉપરથી આવતું હોવાથી णइ જેમ ત્રણે વિભક્તિમાં વપરાય છે, તેમ रहइ પણ ત્રણે વિભક્તિમાં વપરાતું. अर्थ શબ્દ મુખ્ય ચોથીમાં સંસ્કૃતમાં વપરાતોઃ द्विजार्थे પછી બીજી ને છઠ્ઠીના અર્થમાં ક્યારે વપરાતો થયો, અને પ્રથમ છઠ્ઠીનો કે બીજીના અર્થમાં તે ક્રમ મળી શકે તેમ નથી

હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે ण નો र અપભ્રંશકાળમાં કે પછી થાય છે કે કેમ. હું ધારું છું કે ण અને र ને ઉચ્ચારમાં ઘણો ગાઢો સંબંધ છે. र નો ण થાય તેમ ण નો र પણ થાય, અને આમ કરીને ह પછી આવતો ण ઉચ્ચારસૌકર્ય વાસ્તે र થાય.

१. સિ હે. સૂત્ર (૮–૧–૨૫૩)માં "करवीरे णः" 'કરવીર' શબ્દમાં પ્રથમ र–નો ण થઈ બનેલો कणवीरो શબ્દ આપ્યો છે. અહીં र નો ण થયો છે.

२. स्थान–શબ્દ ઉપરથી ठाहण–ठाहर થાય છે. આ શબ્દ જોઇન્દુ કવિએ પોતાના અપ. કાવ્ય "શ્રાવકાચાર દોહક" (૧૩૨) માં વાપર્યો છે. "अहवा तिमिरु ण ठाहरइ सूरहु गयणि ठिएण." (૧૩૨)

૩. 'ગાથાસપ્તશતી' (૩–૫૦)માં "अह जम्पइ लज्जिणो होइ."

છાપેલું છે. પણ ग પ્રતમાં 'लज्जिरो' પાઠ છે. તે પણ સૂચવે છે કે ण નો र થયો છે.

૪. સં. पुनः, પાલી પન-પના, પ્રા. पुण, અપ. पर, पुणु, ગુ. પણ. હેમાચાર્ય સૂત્ર (૮-૪-૪૧૮)માં "परमः परः" पर નો पर थतो જણાવે છે, પણ पर, परतु વાક્યની શરૂઆતમાં વપરાય છે, જ્યારે पुनः વચ્ચે વપરાય છે. એટલે पुण ઉપરથી ण નો र થઇ पर શબ્દ આવ્યો છે, એમ હું માનું છું. "महु करिएव्वउ किंपि णवि मरिएव्वउ पर देज्जइ" (૮-૪-૪૩૮) "देन्नहो हउ पर उव्वरिअ जुज्झन्तहो करवालु" (૮-૪-૩૭૯) અહીં पुनः શબ્દજ બંધ બેસતો છે.

૫. ગુજરાતીમાં ण નો र થાય છે તે ગુજરાતીના ઉત્સર્ગમાં જણાવ્યું છે.

૬. "કુણહિરઉ ઉપાય પાડિઉ." (સંદર્ભ. ૬૩-૭) (કુણહિણઉ-કુણહિરઉ-तण ઉપરથી)

૭. "કુણહઇનઉ મંત્ર આલોચ મર્મ પ્રકાસિઉ." (સંદર્ભ. ૬૩-૬) આ પ્રમાણે तनकः ઉપરથી तणउ-णउ (૧) रउ (૨) नउ આવેલા છે.

આ णइ ઉપરથી रइ થયા છે, એમ સ્વીકારી શકાય તેમ ન હોય તો અપ. माहइ-ताहरइ જેવા શબ્દોમાં रइ પ્રત્યયનો છે, એમ મનાતાં જેહરઇ, તેહરઇ, વગેરે શબ્દોમાં પણ સામ્યને લીધે र આવ્યો હોય; જો કે આ શબ્દોમાં પણ रइ णइ ઉપરથી આવ્યો છે. પ્રા. अम्हाण-तुम्हाण ઉપરથી અપ. अम्हार, तुम्हार શબ્દો ण નો र થઇ આવ્યા છે. જુઓ:—

(૧) "માહુરઇ કીધઇ એહુરઇ ઇસી અવસ્થા આવી." (સંદર્ભ. ૧૬૬-૮)

રહિ જૂનો પ્રત્યય છે મૂળ તેમાં તાદર્થ્યનો અર્થ હતો (૧) 'કીજઇ શ્રાનકશ્રાવિકારહિ વર પોષધશાન' (ષપ્તક્ષેત્રિ ૧૦૮ મ ૧૩૨૭) (૨) કનઇ કરમુ પરભનહતણઉં જઇ ગિદ્ધિરહિ છઉ હીઝઇ ઘણઉ " (માતૃકાચઉપઇ ૪૮) પછી (૩) 'તેનહિ તિહુયણિ કોઇ ન સનાથુ " (માતૃકા ૧૬) (૪) 'રીસ કરતા જીવરહિ અચ્છઇ અવગુણ તિન્નિ' (દૂહામાતૃકા ૧૪)

ઉદા

રસિ—(૧) 'ચંદનભરી કચોલી ચોલી મણ્ડન રેસિ " (વ વિ)

(૨) 'કિત્તિખણુ કિ અવરેસિ માગઇ આખંડલુ " (સમરા રાસુ દ્વિતીયભાષા, ૭)

રહિં—(૩) 'તે કન્યા જાઇ ભણિવા ગુણિવા યોગ્ય હુઇ તુ પંડિતરહિં આપી " (પૃથ્વીચંદ્ર)

(૪) 'નીઠ તે નાસી પાછા વલ્યા, મોહરાયરહિં આવી મિલ્યા " (પૃથ્વીચંદ્ર)

રહઇ—(૫) પ્રતિહારપાહિં કન્યારહઇ તેડઉ દિનરાવિઉ " (પૃથ્વીચંદ્ર)

(૬) 'જેહરહઇં દીજઇ મોતીતણા ત્રાટ " ( ,, ,, )

નઇ-નિ-ને—(૭) 'ફરસરામ પહેલા—અવતાર તપને ગયા છાડી સંસાર " (પ્ર ચિ )

(૮) પ્રથમ માહરે આશ્રમિ આતિથ્યને આવો " (સ કા ગુ ગ ક )

(૯) 'પછી કાદંબરી વધામણીનિ મહાશ્વેતા પાસિ ગઇ' ( ,, ,, )

(૧૦) 'વયરીનઇ દેસવટા દીધા " (પૃથ્વીચંદ્ર)

हुइं—(૧૧) "કુણહુઇં ઘોડઉ, કુણહુઇ હાથિઉ, કુણહુઇં આભરણ, કુણહુઇં પટકૂલ । ઇણિ પરિ ભક્તિ કીધી" (પૃથ્વીચંદ્ર)
हिं—(૧૨) "બોલાવિઉ મુહિ સુલલિત ભાખ, ચૂણીહિં (ચણ માટે) દીધી માડર દ્રાખ" (વિદ્યાવિ.)

ઉદાહરણ ૭-૯ સુધીમા ને પ્રત્યય તાદર્થ્યે વપરાયો છે. 'તપને'=તપ કરવા, આતિથ્યને=આતિથ્ય સ્વીકારવા, વધામણીનિ= વધામણી ખાવા આ જાતના અર્થમા સસ્કૃતમા ચતુર્થી વપરાતી वनाय मुमोच=वन गन्तु मुमोच । फलाय गतः=फलमानेतु गत । પર તુ ચોથીનો અર્થ વિશેષ સ્પષ્ટ કરવા હાલ 'કાજે, માટે, વાસ્તે' વપરાય છે કાજે=कायण-कज्जें-કાજે, માટે=निमित्तेन-निमित्तें-मट्टइ-માટઇ-માટિ-માટે, 'વાસ્તે' ફારસી શબ્દ છે

ઉદા

કાજિ—(૧) "ગુણમકાજિ.,' (સપ્તક્ષેત્રિરાસુ)
(૨) "ઇત્તા જિપ્પી પટ્ટણ મહિ, આવિઉ કુમદ વાદનિ કજ્જિ." (વિ. પ્ર. ૮૯)

માટિ—(૩) "ભય મટ્ટઇ ભડ મોકલ્યા." (વિ પ્ર ૪૮)
(૪) "કુહિયા કડેવર માટ" (સપ્તક્ષેત્રિરાસુ)

તા.—ક નइ-નિ અને रहइ-रहिનો વિકાસ સમકાલીન છે પ્રયોગ લેખકની પસદગી ઉપર કશક અશે અવલબે છે 'માતૃકાચઉપઇ' માથી નીચેના પ્રથમ બે ઉદાહરણ અર્થ પણ બન્ને પ્રત્યયોનો એકજ છે, એમ બતાવે છે

(૧) 'તેરહિ તિહુયણિ કોઇ ન સનાથુ" (૧૬)
(૨) "હતી રિદ્ધિ તીહનઇ ઘણી" (૩૨)
(૩) "જેહનઇ શકતુ ન હુયઇ સ અશકતા" (સદર્ભ ૫૦-૨૫ સ ૧૪૧૧)

તેમજ 'આપવુ-દેવુ' એ અર્થના ધાતુ સાથે સપ્રદાનાર્થે બન્ને

પ્રત્યયો માત્ર ૧૮ માના આતનના નીચેના પ્રયોગમાં મળે છે—

(૧) 'જેહરહઇ તાન દીજઇ (મુગ્ધાવબોધ મ ૧૪૫૦)

(૨) "વયરીનઇ દેસવટા દીધા' (પૃથ્વીચંદ્રચરિત્ર મ .૧૪૭૮)

(૩) માગણહારનઇ પગિ પગિ દીજઇ સામણ" ( , , )

(૪) 'તહના બાપનઇ માલિક આપિઓ" (ઉપદેશમાલા બાલાવ બોધ મ ૧૪૮૫)

આ બન્ને પ્રત્યયો બીજી–ચોથીના અને છઠ્ઠીના તાદર્થ્યે વપરાતા અપભ્રંશના તણેણ ઉપરથી આવ્યા છે ह रहित रइ–रि પ્રત્યય પણ આ વિભક્તિનો તેજ તણેણ ઉપરથી આવ્યો છે

'એહ દિઇ ઉપાલભ રે વાનમ્ભરિ મનિનાસ" (વસંત વિ ૭૦)

'વાલભ રહઇ સુવિચાર" (ગુ ભા મા પુ ૨, પૃ ૧૨૨)

છતાં જ્યાં रइ–रि પ્રત્યય પશ્ચાત વિશેષણને અંતે હોય છે ત્યાં તો તે, તેવીજ જાતના नइ–नि માફક तणें–तणइ–णइ–रइ–रि ક इ–नि વિકાસે આવ્યો છે

(૧) 'તે ભારિ વેચીનઇ સુતારરઇ ઘરે આવ્યો" (ગુ ભા મા પુ ૨, પૃ ૧૩૬)

(૨) "ચઉથઉ ભાગ ધર્મનઈ લાગે" (સપ્તક્ષેત્રિ ૮)

**પંચમી**—પાંચમી વિભક્તિના જૂની ગુજરાતીમાં વપરાતા ...તા तउ, तु इतु हूतु थकि पाइ, पइ पें थी, थो, थकी, ... વગેરે છે तउ–तु પ્રત્યયો સં तस પ્રત્યય ઉપરથી આવ્યા છે ( ... वृक्षत ) इतु પ્રત્યય પ્રાકૃત કાળમાં વપરાતા સાતમી ... પ્રત્યયમાં तरा ભળી બનેલા પ્રાકૃત हिंतो નો વિકાસ છે ... માં અનુસ્વાર પ્રમાદ–લઘુપ્રયત્ન છે, તેથી અનુસ્વાર રહિત ह ... ડી इतु આવેલો લાગે છે सुंतो પ્રાકૃતપ્રત્યય પણ सु+तस નો બનેલો ... નિજ નગરહિતુ ગઉ ચડિ દેવકુલિ આવિઉ." (મદન

૩૩–૧) "તથા પગેપકારઇતઉ લોકવિરુદ્ધ ત્યાગઈતઉ પુણિ ધર્મુ હુયઇ." (મદર્શ. ૧–૫) આ બે ઉદાહરણ જોતાં હિંતો–હિંતુ–ઇતુ–ઇતઉ એમ વિકાસક્રમે આ પ્રત્યય આવેલો લાગે છે ઇતુ પ્રત્યય સં. भवन्तकः જેવા વર્ત. કૃદંત ઉપરથી (भू ધાતુના) અપભ્રંશમાં વપરાતા होन्तउ–हुतउ ઉપરથી આવ્યો છે. पाहिं–पाइ–पइ–पें, વગેરે पार्श्वे ઉપરથી पस्से–पासि–पाहिं–पाइ–पइ–पें થઇ આવેલા છે.

थी–थो. (અવિકારી ને વિકારી) બન્ને પ્રત્યયો સં. स्थितः ઉપરથી અપ. थिउनो અંત્ય उ ઊડતાં પૂર્વ સ્વર દીર્ઘ થઇ थी અને घउ થઇ थो આવેલા છે. તે જોવા થોડાક અપભ્રંશ ઉદાહરણ જોવાની જરૂર છે.

(૧) 'णयगीतवंग थिउ हरिसजुत्तु णारीयणु पेक्खइ एयचित्तु."
(જગહર. ૧–૨૭–૧)

(૨) 'हत्थेहलि हुवउ वइरिविंदु पिक्खइ तवगि थिउ नरवरिंदु "
ભવિ. ૧૫–૬–૬)

---

મ્રુ. નરસિંહરાવભાઈ અવિકારી थी પ્રત્યયને સંબંધક ભૂતકૃદંત थई ઉપરથી, અને વિકારી थो–थी–थु ને स्थितक ઉપરથી વ્યુત્પન્ન કરે છે. (ગુ ભા. આ પુ. ૨, પૃ. ૧૬૦–૧૬૧)

આની વિરુદ્ધ સ્ફુટ દલીલ કરું તો (૧) 'ખાઇ–ખઇ' નો 'ખી' ન થયો, 'જાઈ–જઇ' નો 'જી' ન થયો તો 'થાઈ–થઇ' નો 'થી' કેમ થયો ? (૨) સં. ૧૪૮૫ના લખાણમાં थी મળે છે. એટલે તે પૂર્વે પણ વિકાસમાં આવ્યો હોવો જોઇએ. છતાં "નંદનો નંદ આનંદ થઇ અવતર્યો" એ નરસિંહ મ્હેતાના ઉદાહરણમાં 'થઇ' શાથી ? અર્થ પાંચમીના પ્રત્યયનો જ છે ? (૩) જો 'થઇ' ઉપરથી થી આવ્યો હોય તો નીચેનાં વાક્યોમાં અર્થભેદ છે ?

(૧) તે મુંબાઇથી આવ્યો. તે મુંબાઇ થઇ આવ્યો.
(૨) તે ઉતારેથી આવ્યો. તે ઉતારે થઈ આવ્યો

(૩) त वयणु सुणेवि तवगि थियम भविसाणुम्अ मणि पज्जलिय " ભવિ ૮-૧૫-૯)

આમ નરજાતિના થિઉ ને નારીજાતિના થિય માની અત્ય શ્રુતિ ઊડી પૂર્વ સ્વર દીર્ઘ થઇ થી અવિકારી પ્રત્યય ત્રણે જાતિ માટે આવ્યો છે જૂની ગુજરાતીમા હેનો થી રૂપે પ્રયોગ સ ૧૪૮૫ સુધીમા થયો છે

**થકી-થકો**—(અવિકારી ને વિકારી) સસ્કૃતમા स्था ધાતુનો तिष्ठ આદેશ થાય છે स्था ઉપરથી तिष्ठ બને તે સભવિત લાગતુ નથી માટે હુંને हुं क्तान्त ધાતુ માનવા લલચાઉ છુ स्थाના કર્મણિ ભૂતકૃદત स्थित ઉપરથી વ્યત્યયથી तिष्ट बन्यो છે તેજ स्थित ઉપ રથી પ્રાકૃતમા વ્યત્યય સિવાય थित्त-थिक्क-थक्क ધાતુ બન્યો આ थक्क ઉપરથી પાછુ કર્મણિ ભૂતકૃદત थक्किउ અપભ્રશમા બને તે ઉપરથી **થકી** ને **થકો** બન્ને વ્યુત્પન્ન થયા જૂનો थिक्क ધાતુ બોલીમા ચાલૂ રહી હેણે **થિકી-થિકો** રૂપને જન્મ આપ્યો છે

ઉદા.

*થી-(૧) "માહિ થીઉ અતેઉરહ સો મીવ જ પાલઇ" (જબૂ

*અપભ્રશ ને ગુજરાતીના ઉદાહરણમાં જોઈ શકાશે કે જેની સાથે થી, થીઉ જોયા છે તે શબ્દ સપ્તમીમા છે પાછળથી એ અધિકરણનો અર્થ લુપ્ત થઈ માત્ર અપાદાનના જ અર્થમા થી વપરાતો થયો

ઘેરથી નીકળ્યો (गृहे स्थित (सन्) निष्क्रान्त )

ઘેરથી આઘો ગયો (गृहे स्थित (सन) अग्रे गत )

ઘરથી છેટો ઊભો છે (આમા સાતમીનો અર્થ નથી)

ઘરથી ખેતર સુધી, માથાથી પગ લગી, હાથથી નખ વેગળા તે વેગળા, ચારથી પાચ સુધી, વગેરે કેવળ અપાદાનના પ્રયોગો પાછળથી આવ્યા છે

આમિ. ૧૪) (સં. ૧૨૬૬)

(૨) તિહાથી ચ્યવી વજ્રનાભ ગુરુનો જીવ શ્રી આદિનાથ હૂઆ." (સંદર્ભ. ૭૫–૧૯, સ. ૧૪૮૫)

(૩) "બાહરિથી ભિક્ષા લિઉ નહીતરિ નહી" (સંદર્ભ. ૮૦–૨; „ )

(૪) "એ વિદ્યા તુમ્હથી કેતીય વાગઇ અવગી થાઈ ?" („ ૮૬–૨૩; „ )

(૫) "તિહાથી ચવી વસતપુરિ દિલીપરાયના પાચઇમઈ બેટા હૂઆ" ( „ ૮૮–૪; „ )

(૬) "કુમર માહગ હાથથી પડિઓ" ( „ ૯૭–૧૪; „ )

हुतु–(૧) "કારણહૂંતુ તેહ તપ કરઇ." (ઉપાહરણ)

(૨) "તઉ મકરકેતુ બધહુંતઉ છોડિઉ." (પૃથ્વીચંદ્ર)

तउ–(૩) 'આકાશતઉ નક્ષત્રગશિ ગલઈ." ( „ „ )

(૪) "તીણઇ સ્ત્રીઈ કિમિઉ કીજઇ જેહતુ નિતુ સતાપ" ( „ „ )

हृतउ–(૫) "તુમ્હારી માતા દૈવજોગહંતઉ પરલોકિ ગઇ." (સંદર્ભ. ૨–૧૧)

(૬) "હારદર્શનહંતઉ તેહરહઈ જાતિસ્મરણ ઊપનઉં." ( „ ૩–૧૫ )

पाहिं-(૭) "આપણા પુરુષપાઇં સદૈવ છત્ર ધરાવઈ." (સં. ૮૨–૧૦)

(૮) 'સોમદેવિ પ્રતિહારપાહિ કન્યારહઇ તેડઉ દિવરાવિઉ." (પૃથ્વીચંદ્ર)

(૯) "એક એક પાહિ મપરાણા." (કા. પ્ર. ૧–૧૮૨)

थउ-(૧૦) "અંતાપિઉ ઘરિ થઉ નીમરઈ." (વિ. પ્ર. ૨૬૮)

(૧૧) "પૂઠિઇથુ તેડિઉ પરવાર." (વિ. પ્ર ૪૧)

(૧૨) "એક અનાથ વનથુ ઊગરઇ, એક રાખંતાં ઘરથુ મરઈ."
હરિવિ. ૧૩૬)

थिकउ-(૧૩) તેહની ધાયતી આકાશિથિકી તેહ સરસી ચાલઇ."
(સંદર્ભ- ૫૪-૭)

(૧૪) ચિત્રકોટિથિકૂં કરિઉં પિયાણૂં" (સીતાહરણ)

थकउ-(૧૫) "મોતીપ્રવાલા આગરથકાં લીજઇ." (પૃથ્વીચંદ્ર)

(૧૬) "નીડ થકુ તવ પડ્યુ નીસરી." (કાદં.)

તા ક. ઉદાહરણ ૮ માં 'પાહિ', "દ્વારા-માર્ફત્તે"ના અર્થમાં વપરાયો છે.

ષષ્ઠી-આ વિભક્તિના પ્રત્યયો જૂની ગુજરાતીમાં ઘણા છેઃ (૧) र, (૨) ल, (૩) नउ, (૪) स, (૫) ह, (૬) चो, (૭) जो, (૮) क, (૯) कह, (૧૦) हिं.

र પ્રત્યય तणउ-णउ-रउ-રો ઉપરથી આવ્યો છે. જ્યહાં જાતિવાચક પ્રત્યય નથી લાગતો ત્યહાં र कर ઉપરથી कનો લોપ થઇ આવ્યો છે. આમાં મારવાડી ભાષાની અસર છે.

ल પ્રત્યય र નો ल કે तण ના ण નો ल થઈ આવેલો જણાય છે.

नउ-नो-नी પ્રત્યયો કાળવાચક ક્રિયાવિશેષણને વિશેષણ બનાવવા સંસ્કૃતમાં લાગતા तन પ્રત્યય ઉપરથી સ્વાર્થે क લાગી આવ્યા છે. अद्यतन, सनातन, ह्यस्तन, વગેરે વિશેષણોમાં તે વપરાતો. અપભ્રંશમાં तण ને केर સંબંધાર્થે વપરાતા. તે ઉપરથી तनो લોપ થઈ णउ-नउ-नो-नी, વગેરે આવ્યા છે. स-ह પ્રત્યયો સં. स्य ઉપરથી स्स-स-ह રૂપે આવ્યા છે.

चो–ची પ્રત્યયો સંસ્કૃતમાં સ્થળવાચક ક્રિયાવિશેષણને લાગતા त्य ઉપરથી સ્વાર્થિક क લાગી આવ્યા છે अत्रत्य, तत्रत्य, पौरस्त्य, पाश्चात्य, વગેરેમાં લાગતા त्य ના त्यक्कमांथी આવ્યા છે. હેમાચાર્ય સૂત્ર (૮–૪–૧૪૯)માં युष्मदीय વાસ્તે तुम्हेच्चय ને अस्मदीय વાસ્તે अम्हेच्चयं આપે છે. આ च्चय પ્રત્યયનો પ્રયોગ પ્રાકૃતમાં બહુ થયેલો જણાતો નથી. "વસુદેવહિંડી"માં "सव्वो तुज्झच्चएण वहभवाएण ण देइ मे दारयस्स जीविउ." (પૃ. ૧૦૭) ત્હેનો પ્રયોગ થયો છે. આ પ્રત્યય મરાઠીમાં વપરાય છે. એટલે તે મરાઠી ઉપરથી આવ્યો લાગે છે. વિક્રમના પંદરમા સૈકા પછી ત્હેનો પ્રયોગ ગુજરાતીમાં શરૂ થયો છે, અને શામળના વખત સુધી ચાલુ રહેલો જણાય છે આ પ્રત્યય મરાઠીમાં "જ્ઞાનેશ્વરી"માં શાકે ૧૨૧૨માં વપરાયો છે. એટલે ત્હેને મરાઠીની અસર માનવી યોગ્ય લાગે છે. અપભ્રંશમાં તે પ્રત્યય વપરાયેલો જોવામાં આવ્યો નથી, છતાં તે જડી આવે તો ત્હેને માટે ગુજરાતી ભાષાને મરાઠીની અસરમાંથી મુક્ત કરી શકાય.

जो—આ પ્રત્યયનો પ્રયોગ ઘણોજ થોડો છે, અને તે चो ઉપરથી આવ્યો લાગે છે.

क—પ્રત્યય સં. कृत ઉપરથી-किय-कअમાંથી આવ્યો છે ત્હેનો પ્રયોગ પ્રાકૃત-અપભ્રંશમાં મળી આવે છે.

પ્રાકૃત—'देवाणुप्पिया ! गेण्ह देवकियं सेस ति." (વસુ. ૪૧–૨૭)

અપભ્રંશ—"जा वप्पीकी भुइडी चम्पिज्जइ अवरेण." (સિ. હે. ૮–૪–૩૯૫)

જૂ ગુ.—"ढुंढुढि વાજી દેવકીય ચાલીય તિહિં સુરવર." (જંબૂસામિ ચરિય–૭)

कह—कस्य–करस–कस–कह રૂપે આવ્યો છે.

हि—આ પ્રત્યય અપભ્રંશનો છે. (ઇ–ઉકારાંત નરજાતિના નામનો)

આ ઉપગત केर ने तण અનુગ તરીકે જૂની ગુજરાતીમા અપભ્રશની જેમ વપરાતા केर પ્રત્યય काय ઉપરથી केर થઇ પ્રાકૃત કાળમાજ વ્યુત્પન્ન થયો છે, તે પૂર્વે બતાવ્યુ છે तण પ્રત્યય જે નામ સાથે સ બધ રાખે છે ત્હેની પૂર્વે પણ ઘણી વખત વપરાયેલે જડી આવે છે केर પણ તેવી રીતે વપરાયેલો જડે છે

ઉદા

र—(૧) "મદનદહન છઈ એહરી ખ્યાતિ" (પ્ર ચિ)

(૨) "કામિનીરિ મુખગ ફૂપિ શીન્ના બકુલ વિકાસિ" (કાદ)

* "હગણુ અંરૂરાં યમણા ભ્રાઇ" (વિ પ્ર ૨–૨૫)

ल—(૩) "ચાંપુલા તરુઅરની કની નિકલી સોવનમાલ" (વ વિ)

(૪) "વીણ ધરઇ કરિ દાહિણ, વાહણ હુ સલુ ભ્રમ" ( „ , )

नउ—(૫) "જેહ પમાઇ કીધા રાજ, તેહણૂં તે વિણમાડ્યુ કાજ" (કા પ્ર)

(૬) "નહી પુરુષ તૂ કેહનઇ પાડિ!" (સીતાહરણ)

स—(૭) "હડ કીધુ સુરતાણુસ્યુ તાસ કયા સ બધ" (કા પ્ર)

(૮) "તસ ઘરણી ઘરિ રાખી રાઇ" ( , „ )

ह—(૯) "કાન્હ તણઇ સપત્તિ ઇસી, જિસી ઇન્દ્રહ ઘરિ રિદ્ધિ" (કા પ્ર)

---

* ઉદાહરણ ૨–૩ વચ્ચે "અરૂરાં"ને દિ ગ ધ્રુવ સાહેબ અધ્વન્તર (રસ્તાનુ) એમ કાદ બરીના ટિપ્પણમા છ્રીનુ માને છે પણ વાસ્તિવિક રીતે તે अपूर्व (હગાયુ) એ અર્થમા છે લક્ષણા વ્યાપારથી "અરૂરાં" નો અર્થ 'હન્નુ' થાય જુઓ 'અરૂરાં પહિલઇ પુરુકિ, જગલિ જિમણા ભ્રાઇ" સુદયવત્સ ચઉપાઈ ૪૧૦)

**સપ્તમી**—આ વિભક્તિના પ્રત્યયો તરીકે જૂની ગુજરાતીમાં इ, इ, (ઞ)ઇ ण, हिं ઉપરાંત અનુગ તરીકે माहि ને मझारि વપરાયેલા માલૂમ પડે છે આ બધા પ્રત્યયો હેમ શાસનના વખત સુધી પ્રચારમાં હોવાનું જણાય છે હેમાચાર્ય સૂત્ર ( ૮-૪-૩૩૪ )માં इ ને ए બે પ્રત્યય સાતમીના આપે છે तलि-तले આ ઉપરાંત हि ને हिं પ્રત્યયો इकारान्त નામ માટે વપરાતા 'कलिहि धम्मु' (૮-૪-૩૪૧) 'दुहु दिसिहि (૮-૪-૩૪૦) આ પ્રત્યયો સ્મિન્-સ્હિ-હિં-હિ રૂપે મૂળે અનુસ્વાર યથ આ થા છે સર્વનામના પ્રત્યયો નામને પણ પાછી ભાષાના કાળમાં લાગવા શરૂ થયા હતા ? ઊંડી इ-इ પ્રત્યયો જૂની ગુજરાતીમાં આવ્યા છે અપભ્રંશમાં અસ इ મૃદુ બોલાતો જુઓ સિ હે સૂત્ર ૮-૪-૪૧૧માં "पदा त उ-हु-हिं-हकाराणाम्" (लाघव) શબ્દ ઉપરના ૪૧૦ સૂત્રમાંથી સમજી લેવાનો છે આ પ્રમાણે આ उ हु हिं, इ પ્રત્યયો લઘુ-મૃદુ ઉચ્ચારાતા સામાન્ય રીતે इ મોળો પડે છે

माहि-मध्ये-मज्झे-माझि-माहिं-माह-મા રૂપે અર્વાચીન ગુજરાતીમાં આવ્યો છે माहि-माहिं જૂની ગુજરાતીનુ રૂપ છે

मझारि-मध्यद्वारे-मज्झआरि मज्झारि-मझारि રૂપે આવી પછી મઝાર-મુઝાર, મોઝાર શબ્દ થયા છે ગાથા સપ્તશતી (૧-૩) "कोडिअ मज्झआरम्मि" कोटया मध्ये અર્થમાં વપરાયો છે તેમજ 'પ્રાકૃતકથા સંગ્રહ"માં પૃ ૮૦ ઉપર 'मज्झयारमि' વપરાયો છે

ઉદા

इ—(૧) 'વિમન ગયુ ઘરિ આપણિ" ( વિ પ્ર )

(૨) 'જઇ છઉ નીચકુલિ અવતરઈ તુ કિમિઉ પુણ્ય કરઇ?"
( પૃથ્વીચંદ્ર )

इं—(૩) 'સમસ્ત લક્ષ્મી સસ્નેહીં વેચઈ" (મદર્શ ૨૧-૭)

(૪) "તે ભાર્યિ ઉત્તિ મ્હીવઇ" (મદર્શ ૧૦૬-૨૫)

(ञ)इ-(૫) "ભૂમિ-માધવ નડી દીજઈ" (મદર્શ ૩૯-૧૮)

(૬) "અનેરઇ થાનકિ જા." ( „ ૩૯-૧૫)

हिं-(૭) "તિલિહિં જિ સરોવરિ ગયઉ." ( „ ૩૨-૨૪)

(૮) "રાતિહિં યક્ષ-દીપ તણુઇ પ્રદ્યોતિ શ્રુત પાઠઉ કરતઉ" ( „ ૨૦-૩)

(૯) "એ જીવ સઘલા બાજિ ચીધું રણહિં જીપું રામ." (સીતાહરણ પૃ. ૪૮)

(૧૦) "કાઠિ જ્વલણુ જિમ, ધરણીહિં ત્રેહ, કુસુમિહિં પરિમલુ ગોરસિ નેહ,
તિલિહિં તેલ્લ જિમ, તાઢકિ નીરિ, તિમ તે નિવસઇ જગત શરીરિ." (પ્ર. ચિ.)

माहि-(૧૧) "પંચવટી માંહિ પુરુષ બિ આવ્યા." (સીતાહરણ)

(૧૨) "એહ વિશ્વમાહિ એક માછી તણું કુલ..." (પૃથ્વીચંદ્ર)

मझारि-(૧૩) "એક વાર કૃતયુગ મઝારિ સંપત્તિ સુરલોક મઝારિ" (વિ. પ્ર.)

(૧૪) "મૂકી છિ તેહ મહીહ મઝારિ." (કાદં. ૭૭-૨૪)

आं-(૧૫) "આંસુઇ નયણ નિશાં ભરઇ, સાંભરઇ જિમ નાથ." ચ. વિ.)

(૧૬) "ખડખડિયાં તિહાં માંગિ." (ઉષાહરણ)

'નિશાં'માં રહેલા आंનું નિરાકરણ ૧૩મા પ્રકરણના અંતમાં કરવામાં આવશે. 'तहां-(તિહાં)' રૂપને હેમાચાર્ય પાંચમીનું ગણે છે, તે વ્યુત્પત્તિની દૃષ્ટિએ વ્યાજબી છે, પણ અર્થની દૃષ્ટિએ રહેમાં સાતમીનો અર્થ છે. तस्मात् પ્રા. तम्हा અપ. तहा જૂ. ગુ. तिहां. "जहां होन्तउ तहां होन्तउ." (૮-૪-૩૫૫) "नयरहो होन्तउ आणिउं" (ભવિ. ૯-૧૬-૨) અહીં नयरहो પાંચમીનું રૂપ છે.

તા. ૬.

બેવડા વિ પ્રત્યયો:—

(૧) 'જીતમાંહિનુ આતસ લેઇ.' (ગુ. ભા. ગા. પુ. ૨; પૃ. ૫૦)

(૨) "તિહાંનુ કાદાર રીલાઈ." ( „ „ સં. ૧૫૦૦)

(૩) "લાડુઆ માંહે થકુ" ( „ „ ૧૦૫ સં. ૧૬૭૯)

(૪) "શ્રીઇજિના જંદમાહિં યિકી ગ્રહઇ." (સંસ્કર્ષ, ૧૬૮–૧૧, સં. ૧૫૦૦)

**'तण-केर-हुंतउ' પ્રત્યય તરીકે**

આ પ્રત્યયો અપભ્રંશમાં વપરાતા હતા. केर પ્રત્યય તો केरअ રૂપે પ્રાકૃતમાં પણ વપરાતો. પરંતુ પ્રથમ એ પ્રત્યયો સૂત્ર ૮–૪–૪૨૨ પ્રમાણે મવધિનૂના અર્થમા વપરાતા હોવાથી પૂર્વના નામ-સર્વનામને છઠ્ઠીનો પ્રત્યય લગાડવો પડતો.

(૧) तण.—(પ્રત્યય તરીકે)

(૧) "कहो तणिय पुहवि कहो तणउ रज्जु" (જમ્હર ૨–૧૩–૨૧)

(૨) "महु तणियहिं दिट्ठिहिं आवडिउ" ( „ ૨–૨૦–૨૦)

(૩) "सुमरेप्पिणु गामिहितणउ णेहु." ( „ ૨–૨૬–૯)

(૪) 'लइ ण महइ धम्महो तणउ णामु.' ( „ નોંધ નથી કરાઇ.)

આ પ્રમાણે तण પૂર્વના નામ-સર્વનામને हो, हु, हि. વગેરે છઠ્ઠીના પ્રત્યય માગતા. જૂની ગુજરાતીમાં જ્યારથી છઠ્ઠીના પ્રત્યય સિવાય तण વપરાતો થયો ત્યારથી ત્હેને પ્રત્યય તરીકે ગણી શકાય, છતાં અપભ્રંશ तणના સ્વરૂપમાં ફેરફાર થયેલો ન હોવાથી તે પ્રત્યય અત્યારે પણ અન્તદશાનો રૂપો છે केर પ્રત્યયનું તેમજ સમઝવાનું છે.

હવે જૂની ગુજરાતીના પ્રયોગો તપાસી નિર્ણય કરિયે કે ક્યારથી આ ત્રણેય અનુસર્ગ–અનુગ પ્રત્યય તરીકે વપરાતા થયા આ સબંધી મુ. નરસિંહરાવભાઈનુ શુ કહેવુ છે, તે જોઇયે

(1) "The expression ज्ञानतणइ रसि in this same work distinctly shows the terminal nature of तण "आलोयणा" V. S 1330, has ससार तणउ Could the terminal nature of तण have begun then, as early as this? It seems so But it is possible that this was but a rare instance, as would happen when changes begin to evolve' (ગુ ભા આ પુ ૨, પૃ ૨૫)

(2) "It will be seen therefrom that the use of तण without the स began as early as Kanhadade prabandh (V. S 1512) But we can take this use of तणु further back to the period of the Mugdhavabodh Auktika (V S 1450), which has expressions like चैत्रतणउ (धनु गामि छइ), गुरुतणउ (वचन हउ गाभलउ) etc" (સ૦ ૨ પૃ ૯૭)

(૧) સવત્ ૧૨૬૬ (જબૂસામિચરિય)મા (૧) સામિહિતણઉ, (૨) ધમ્મહતણુઇ, (૩) મહાવિદેહતણુઇ, (૪) પુવ્વભવતગતણુઇ (૫) પગસહતણુઇ, (૬) બાપહતણુઇ, (૭) અમ્હતણઉ, (૮) લોયહતણુઇ, (૯) અણુહ તા સુહતણી (૧૦) નાગિલિતણુઇ (આમા ઉદા ૪ ૯, ૭મા ह વપરાયો નથી અમ્હ છઠ્ઠીન હોવા ના અપભ્રશમા अम्हह तणा વપરાતુ )

(૨) સવત્ ૧૨૮૭ (રેવતગિરિરાસુ) (૧) મધહતણીય (૨) ન્હવણવિલેવતણીય, (૩) તાસુતણઉ (આમા માત્ર ઉદા ૧મા ह વપરાયો છે )

(૩) સંવત્ ૧૩૨૭ (સપ્તક્ષેત્રિરાસુ) (૧) પરિગ્રહતણુઉ, (૨) શીલતણુઉ, (૩) દિસિતણુઉ, (૪) જિત્યુહતણુઇ, (૫) નક્ષત્રહતણી, (૬) ભુવણતણાં, (૭) ભુવણહ તણુઉ, (૮) શ્રાવક તણુઉં, (૯) જિણ્ણુદ્ધાર તણી, (૧૦) શ્રીવીતરાગ તણી, (૧૧) જિનવચન તણુઉ, (૧૨) દ્દંતાતણુઉ, (૧૩) શ્રાવકતણી, (૧૪) શ્રાવકતણા, (૧૫) પોષધશાલહતણુઇ. (આમાં માત્ર ઉદા. ૪, ૫, ૭, ૧૫માં હ વપરાયો છે, અન્યત્ર નથી વપરાયો.)

(૪) સંવત્ ૧૩૩૦ (આરાધના) (૧) ઇહતણુઇ, (૨) તપતણુઇ, (૩) આભ્યંતર તપનણુઇ, (૪) અંતરદ્વિપતણા, (૫) સાત નરકતણા (૬) સંસારતણુઉ. (આમાં ઉદા. ૧માં હ વપરાયો છે, અન્યત્ર નથી વપરાયો.)

(૫) સંવત્ ૧૩૪૦ (અતિચાર) (૧) હિંસાદિક તણુઇ, (૨) ધર્માનુષ્ઠાન તણુઇ, (૩) જિનવચન તણુઇ.

આમાં સોએ સો ટકા હરહિત પ્રયોગ છે, અને છેલ્લી બે કૃતિઓ ગદ્યની હોવાથી તે વિશેષ પ્રમાણભૂત ગણી શકાય. મુ. નરસિંહરાવભાઇ માને છે તેમ સં. ૧૩૩૦ માં વિરલ પ્રયોગ નથી, પણ તે પ્રયોગની સ્થિરતા થઇ છે, એમ ઉપરનાં ઉદાહરણ ઉપરથી જોઇ શકાય છે.

(૨) केरः—(પ્રત્યય તરીકે)

જેમ કેરનો પ્રયોગ છટ્ઠીના હો-હ સાથે અપભ્રંશમાં થતો તેમ અંતિમ અપભ્રંશમાં પણ તેવી રીતે થતો. જૂની ગુજરાતીમાં તેનો લોપ ક્યારથી થયો તે જોઇએ. પણ તે પૂર્વે થોડાંક અપભ્રંશનાં ઉદાહરણ આપવાં ઠીક પડશે.

(૧) "जिणणाहहो केरी (જસહર. ૨-૧૩-૨૦)

(૨) तहो रायहो केरी ( ,, નોંધ નથી કરાઇ)

(૩) " कामहो केरी वाणपति" ( ,, ,, )
(૪) जसु केरए हुकारडए (સિ. હે. ૮–૪–૪૨૨)
(૫) "तुम्हह केरउं धणु" (૮–૪–૩૭૩)
(૬) "एउ अमेसु तउ केरउ" (ભવિ. ૭-૯-૧૨)
(जसु ને तउ બન્ને છઠ્ઠીનાં રૂપજ હોવાથી બીજો પ્રત્યય લાગ્યો નથી.

(૧) સંવત્ ૧૩૨૭ (સપ્તક્ષેત્રિરાસુ) (૧) મોના કેરી, (૨) જિણુ–બિંબહ કેરી, (૩) સાહંમિઅકેરઉ.

(ઉદા. ૧લામાં ह નથી એટલુજ નહીં પણ અંગ બન્યુ છે, છેલ્લામાં अ કહ્રાય हનો અવશેષ હોય)

(૨) સંવત્ ૧૩૩૧ પછી (સમ્યક્ત્વચઉપઇ) (૧) નાણુરયણ કેરી. (માત્ર એકજ પ્રયોગ છે, ह વપરાયો નથી)

(૩) સંવત્ ૧૩૫૬ (નેમિનાથ ચતુષ્પદિકા) (૧) છહરિતુ કેરા. (માત્ર એકજ પ્રયોગ છે, ह વપરાયો નથી)

(૪) સંવત્ ૧૩૫૮ (માલિભદ્રકક્ક) મહુકેરી

આ પ્રમાણે કેરી પણ **પ્રત્યય** તરીકે વિ. સં. ૧૩૫૦ સુધીમાં વપરાતો શરૂ થઇ ગયો છે.

(૩) हुंतउः—(પ્રત્યય તરીકે)

આ અનુગ પણ અપભ્રંશમાં વપરાતો અને ત્હેનો પ્રયોગ તણ–કેર માફક પૂર્વના નામ–સર્વનામને પ્રત્યય લાગી થતો.

(૧) "हत्यहो होंती" (જસહર. સ્થળનિર્દેશ નથી કર્યો)
(૨) "उयरहो हुतउ नीसरिउ" ( ,, ,, )
(૩) "विनरहो होंतउ." ( ,, ,, )
(૪) "जहा–तहा–कहां होन्तउ आगदो (સિ. હે ૮–૪–૩૫૫)
(૫) "तुम्हह होन्तउ आगदो ( ,, ,, ૩૭૩)
(૬) "तहो नयरहो होन्तउ" (ભવિ. ૯–૧૬–૨)
(૭) "तउ–तुज्झ–तुध्र होन्तउ आगदो (સિ. હે. ૮–૪–૩૭૨)

(૮) "मइ-मज्झु होन्तउ गदो ( „ „ ३७९)
(९) "जम्हइ होन्तउ आगदो ( , ३८० )

ઉપલા ઉદાહરણમા હેમચંદ્રાચાર્ય होन्तउ પૂર્વે વપરાયેલા નામ-સર્વનામને પાચમી વિભક્તિનુ ગણ્યુ છે, અન્ય પ્રસગે તે રૂપ છઠ્ઠીના છે માત્ર जहां, तहां, कहा અન્ય ત્યજે છઠ્ઠીના નહી ગણાય કેટલાક રૂપ तउ, तुज्झ, मज्झु, तुम्ह, मइ એ છઠ્ઠીના વ્યુત્પત્તિની દૃષ્ટિએ છે, પણ છઠ્ઠીનો પ્રયોગ પાચમીના અર્થમા થતો એ દૃષ્ટિએજ તેમને પાચમીના ગણી શકાય બીજા હો-હુવાળા રૂપને બન્ને વિભક્તિના ગણી શકાય તેમ છે. वच्छहु गृण्हइमा પાચમી છે હુ નો હો થાય એટલે બન્ને પ્રત્યય પાચમીના ગણી શકાય

આ होन्तउ ઉપરથી આવેલા हुतउ પ્રયોગની પૂર્વ અવધિ બાધવી નકામી છે તે પ્રત્યય અપભ્રંશમાથી અવિરત વપરાતો આવ્યો છે જસહરચરિઉમાના ઉદાહરણમા પણ हुतउ અપભ્રંશમાજ વપરાયુ છે હવે तण-केर માફક આ हुतउ'નો પ્રત્યય તરીકે પ્રયોગ તપાસિયે

(૧) સવત્ ૧૨૬૬ (જબૂસામિ ચરિય) (૧) સુરલોયહ हुतु, (૨) નીયઘરહ हुतु (એ પ્રયોગ પૈકી એકમા પૂર્વે ह વપરાયો છે, બીજામા નથી)

(૨) સવત્ ૧૩૨૭ (સપ્તક્ષેત્રિરાસુ) (૧) નિયઘરિહુતઉ, (૨) નિયઘરુ હુતઉ, (૩) મૂલહુતિ (આ ત્રણ પ્રયોગ પૈકી એકેયમા हो પૂર્વે આવ્યો નથી)

આમ हुतु પ્રત્યય તરીકે વિ. સ. ૧૩૫૦ પૂર્વે વપરાતો થઇ ગયો છે તે ઉપરાત સ. ૧૪૧૧મા પૂર્વના નામનુ અગ થયેલુ પણ મળે છે

(૧) "તિ કૂયા हता નીસરિયા" (સદર્ભ. ૪૪-૨૩)
(૨) "કૂયા हंतઉ મિથુનુ નીસરિઉ." ( „ ૪૪-૨૪)

# પ્રકરણ ૧૩મું

## વિભક્તિપ્રત્યયો (ચાલુ)

**ગત્યર્થ ક્રિયાપદને યોગે સપ્તમી**—રા બ કમળાશંકર ત્રિવેદીએ પોતાના મધ્યમ વ્યાકરણમા પ્રત્યય હોય ત્ય્હા સાતમી ને પ્રત્યય ન હોય ત્ય્હા સંસ્કૃત પ્રમાણે આ'વે પ્રસંગે બીજી વિભક્તિ માની છે પરંતુ જૂની ગુજરાતીના નીચેના નમૂના જોતા જણાશે કે આ ક્રિયાપદને યોગે સાતમી વપરાઈ છે હાલમા જ્ય્હા પ્રત્યય નથી વપરાતો ત્ય્હા જૂના સાતમીના इ પ્રત્યયનો મૃદુ य થઇ છેવટે અ રહ્યો છે સંસ્કૃતમા જ "वने प्रव्रज काकुत्स्थ' વિભક્તિફેરના ઉદાહરણમા બતાવ્યા પ્રમાણે वने સાતમીમા વપરાયો છે પ્રાકૃત અપભ્રંશમા પણ વિભક્તિફેરમા બતાવ્યા પ્રમાણે સાતમી વપરાઈ છે. એટલે ગત્યર્થ ક્રિયાપદને યોગે સાતમી વાપરવાનો રિવાજ સંસ્કૃત સમય જેટલો જૂનો છે.

ઉદા

૧ "વલી પાછઓ દેવલોકિ ગિઓ." (મદર્ભ ૯૩–૮)
૨ "પછઇ તે ઋષિ કન્યાનઇ અંતઃપુરિ ગિઉ" („ ૧૦૦–૨૭)
૩ "આઠમઇ દેવલોકિ પુહુતઉ" („ ૭૧–૨)
૪ 'તેહનઉ પિતા નગરિ ચાલિઉ" („ ૫૦–૨૨)
૫ "ગઉ વસંતપુરિ આવિઉ" („ ૪૫–૨૪)
૬ "ભાર્યા રત્નાવતી પીહુરઇ મોકલઇ" („ ૪૩–૨૪)
૭ "નરેશ્વરુ જિનદાસસહિતુ ઉદ્યાનવનિ પહુતઉ" („ ૪૬–૨)
૮ "પુણ્યરંગ પાટણિ તે ગયા" (પ્ર ચિ ૧૧૦)
૯ "લિહાદા આવ્યા અમદાવાદિ" (વિ. પ્ર ૩૭૭)

આ ઉપરથી અનાદિ દ નો મૃદુ ય થઇ છેવટે અ રહ્યો, એટલે "તે પાટણ ગયા છે", એ'વા પ્રત્યયરહિત પ્રયોગ હાલ થાય છે.

## વિશેષણને વિભક્તિપ્રત્યય

અર્વાચીન ગુજરાતીમાં વિશેષણને ખાસ પ્રત્યય લાગતા નથી. પ્રત્યક્ષ રીતે ફક્ત તૃતીયા અને સપ્તમીનો એ પ્રત્યય લાગે છે. આ એ પ્રત્યય વિશેષ્યના રૂપમાં મળી એકરૂપ થયેલો હોય તો જ ત્હેના વિશેષણને એ પ્રત્યય લાગે. જૂની ગુજરાતીદ્વારા જ આ પ્રયોગ આવેલો છે. ઉદાહરણ 'પૃથ્વીચંદ્રચરિત'માંથી લીધાં છે.

ઉદા.

૧. "પોયણિને પાને છાયુ." (તૃતીયા)
૨. "ઇણિ પરિ ભક્તિ કીધી." („ )
૩. "ખરઈ વાઇ લહરિ ઊચ્છલઇ." ( „ )
૪. "ઇસઇ નામિઇ કન્યા વર્ત્તઇ." ( „ )
૫. "નામિ તુમ્હારઇ સદ્દહઇ તરઇ." ( „ )
૬. "વિમલ ગયુ ઘરિ આપણિ." (વિ. પ્ર) (સપ્તમી)
૭. "જીણઈ દેસિ ગ્રામ અત્યંત અભિરામ." (સપ્તમી)
૮. "તીણિ દેસિ પહ્લાણપુર પાટણ વર્ત્તઈ." ( „ )
૯. 'તે ઋષિ કન્યાનઇ અંતઃપુરિ ગિઉ." ( „ ) (સંદર્ભ. ૧૦૦–૨૭)

## સતિ સપ્તમી (ભાવલક્ષણા સપ્તમી)

સંસ્કૃતની માફક જૂની ગુજરાતીમાં પણ આ રચના ઘણી વખત જેવામાં આવે છે.

ઉદા

૧ 'જીણિ દીઠઇ આણંદ હોઇ' (પૃથ્વીચંદ્ર)

૨ "મઇં ઉડ્ડન્તઇં ચમગિ સઇ સુગ્ગઇ મિચ્છઇ મગ્ગ" (પ્ર ચિ ૧૧૭)

૩ "મઇં જીવન્તઇ એટ્ટડઇં મ ધગ્ગસિ અણુરઇ, બાપ!" (,, ૧૧૬)

૪ 'મેઘિ વરિસતઇ મોર નાચઇ" (મદર્શ ૧૭૭-૧૫)

૫ 'તિણિ પરણીઇ પગ મોકલા, સુર સેવઇ મન સુદ્ધિ" (પ્ર ચિ ૧૩૦)

૬. "પુરષ ધણીઇ પરણતઈ સ્ત્રી નવિ કરવી બેઠિ" (નમૂનો)

૭ 'ગુરિ અર્થું કહતઇ પ્રમાદીઉ ઊઘઇ"(મદર્શ. ૧૭૭–૧૮)

૮ 'એક વાર નવઇ મેઘિ વૂઠઇ નદી પૂરિ આવી" (મદર્શ ૧૬૫–૧)

૯ "કણિ આવિયઇ અમ્હારઇ ઘરિ લક્ષ્મી તણા પુંજ હૂયા" (,, ૧૩–૨૦)

૧૦. "ગુણવંત આવિઈ ભક્તિ ન સાચવી" (,, ૬૫–૨૬)

**આંકારાંત નામ અને કૃદંત**

**(૧) વર્તમાન કૃદંતનું આંરૂપ**—આ આ છઠ્ઠી વિભક્તિના અપભ્રંશ પ્રત્યય હ ઉપ.થી આવ્યું છે, તે અપભ્રંશના ઋણમા બતાવ્યુ છે સંસ્કૃતમા પણ છઠ્ઠી વિભક્તિનુ રૂપ આવે પ્રસંગે વપરાયેલુ નીચેના પ્રયોગમા જણાશે

૧. "માતૃભિશ્ચિન્ત્યમાનાનાં તે હિ નો દિવસા ગતા ॥" (ઉત્તર-રામ ચરિત)

૨ "नन्दा पशव इव हता पश्यतो राक्षसस्य ॥ " (મુદ્રા રાક્ષસ)

આનો ગુજરાતી અનુવાદ કરતા આકારાત રૂપ વપરાશે

૧ 'માતાઓથી ચિંતાતાં અમ્હારા તે દિવસો ગયા"

૨ 'રાક્ષસના દેખતાં નન્દો પશુ પેરે મરાયા '

૩ 'વેલીને પથારી કરતાં મ્હારુ વાયુ '

આ જાતના જૂની ગુજરાતીના પ્રયોગ છઠ્ઠીના ह પ્રત્યય ઉપરથી ह્નો લોપ થઇ આવેલા છે

ઉદા

૧ રાજ્યસૌભાગ્ય ભોગવતાં અવસરિ રત્નમંજરી મહીધર ઇમિઇ નામિઇ પુત્ર જનિમઉ" (મદર્શ ૧૫૯-૧૫)

૨ "સર્વજ્ઞ પૂજતા પૂજ્ય મન તણી રલી" (પૃથ્વીચંદ્ર)

૩ 'બોલ બોલતાં પડિઉ વરાસુ" (સીતાહરણ)

૪ દસિઉ ઢરતા આવિઉ આસે માસ" (પૃથ્વીચંદ્ર)

૫ ભવસાગર બુડતડા તરવા તણ ઉપાય" (હરિપો ૭૯)

૬ 'ઇણિ પરિ નરેશ્વરહૂઇ ચીતવતાં ઊપનઉ શુકલધ્યાન" (મદર્શ ૧૫૯-૨૫)

૭ 'રાયરહઇ કુમરી તણુઉ સ્વરૂપ વિમાસતાં ઊપની આકાશ વાણી" ( , ૧૩૬-૧૮)

૮ "રતિ નહિ બૈઠાં સભામાહિ ગીતશુ નહી ચિત્ત" (ગુ ભા. સા પુ ૨, પૃ ૧૦૯)

૯ "દેખતાં લીધી હરી, યમ ગરુડ અમૃત દ્વિજરાજ " (હરિપો ૧૭૭)

૧૦ "અહિન લેઈ પાહુ વલ્ર, દેખંતાં મવિ ભૂપાવ" (હગ્રિયો ૧૭૮)

આંવા પ્રયોગમા સસ્કૃતમા तद् ના રૂપ વાપરવા આવશ્યક હતા एव चिन्तयत तस्य रजनी प्रभाता ॥ આ જાતના ઉપરના પ્રયોગ છે સસ્કૃતમા तद् નુ ષષ્ઠીનુ એકવચન तस्य વપરાયુ છે, કૃદત પણ એકવચનમા છે અપભ્રશકાળમા કૃદતનુ વિશેષ્ય એકવચનમા ને કૃદંત બહુવચનમા વપરાવા લાગ્યુ પરિણામે '**ઘેલીને** પથારી **કરતાં** બ્હાણુ વાયુ' જેવા પ્રયોગમા કૃદત બહુવચનના અપ પ્રત્યય હ ઉપરથી આ રૂપે આવ્યુ, મે વિશેષ્ય એકવચનમા રહ્યુ બીજુ વળી વખતે વિશેષ્ય અધ્યાહૃત રહેતુ ઉદાહરણ નં ૨ ૫, ૮, ૯મા વિશેષ્ય વપરાયુ નથી, અને ઉદા ૧લામા 'ગ્તનમજરી' શબ્દને છટ્ઠી કે ત્રીજીમા લેઈ શકાય નીચેના અપ ઉદાહરણમા तद् ના રૂપ નથી વપરાયા

૧ "**निसुणंतकहंतह** जणियमय। कन्नतग्हो वि दुव्विसह ॥" (ભવિ. ૫-૧૧)

૨ "लब्भइ सहाय सम्माणु कोसु पणइणि **परिणंतह** कवणु दोसु" ( ,, ૧૨-૧૪)

૩. "तुस **कंडतहं** कालु गउ तदुलु हत्थि ण लग्गु" (જોઇન્દુ દોહાપાહુડ)

૪. "रइ अणइच्छतहं हुउ विहाणु परिगलिर रयणि सम्मिलु भाणु." ( ભવિ ૧૨-૧૪)

નીચેના ઉદાહરણમા વિશેષણ-વિશેષ્યના વચનમા ફેર છે

૧. "रइ सवरहो जाहु नियदंसहो, होउ चोज्जु सव्वहंमि किलेसहो." ( ,, ૬-૨૧-૬)

૨. "अम्हह एत्थु वसतहो तेहउ को वि ण मित्तु पहाणु गणे हउ" ( ,, ૩-૧૧-૭)

જૂની ગુજરાતીમા તે'વીજ રીતે પ્રયોગ થયા છે

ઉદા

૧. "મઝ જોઅંતાં મમ્મરૂ સહી, હરિ સમોવડિ કો મમગ્થ નહિ" (હરિષો ૧૪૭)

૨. "આ તાહરી માતા, તઉ દેખતાં માગિસુ" (મદર્ભ. ૧૧૨-૭૦)

(૨) સતિસપ્તમીનું રૂપ—આ સપ્તમીના અપ પ્રત્યય હિં ઉપરથી ઁ-અ થઈ આવ્યુ છે અહી આ રૂપે ઘણુ સામાન્ય રૂપ પકડવા માડ્યુ છે, એમ લાગે છે

"गच्छत्सु दिनेषु नारायण क्षीणोऽभृत्" દિવસ જતાં નારાયણ ક્ષીણ થયો

"वोलतहिं दियहहिं थोवइहिं सो आणिव्वउ पासु तउ." (ભવિ ૨-૧૩-૧૦) થોડા દિવસ વીતતાં (મ્હારે) ત્હેને ત્હારી પાસે લાવવો આ'વી જાતના પ્રયોગમા વીતતાં, વગેરે કૃદતનું જે વિશેષ્ય છે ત્હેના સિવાય બીજો કર્તા મુખ્ય વાકયમા વપરાવો જોઇયે તે સતિ સપ્તમીના પ્રયોગનુ લક્ષણ છે હિં ને બદલે ह નીચેના પ્રયોગમાં છે

૧ "अवरुप्परु कुसल करवि तेहिं कर करहं समप्पिउ पत्थिवेहिं" (ભવિ ૧૩-૨-૮)

ગુજરાતી ઉદાહરણ—(વિશેષ્યના પ્રત્યયનો લોપ છે)

ઉદા

૧ "જાણે સુભિક્ષભૂપતિ આવતાં જય ઢક્કા વાજઇ." (પૃથ્વીચદ્ર ૧૩૪-૫)

૨ "રામ રોઅન્તાં ગેયૂં વન; રોયાં પર્વતનૃગ" (સીતાહરણ ૨૯)

૩. "વ્યાધ ગયાં દિશિ જોઇ આગિ." (કાદ ૨૩)

૪ "વૃદ્ધ થયાં દ્વિજ કેરુ પાત" ( ,, ૨૭)

**(૩) પ્રથમભૂતકૃદંતનું આં રૂપ**—આ રૂપ પણ છઠ્ઠીના हं ના સામ્યને લીધે આવ્યુ છે मासजात.=मासो जातस्य यस्य=જહેને જનમ્યાં માસ થયો છે તે. "तासु सच्चायहो वहड़ मासु इक्कु घरि आयहो" (ભવિ ૯-૮-૮)

આ વાકયમા અર્થ બહુવચનનો હોવા છતા ત્રણે શબ્દોમા सु-हो પ્રત્યય એકવચનના છે. (તેમને મૌને ઘેર આવ્યાં એક માસ (वड्ड) થયો છે ) અહીં हं પ્રત્યય નથી, છતા બહુવચનના हं પ્રત્યયવાળા રૂપને લીધે એકવચનમા પણ તેવો પ્રયોગ થાય છે. આટલા પૂરતુ સામ્ય છે

**(૪) અવ્યય જેવું આં રૂપ**—કેવળ ઉપરનાં રૂપના સામ્યને લીધે આ રૂપ આવ્યા જણાય છે આંમા આ રૂપવાળા કૃદંતનું વિશેષ્ય મુખ્ય વાકયનુ કર્તા હોય છે. તે સૂતાં સૂતા વાંચે છે. તે ઊભાં ઊભા વાત કરે છે આંના જેવા પ્રયોગ જૂની ગુજરાતીમા થતા

૧. "મહાત્મા બયઠાં પુસ્તક વાચઇ" (પૃથ્વીચંદ્ર. ૧૩૪-૧૦)

**(૫) નામનું છઠ્ઠીના બહુવચનનું આં રૂપ**—આ રૂપ બ વ. ના અપ हं પ્રત્યય ઉપરથી આવ્યુ છે આ રૂપ તૈયાર થયા પછી પણ हं ( અનુસ્વાર પાછળ જતાં અવશિષ્ટ રહેલો ) ચાલુ રહેલો જોવામા આવે છે આ રૂપ અંગ તરીકે પણ વપરાય છે

ઉદા.

૧. "પ્રહિ વિહસી રવિ ઊગિઉ નીંદ્ર ગઈ **નયણાંહ.**" (વિદ્યા વિ. ૫૦)

૨. "હંસાંને સરોવર ઘણાં પૂર ઘણાં **ભમરાંહ.**" (ભીમ ચોપાઈ)

૩. "**સહિયાં** મિસિ બાહસિ વસ્ત્ર તે સુસીલ કિમ હુન્ત ?" (નમૂનો)

૪. "અણુચીંતઈ ઘરિ આગિ લાગઈ, **પશૂઆં** ખૂટઉ કાલ." વિ. પ્ર.)

(૬) નાન્યતર બહુવચનનું आं રૂપ—સંસ્કૃતમાં અકારાંત નાન્યતર જાતિનાં નામ માટે પ્રથમા ને દ્વિતીયા બહુવચનનો आनि પ્રત્યય હતો. પ્રાકૃતમાં आणि ને અપભ્રંશમાં आइं કે अइं વપરાતા. (સિ. હે. સૂત્ર ૮-૪-૩૫૩) आइं ઉપરથી ગુજરાતીમાં બહુવચનનું રૂપ આવ્યું ને अइं ઉપરથી મરાઠી બહુવચનનું રૂપ આવ્યું.

૧. "**दिव्वइं वरिससयाइं.**" (૮-૪-૪૧૮)

૨. "आयइं लोअहो **लोअणइं.**" (૮-૪-૩૬૫)

૩. 'अवमर**निवडिआइं.**" (૮-૪-૩૫૮)

૪. "**कमलइं** मेल्लवि **अलि-उलइं करिगण्डाइं** महन्ति. (૮-૪-૩૫૩)

अइं ક્યાં વપરાય ને आइं ક્યાં વપરાય, એ જાતનો વિવેક હું ધારૂં છું કે થયો નથી. પણ જ્યહાં क લાગતો ત્યહાં आइं ને क વિનાના નામમાં अइं પ્રત્યય હશે.

ઉદા.

૧ "ખેડાં ખાંડાં પડયાં જૂજૂયાં ભાલા મીગિણી કટારી" (કા પ્ર)

૨ 'પુણ્યઇ ધરીઇ સોનાં માગ, પુણ્યઇ પહિરીઇ મોતીહાર" (કા પ્ર)

૩ "લોચન નિરૂપ હ્ં દેખૂ, તુઝ રૂડાં વીમ!" (સીતાહરણ)

૪ "પાકુ ચાડી, કાપડાં નઈ નવરંગ ઘાટ" (પ્ર ચિ)

૫ 'પૂગી રલી મન થિર હૂઆં એ, જણ દીજઇ બીડાં જૂજૂઆં એ" (પ્ર ચિ)

(૭) કાળવાચક અવ્યયનાં આં રૂપ—હમણા, પ્હેલા, વ્હેલા, વગેરે કાળવાચક ક્રિ વિ મા અનુસ્વાર ભળ્યો છે તે ઘણુ કરીને નાન્યતરજાતિના બહુવચનના રૂપને લીધે હોવો જોઇયે 'હુમણાં'મા અનુનાસિક ण ને લીધે અનુસ્વાર ભળ્યો છે, બાકીના બે શબ્દો મૂળ વિશેષણ હતા પ્રથમ-પઢમિર-પહિર્ડ-પહિલુ (બ વ પહિલા) 'વ્હેલાં'નુ અપભ્રંશ રૂપ वहिल्लउ થાય છે તે પ્રથમ ઉપરથી દ્વિભાવ પામી બીજા प નો व થઈ આવેલુ લાગે છે પ્હેલવ્હેલુ'. પ્રથમ प નો લોપ થતા બનતુ हवहिल રૂપ જૂની ગુજરાતીમા વપરાયુ છે "એટલા વાના હુઉવવિહુડલ ખેટાહૂઈ આપિઆ" (મ દર્ભ. ૮૪-૨) તેમજ 'ઉવએસમાલકહાણયછપ્પય'મા "હુવવિહુવ' રૂપ વપરાયુ છે. આ પ્રમાણે વિશેષણના બ વ ના રૂપ કાળે કરી અવ્યય તરીકે વપરાવા લાગેલા છે

(૮) તૃતીયાંત आं રૂપ—આ રૂપ તૃતીયા બ વ ના અપ हिं પ્રત્યયનો ह કે ह થઇ બન્યુ છે, તે ત્રીજી વિભક્તિ નીચે બતાવ્યુ છે

(૯) **સાતમીનું આં રૂપ**—આ રૂપ સાતમીના અપ. પ્રત્યય हिं ઉપરથી આકારાન્ત નામના आहिं ઉપરથી आइ-आ થઇ આવેલું છે સ. सभायां અપ सभाहिं જૂ ગુ सभाइ-સભા રૂપે આવ્યું છે. कानि-काइ-काइं-कां, नयनानि-नयणाइ-'**નયણાં**', माहिं-**માં** રૂપ જે'વી રીતે બન્યા છે તે'વી રીતે આ રૂપ સાતમીના हि પ્રત્યય ઉપરથી આવ્યા છે

મુ ધ્રુવ સાહેબ આ રૂપને સં. अल्पम्-चिरम् માં લાગતા म् ઉપરના સામ્યને લીધે થયેલા માને છે. મુ નરસિંહરાવભાઇ એમ્હને પાચમીના રૂપ ગણે છે પરંતુ મ્હને આ રૂપ સાતમીના લાગે છે. જ્યહા નામ इકારાન્ત છે ત્યહા हिं નો इ થઇ इ ઊડી જતા માત્ર અનુસ્વાર અવશિષ્ટ રહે છે

ઉદા.

૧. "રખે જીવતઉ જે પરાવશાઇં છતીઇં જીવઇ." (ક્રિયારત્ન સમુચ્ચય)

૨ "એક આમાની છાયાઇં વીસમઇ છઇ" (સદર્ભ. ૧૬૭-૨૫)

૩ "રાત્રિઇં મસાણની ભૂમિકાઇં ગિઓ" ( „ ૧૬૪-૭)

૪. 'તિહા દૂકડી પર્વતની ગુફાઇ.. ચઉમાસુ રહિઉ છઇ." (સદર્ભ ૧૬૭-૧૬)

૫ "રાસભિ ચડાવી **તીણઇં** ભૂમિકાં લેઇ ગયા." ( „ ૧૬૭-૨)

૬ "તીણિ **વેલાં** ન ઊડઇ કોરણુ" (પૃથ્વીચદ્ર)

૭ "રાજા પૃથ્વીચદ્ર અનઇ સોમદેવ **રાજસભાં** એકઠા બઇઠા." (પૃથ્વીચદ્ર)

૮ 'જોયા આશ્રય મઠી નઈ થાનક રાક્ષસ **લંકાં** આવિઉ." (સીતાહરણ)

૯. "વસુધાં હરિ ઘણા વિખવાદ, સાગર મેલ્હેશિ મર્યાદ." (વિ. પ્ર.)

૧૦. "તે ભવસાગર હેલાં તરઇ" (હરિવો. ૧૫૧) (સાતમી કે ત્રીજી)

૧૧. "બીજી ભૂમિ દોહિલા ઘાટ, પાતમાહ માગઇ આ વાટ." (કા. પ્ર)

૧૨. "પુણ્યપ્રસંસા પુહુવિં કરી, પદ્મનાભ પંડિત વિસ્તરી" (કા. પ્ર.)

૧૩. 'ચક્રવર્તિ ચે પૌરવા, તાસ પુત્ર પુહવિઈં પ્રસિદ્ધ." (વિ. પ્ર. ૪૮)

૧૪ "પુત્ર ઉપર આવ્યુ બહુ હેત, કુલ્યો જિમ વરખાં રતુ ખેત" (શામળ)

૧૫. "વેલાં ભોજન વેલાં ભોગ, વેલાં લાભઇ ગવિ સંયોગ." (વિ. પ્ર. ૨૭૩)

આ જાતના પ્રયોગ જૂની મરાઠીમાં (જ્ઞાનેશ્વરીમા) છે. અને હ્વેને ડા. ભાણ્ડારકર સાતમીના हिं ઉપરથી વ્યુત્પન્ન કરે છે. (ભાષણો પૃ. ૨૦૪) मस्तकें–मत्थउ–माथा+हिं=माथाइ–माथा–આ ક્રમે આ રૂપોનો વિકાસ હોવો જોઇયે.

૧. "तयातें आम्ही माथां मुकुट करू" (જ્ઞાને ૧૨–૨૨૧)

૨. "वरी दिव्यांजन होय डोळां." (જ્ઞાને. ૬–૪૫૮)

૩. "परी अमृतकुहां पडिजे." (જ્ઞાને. ૯–૩૦૩)

ઉપરના ગુજરાતી ઉદા ૫-૬મા 'તીણઇં' ને 'તીણિ' વિશે પણ સાતમીના છે (स तस्या) માટે 'વેલાં' અને 'ભૂમિકાં' વિશેષ્ય પણ સાતમી ઉપરથી આવેલા જોઇએ

वेलाया-પ્રા वलाइ-અપ वलाहिं-જૂ ગુ वेलाइ ને वेला

भूमिकाया-પ્રા भूमिकाइ-અપ भूमिकाहिं-જૂ ગુ भूमिकाइ ને भूमिका

રચાદિ ધાતુને યોગે ચતુર્થી

સસ્કૃતમા रुच ધાતુને યોગે ચોથી વિભક્તિ વપરાતી इदं फल मह्य रोचते । પ્રાકૃતમા ચતુર્થીને બદલે છઠ્ઠી વપરાતી, તેથી અપભ્રંશમા પણ છઠ્ઠી વપરાતી

૧ "एउ देवपट्टणहो न भावइ" (ભવિ ૧૧-૭)

૨ "ज तुम्हह भावइ" ( ,, ૧૧-૭)

૩ "सरलसहावह जइ वि न रुचइ" ( , ૧૧-૪)

૪ 'परियाणेवि वज्जु वगि गवहिं ज ज मणह रुचइ" ( ,,૧૨-૫)

આ ઉપરથી ગુજરાતીમા પણ રચવુ, ગોઠવુ, ફાવવુ, ભાવવુ, ગમવુ વગેરેને યોગે ચોથી વિભક્તિ વપરાય છે 'ફાવવુ' સ માવ ઉપરથી આવેલુ ઉપરના પ્રયોગ જોતા લાગે છે

તા ૬.

આકારાંત રૂપ-(સાતમીનુ )

લગી રૂપ લગ્ન ઉપરથી આવ્યુ તે અન્યત્ર બતાવ્યુ છે હવે

યોગે પૂર્વ નામ પણ સાતમીમાં મુકાય

૧ "એક વાર તેહની જ્યાં લગઃ ચોરે બીજી સ્ત્રી આણી" (સર્ગ ૧૯-૨૧)

ઉપરનું 'દયાં' સાતમીનું રૂપ છે दयाइ-दया

આકારાંત નારીજાતિનાં નામ જે'વાં કે દ્વારકા મથુરા વગેરેમાં આવેલો અનુસ્વાર પણ સાતમીના રૂપ ઉપરથી સામાન્ય બની મૂળ શબ્દમાં પણ તે ચાલુ રહ્યો

૧ "દ્વારકાં નગરીઇ બનદેવના બેટાનુ બેટઓ સાગરચંદ્ર કુમાર" (સદર્શ ૮૧)

૨ 'પોષધશાલાં જઇ ચઉવિહાર અણમણ લિઇ' (સર્ગ ૧૧૭-૩)

૩ "વેગિ કરી પુહુતુ લંકાં" (હરિયો ૧૨૧)

ધોળકા, ધંધુકા, વડોદરા, વગેરે શબ્દોમાં આ જેમ ન આવ્યો ? તેનું કારણ-આ સ્થળો આકારાંત ન્હોતાં મૂળે તે ઉકારાંત હતાં ધોળકુ ધંધુકુ, વડોદરુ, વગેરે પાછળથી હિંદી ને ફારસીની અસરથી તે આકારાંત બન્યાં છે માટેજ ધોળકે ધંધુકે, વડોદરે એમ સાતમીના રૂપ થાય છે

# પ્રકરણ ૧૪ મું

## ધાતુઓ

ગુજરાતી ભાષામા ક્રિયાપદના ધાતુઓ અનેક રીતે આવ્યા છે. ત્હેમના સ્વરૂપનો વિચાર કરવાથી ત્હેમના અર્થનો ચોક્કસ ખ્યાલ આવે છે. સંસ્કૃતમાં નામ કે વિશેષણ ઉપરથી ક્રિયાપદો બનતાં હતાં. वृक्ष ઉપરથી वृक्षायते, तरुण ઉપરથી तरुणायते, पर्वत ઉપરથી पर्वतीकरोति, તેમજ लघु ઉપરથી लघूभवति. આવી જાતનાં ક્રિયાપદો ગુજરાતી ભાષામાં પણ આવ્યાં છે. કર્મણિ ભૂતકૃદંત ઉપરથી પણ ક્રિયાપદોના ધાતુઓ આવ્યા છે. સંસ્કૃત કર્મણિ રૂપ ઉપરથી પણ અકર્મક ક્રિયાપદો ગુજરાતીમાં આવ્યાં છે, તેમજ બે શબ્દો ભેગા થઇને સંકીર્ણ ક્રિયાપદો પણ ગુજરાતીમાં વ્યુત્પન્ન થયાં છે, વગેરે હકીકત નીચેનાં ઉદાહરણો ઉપરથી જણાશે.

(૧) સંસ્કૃતનાં કર્તરિ રૂપ ઉપરથી પ્રાકૃત, વગેરેના નિયમો મુજબ આવેલા ધાતુ—

૧. करोति–करइ–કરે–કર. ૨. लिखति–लिखइ–લખે–લખ.

૩. भणति–भणइ–ભણે–ભણ. ૪. हरति–हरइ–હરે–હર.

(૨) સંસ્કૃતનાં કર્મણિ રૂપ ઉપરથી પ્રાકૃત, વગેરેના નિયમો મુજબ આવેલા ધાતુ—

૧. दह्यते–दज्झइ–દાઝે–દાઝ.
૨. (पूर्) पूर्यते–पुज्जइ–પૂજઇ–પુગે–પુગ.
૩. वाद्यते–वजइ–વાજઈ–વાજ–વાગ.
૪. भज्यते–भज्जइ–ભાજઈ–ભાગ.

५. सूप्यते–सुज्झइ–સૂઝે–સૂઝ.
६. शूयते–सुइज्जइ–સૂજઇ–સૂજ
७. दृश्यते–दिस्सइ દીસે–દીસ.
८. लभ्यते–लब्भइ–લાભઈ–લાભ.
९. पच्यते–पच्चइ–પચે–પાચે–પચ.
१०. दुह्यते–दुज्झइ–દૂઝે–દૂઝ.
११. गम्यते–गम्मइ–ગમે–ગમ.
१२. बध्यते–वज्झइ–બાઝે–બાઝ
१३. जन्यते–जम्मइ–જામે–જામ.
१४. जन्यते–जव्वइ–જવે–જવ.
१५. कृष्यते–खिस्सइ–ખસે–ખસ.
१६. धूयते–धुज्जइ–ધૂજે–ધૂજ.
१७. घृष्यते–घस्सइ–ઘાસે–ઘાસ.
१८. निरुह्यते–निव्वहइ–નિભઇ–નભ.

ઉપર પ્રમાણે ઘણા ધાતુઓ કર્મણિ રૂપ ઉપરથી ગુજરાતીમાં આવ્યા છે, અને પરિણામે ઘણા અકર્મક તે રીતે બન્યા છે.

ઉદા.

૧. "હિમ પડતઇ જિમ દાઝઈ આક." (પૃથ્વીચંદ્ર)

૨. "जिसिउ पुज्जइ पगुरणु तित्तिउ पाउ पगारि." (કુમાર. પ્ર. ૧૧૧)

"ધણુ પરિ કોઈલિ કૂજઇ; પૂજઇ* જુવતિ મણોર."

* 'પંદરમા સૈકાનાં ગુર્જર કાવ્યો' માં 'પૂંજઇ' શબ્દ છપાયો છે. પણ શુદ્ધિપત્રમાં 'પૂજઇ' છે. મુ. નરસિંહરાવભાઇ ગુ. ભા. સા. પુ. ૨. પૃ. ૨૭ ઉપર પુજ (Heap) ઉપરથી નામ ધાતુ ગણે છે. કદાચ પોથીમાં પૂંજઇ' હોય તો તે 'કૂંજઇ'ને લીધે આવ્યો હોય.

(વ વિ ૧૭)

"વિમલમનિ પૂગી મન રલી ' (વિ પ્ર ૨૭૩)

૩ 'આઁ આઁ વનજ઼ મર્કલ સખ (પ્ર ચિ ૧૩૨)

૫ 'ઝાલર ભેરી **વાજિયા** રે, ગાજિયા ગહિર નીસાણ"
(ઉપાહરણુ ૮૯)

सुहिसजाउ विओए मज्जइ" (ભવિ. ૧૧-૧૨-૪)

"દૂર્ગ કરાડિ ભાજઈ" (પૃથ્વીચન્દ્ર ૧૦૬)

"ચોરિ તિહા માડ્યો સગ્રામ, **ભાંજિઉ** કટક ગયનુ તામ,
ભાગ્યું કટક જાણિ ભૂપાલ, ઉઠ્યો ભડ દાઢિ કરાલ"
(વૈ પ ૮૯)

૭ 'कुमग्गपुरगमणुस्सुओ **दीसिसि**" વસુ ૭૨)

"તે નવિ લભ્ભઇ પાર" (સીતાહરણુ ૬૩)

"હનમન્ત કહિ, **લાભવા** કરૂ અપાર" ( ,, ૬૮)

"પચુ ચરુ માહિ કમાર" (ઉપાહરણુ ૯૩) (पच्यताम्-पच्चउ-પચુ)

'एग्हो वीसासु न गम्मइं" (ભવિ ૯-૨-૮)

"માહરઈ મનિ એહ જિ મતિ ગમઇ, આદરીઉ નવિ તજિઇ કિમઈ" (વિદ્યાવિ ૧૦૦)

૧૦ 'દીરઘ રાસ ન ખજઈ" (પ્ર ચિ ૧૦૦)

૧૩ 'હેમાચાર્ય સૂત્ર ૮-૪-૧૩૬મા "जनो जा-जम्मो ' जन् ધાતુના जाअइ ને जम्मइ એવા બે રૂપ આપે છે આ છેલ્લુ રૂપ, કર્મણિ હોય તેમ લાગે છે, કારણ સૂત્ર ૮-૪-

૨૪૪મા हन ધાતુના કર્મણિ રૂપ માટે हम्मइ ને खन् ધાતુના કર્મણિ રૂપ માટે खम्मइ આપે છે, અને 'हम्मइ । हन्तीत्यर्थे " ॥ हम्मइ રૂપ કર્મણિ હોવા છતા हन्ति-કર્તરિ અર્થમા વપરાય છે, તેવુ ઉપર વાર્તિક લખ્યુ છે તેમજ વરરુચિ પ્રા પ્ર ૮-૪૫ "हन्तेर्हम्म" સૂત્રમા તેજ વાત જણાવે છે हन्यतेનુ પ્રા हम्मइ થાય તેવીજ રીતે जन्यतेનુ जम्मइ થાય આ સામ્ય ઉપરથી "જામ-જામવુ "ને કર્મણિ રૂપ ઉપરથી વ્યુત્પન્ન થયેલુ માન્યુ છે જો તે સામ્ય ખોટુ હોય તો રહેને આ યાદીમાથી કમી કરવુ રહ્યુ

૧૪ 'સૂત્ર ૮-૪-૨૪૨ પ્રમાણે चि, વગેરે ધાતુઓનુ કર્મણિ રૂપ વિકલ્પે चिव्वइ, सुव्वइ पुव्वइ, વગેરે થાય છે પણ આ બધા ધાતુઓ સ્વરાત છે, जन ધાતુ સ્વરાત નથી ચિનું ચીવતે થાય પછી પ્રા चिव्वइ રૂપ થાય આ'ના સામ્યને લીધે जन्यतेનુ પણ બીજુ રૂપ जव्वइ થયુ હોવુ જોઇએ તે ઉપરથી 'જનવુ ' ક્રિયાપદ આ યુ આમે કેરી જવી છે

૧૬ धू ધાતુ માટે હેમાચાર્ય સૂત્ર ૮-૪-૨૪૨મા धुव्वइ ને धुणिज्जइ રૂપ આપે છે પણ धूयते રૂપ ઉપરથી धुज्जइ રૂપ સામાન્ય રીતે બની શકે છે કારણ તે સસ્કૃતનુ ખરૂ પ્રતિ-બિબ છે વ્યાકરણકાર સામાન્ય રૂપની બ્હારના રૂપને ખાસ નોધે, એટલે હેમાચાર્યે આપેના રૂપજ વપરાતા ને બીજા નથી વપરાયા, એમ કહી ન શકાય, તેમજ बहुलम સૂત્ર પ્રમાણે બીજા રૂપને પણ અવકાશ છે

૧૮ 'નિસણુ' ' કે નસણુ' ' ક્રિયાપ' निस्+वह् ધાતુ ઉપરથી બન્યુ છે મ ધાતુ સકર્મક છે, 'નસણુ' ' અકર્મક છે वह् ઉપરથી કર્મણિ રૂપ उह्यति થાય, ને निस् સાથે निरु

ણાતિ થય પણ આ ધાતુના પ્રાકૃત રૂપ निव्वहडमा મંપ્રમાણ નથી, તેમ યનુ પણ નામનિશાન નથી છતા કર્મણિ અર્થમા તે ધાતુ ઘણા જૂના વખતથી વપરાતો આવ્યો છે. કદાચ પ્રાકૃત રૂપ કર્તરિ રૂપ ઉપરથી વ્યુત્પન્ન થયું હોય, ને જેમ हम्मइ કર્મવાચ્ય હોવા છતા हन्ति અર્થમાં વપરાતુ તેમ આ રૂપ કર્તૃવાચ્ય હોવા છતા કર્મણિ અર્થમાં વપરાયુ હોય શુ નરસિંહરાવભાઈ આ ધાતુને નામધાતુ માને છે (ગુ ભા. ના પુ. ૧, પૃ ૨૬૭-૬૯)

૧ પ્રાકૃત—

१. "सो गाढं दुब्भिक्खे अनिव्वहतो निच्चिंतए एव." (કુમાર. પ્ર. ૩૩)

२. "भगव ! इत्तिअकाल देह निव्वहइ कह विणाहार ?" ( ,, ,, ३१० )

३ 'निव्विग्घ निव्वहइ तवोकम्म ?" ( ,, ,, ३१४)

४ "कालेण मओ सिट्ठो अनिव्वहता य बधुला तत्थ ।
सुलद्धजलिंधणधन्नमि सालिसीसे गया गामे" ( ,, ,, २०५)

૨ અપભ્રંશ—

१. "त चोल्लिअइ जु निव्वहइ." (સિ હે. ૮-૪-૩૬૦)

२. "अह सुहय कासु निव्वहइ माणु पत्तियइ तुम्ह जो मो अयाणु" (ભવિ. ૧૨-૧૩-૧૨)

३ "वयणु वलेइ मग्गु पिय जतए किम णिव्वहइ माणु रुसंतिए ?" (ભવિ ૨-૭-૩)

પ્રાકૃત ઉદાહરણ બીજામાં निव्वहइ રૂપ જો કર્તરિ લાગતુ હોય તો ત્યહાં इ ને બદલે सि પ્રત્યય જોઇયે. 'देह' ત્હેનો કતા છે શબ્દમાં જાતિફેર થયો છે અપભ્રંશ ઉદાહરણ પ્હેલામાં चोञ्जिअइ રૂપના જોટાનું निव्वहइ રૂપ પણ કર્મણિ છે

(૩) જે ધાતુઓમાં **વિકરણ પ્રત્યય** પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે વળગી રહ્યો હોય તેવા ધાતુઓઃ—

૧. चिनोति–चिणइ–ચણે–ચણ  ૨ लुनाति–लुणइ–લણે–લણ
૩. शृणोति–सुणइ–સુણે–સુણ  ૪. धुनाति–धुणइ–ધુણે–ધુણ
૫. जानाति–जाणइ–જાણે–જાણ  ૬. नृत्यति–नच्चइ–નાચે–નાચ
૭ बुध्यते (ગ. ૪) बुज्झइ–બૂઝે–બૂઝ
૮. सबुध्यते–सबुज्झइ–સમુઝે–સમઝ
૯. युध्यते–जुज्झइ–ઝૂઝે–ઝૂઝ
૧૦. खिद्यति–खिज्जइ–ખીજે–ખીજ

આ ધાતુઓમાં णમાં न પ્રત્યક્ષ રીતે, ने च, ज्ञ, जमां ચોથા ગણનો य પરોક્ષ રીતે–ત્હેના કાર્યરૂપે ટકી રહ્યો છે.

(૪) **નામધાતુઓ**—નામ કે વિશેષણ ઉપરથી આવેલા ધાતુઓ

૧. धवल–ધોળે–ધોળ  ૨ चित्र–ચીતરે–ચીતર
૩. शल्य–सउ–સાલે–સાલ  ૪ कष्ट–कट्ठे–કડે–કડ
૫ धूर्त–धुत्त–ધૂતે–ધૂત  ૬. पीत–पीलइ–પીળે–પીળ
૭. पल्लव–પાલવઈ–પાલવ  ૮. ऊर्ध्व–उब्भइ–ઊભે–ઊભ
૯. प्रौढ–पउढ–પઉઢઇ–પોઢ કે क्तान्त ધાતુ प्रसुप्त–पहुइ–પઉઢ
૧૦. वक्र–वङ्क–વંકાઇ–વંકાય  ૧૧. धूम्र–ધુમાઈ–ધુમાય

૮. 'ઊભવું' ક્રિયાપદ અત્યારે કાઠિયાવાડમાં વપરાય છે. પરંતુ ત્હેનો પ્રયોગ પ્રાકૃતકાળ જેટલો જૂનો છે.

૧. "सोणारतुले व्व णिरक्गरा वि खन्धेहिं उव्मन्ति"* (ગાથા મ શ ૨-૯૧)

---

* ઉપરના ગાથામપ્તશતીના ઉદાહરણમા उव्मन्ति ને ऊर्ध्व ઉપરથી વ્યુત્પન્ન કર્યુ છે પણ સંસ્કૃત છાયામા "स्कन्धे उह्यन्ते" આપેલુ હોવાથી તે રૂપ મ. वह ધાતુના કર્મણિ રૂપ वह्यन्ते ઉપરથી છાયામા વ્યુત્પન્ન કર્યુ છે. પણ उद्यते ઉપરથી उव्मइ બને તે શક્ય લાગતુ નથી સ્નો ज्झ બને ब्म ન થાય

૧. "उज्झसि पिआइ समअ. (ગાથા ૩-૭૫)

૨. 'फलहखडेण वुज्झमाणो" (વસુ ૨૫૩-૧૭) (उज्झनो वुज्झ थई)

હવે બીજો વાધો खन्धेहिं રૂપ સબધી આવે છે તે ત્રીજીના બહુવચનનું રૂપ હોય તેમ લાગે છે, કારણ हिं પ્રત્યય પ્રાકૃતમાં ત્રીજી માટે બહુધા વપરાતો स्कंधैः तिष्ठन्ति (उव्मन्ति) નો અર્થ બધ બેસશે નહિ. તે અર્થમા તો स्कधयो સરકૃત છાયા થવી જોઇયે એટલે खन्धेहिं રૂપને સાતમીનુ ગણુવું પડશે. પણ સાતમી વાસ્તે सु પ્રત્યય બહુવચનનો છે. સાતમીનું हिं વાળું રૂપ હેમાચાર્યે નોધ્યું નથી પણ અન્યત્ર પ્રયોગ ઉપરથી જણાય છે કે हिं પણ સાતમીનો પ્રત્યય છે.

૧. "जइ अत्थि अम्हेहिं वट्टमाणो." (વસુ ૩૬૭-૧૬)

૨. "अणुभवासु तात्र अम्हेहिं पीइ." ( „ ૩૬૬-૬)

૩. "सो ते अचिरेण पायहिं पडिहिति त्ति" (વસુ. ૩૧૭-૨૫)

વળી નીચેના પ્રયોગ જોતાં हिं સાતમીનો પ્રત્યય હોવાની ખાત્રી થાય છે.

૧. "तुम सि मे पाणेसु पियतरी." (વસુ ૨૩૬-૧૫)

૨ "पिक्खेविणु चलइ पओहणइ कर उब्भेवि धाहाविउ धणइ" (ભવિ ૭-૩-૧૦)

૩ 'उब्भिय कर पुरजोउ णियमिउ अहो इउ पुणु वि काइ पार मिउ" (ભવિ ૭-૪-૨)

૪ 'નવિ ઘરિહિ ઉબ્ભિય નયરિ ગૂડી ખેહ ઊડી અગ ઇ' (પ્ર ચિ ૧૨૫)

૫ 'તુઝ ઉપરિ હો મહુમહણુ! આ ઉબ્ભિઉ કરવાલ" ( , , ૧૧૯)

૯ 'પોઢ' ધાતુને મુ ધ્રુવ સાહેબ (કાદ પૂર્વભાગ પૃ ૨૪૯) निपद् ધાતુ ઉપરથી વ્યુત્પન્ન કરે છે 'शेत निपद्यमानस्य चराति चरतो भग" જેવો વિરલ પ્રયોગ બ્રાહ્મણગ્રથની ભાષામા થયો છે, પછી થયેલો જણાતો નથી निपद्यत ઉપરથી निवज्जइ થાય નિ ઊડતા पज्जइ–पाज થાય તે ઉપરથી 'પઉઢ' શી રીતે વ્યુત્પન્ન થાય તે સમઝાતુ નથી તેમ આનો પ્રયોગ જૂની ગુજરાતીમા જોવામા આવ્યો છે જ્ઞાનેશ્વરીમા "जरी **पहुडला** होय दैवाचा" (૮-૬) परी रात्री **पहुडलिया** सुखें ' (૮-૧૮૫) 'सरिसा **पहुडे**' (૧૧-૫૫૨) पहुड वपरायु छे ते ઉપરથી ह ઉત્તરે

---

૨ "तुब्भे **पाणेहिं** पियपरा आसि ( ,, ૨૭૦-૨)

અહી अस्मासु प्राणेषु ને पादयो અર્થ છે स्कन्धे उह्यन्ते ને स्कन्धयो तिष्ठन्तिमा બહુ અર્થ ફરતો નથી ઊલટુ ઉપમેય નિરક્ષર મનુષ્યો હોવાથી स्कन्धयो અર્થ ઠીક પડે એટલે उत्-भन्ति ને ऊर्ध्व ઉપરથી વ્યુત્પન્ન કરવા વાધો નથી વળી "पाइअसद्दमहण्णवो"મા उब्भने સકર્મક ક્રિયાપદ તરીકે નોધી उब्भेइ રૂપનુ ઉદાહરણ આપ્યુ છે એટલે પ્રાકૃતમા ऊर्ध्व ઉપરથી બનતો उब्भ વપરાતો એ દૃષ્ટિએ 'ઊભવુ'નો કાઠિયાવાડી પ્રયોગ સકારણ છે

આમતા 'પઉઢ' શબ્દ થઇ શકે અથવા પ્રૌઢ–પઉઢ ઉપરથી ક્રમા
ને ઢ પાછળ આગળ પહુઢ થઇ શકે એટલે જ્યહા સુધી પ્રાકૃત
અપભ્રંશમા ત્હેનુ રૂપ (ધાતુ તરીકે) નોધવામા ન આવે ત્યહા
સુધી 'પોઢ' ધાતુ પ્રૌઢ ઉપરથી કે પ્રસુપ્ત ઉપરથી આવ્યો, તે
નક્કી કરવુ ઉચિત નથી

ઉદા

१ "ગાનિઇ સિય્યાઈ પઉઢી" (સદર્ભ ૧૧૧–૧૧)

૨ "દેવદૂષ્ય વસ્ત્ર આભરણ પહિરાની પઉઢાડિઉ" (સદર્ભ
૧૦૮–૧૬)

(૫) પ્રાચીન क्तान्त ધાતુઓ—જે સંસ્કૃત કર્મણિ ભૂતકૃદન્ત
પ્રાકૃત કે અપભ્રંશ કાળથી ધાતુ તરીકે વપરાવા લાગ્યા તે'વા
ધાતુઓ—

૧ लग्न–लग्गइ–લાગે–લાગ
૨ अभ्येत–अब्भिडइ–ભિડઇ–ભડે–ભડ
૩ शुष्क सुक्कइ–સૂકે–સૂક
૪ विसृष्ट–विट्टइ વછૂટે–વછૂટ
૫ कृष्ट–कड्ढइ–કાઢે–કાઢ
૬ च्युत–चुक्कइ–ચૂકે–ચૂક
૭ क्षिप्त–घत्त–घल्लइ–ઘાલ
૮ आगत–आअय–आवइ–આવ
૯ उद्गत–उग्गइ–ઊગ
૧૦ सिक्त–सित्त–सिप्प–छिप्पइ–છીપ
૧૧ छुप्त–छित्त–छिपइ–છીપ
૧૨ मुक्त+ल–मोक्कलइ–મોકલ
૧૩ मुक्त–मुत्त–मिल्लइ–મેલે–મેહેલ

१४. योजित–जोडिय–जोडइ–જોડે–જોડ
१५ प्रभूत–पहुत्त–पहुच्चइ–પ્હોચે–પ્હોચ
१६ शक्त–सक्कइ–શકે–શક
१७ जित–जित्त–जिप्पइ–જીપે–જીપ

આ ધાતુઓ પ્રાકૃત કે અપભ્રશ કાળમા વપરાતા હતા ભૂત-કાળના ક્રિયાપદ તરીકે તો તે વપરાયજ, પણ અન્ય કાળમા વપરાય ત્હારે ધાતુ તરીક પ્રયોગ નક્કી થાય પ્રાકૃત, વગેરેનો અભ્યાસ વધશે તેમ તેમ આ'વા ધાતુઓ વિશેષ નક્કી થશે

ઉદા

१. मो लेखडउ पठाविअइ जो लग्गइ निच्चट्टु" (सि हे ८–४–४२२ )

२ હેમાચાર્ય સૂત્ર ८–४–१६४ "समा अब्भिड "મા सम्+गम् ધાતુને માટે अब्भिड આદેશ આપે છે પરતુ આ વાસ્તવિક આદેશ નથી બન્ને સમાન અર્થના છે, એટલુજ. પરતુ ત્હેનો પ્રયોગ પ્રાકૃતકાળ જેટલો જૂનો છે મી બીમ્સ 'ભીડ' શબ્દને अभ्यर्ण ઉપરથી વ્યુત્પન્ન કરે છે (પુ ૩ § ૨૨) 'ભડવુ–ભીડવુ' ભીડ, આભડછેટ, અભડાવુ',' વગેરે अभ्येत ઉપરથી આવ્યા છે મી બીમ્સ 'અભડાવુ'' ને अभद्रायते (પુ ૩ § ૨૪) ઉપરથી વ્યુત્પન્ન કરે છે 'अब्भिड' શબ્દને ડૉ ભાણ્ડારકર 'अभ्येत' ઉપરથી વ્યુત્પન્ન કરે છે (ભાષણો પૃ ૨૭૯) अब्भिडइ–भिडइ–भडइ–ભડે–ભડ–એ પ્રમાણે છેવટે 'ભડવુ'' આવ્યો છે.

१ "खणमोसरति खणमब्भिडति महिम व्व रोसवा" (કુમાર પ્ર ४०८)

૨. "गय मत्त चत्तेंमद जो अब्भिमडइ हसन्तु." (મિ હે ૮-૪-૩૮૩)

૩. "जो पत्तालि भिडइ कयतु जेम" (ભવિ. ૧૩-૮-૧૩)

૪ "અસુરનઇ આગણિ દલ મિલ્યા, ભિડયા અસુર સુર ગાત્રિ" (ઉપાદ ૯૧)

૫ "હરિહરના કીકલડા ભડિયાં, ખડહડિયા તિહાં માગિ" (ઉપાદ ૯૦)

'અભડાવુ'મા 'અ' ઊડી નથી ગયો તે કર્મણિ રૂપ છે.

૩ 'મૂક' ધાતુ અર્વાચીન ગુજરાતીમા વપરાતો નથી. તેને બદલે કર્મણિ રૂપ 'મુકા' વપરાય છે, પણ પ્રેમાનંદના વખત સુધી તે વપરાયો છે વિયુક્ત ઉપરથી 'વછુકવુ' હાલ પણ વપરાય છે

૧. "मूलि विणट्ठइ तुंबिणिहे अवसें सुक्कइं पण्णइ." (મિ. હે. ૮-૪-૪૨૭)

૨. "વસ વિણાસ ન હિયઇ સમાઇ, સૂકી જિમ ઊનહાલઇ ન્નઇ" (પ્ર ચિ. ૧૪૦)

૩ "નઇ વહમાણી સયણજલ સુક્કઈ ઇંધર તલાય." (દૂહા-માતૃકા ૪૨)

૪ 'સુખ મૂકિ નિ ધૂજિ દેહ" (કાદ. ૨૩)

૫ છોહા મૂકઇ માગઈ નીર" (હરિયો ૧૨૬)

૬ નિશ્વાસે સાગર સૂકે." (પ્રેમા. નળાખ્યાન કડવું ૪૬)

૪. "महु अविहिउ कोवि नउ छुट्टइ" (ભવિ ૧૮-૧૧-૧૧)

૫. "तओ कड्डिऊण उत्तम्मिजाइ पलोइय मुद्द" (પ્રા કથાસંગ્રહ ૩૦)

૬ "मा नट्ठविहिस्सम चुक्केज्ज त्ति".(વસુ ૧૦૩-૨૭)

૭. "सायरु उप्परि तणु धरइ तलि घल्लइ रयणाइ." (હે ૮-૪-૩૩૪)

૮ "આવ" ધાતુ મ આગત ઉપરથી आअअ-आवअ કે आयअ ઉપરથી વ્યુત્પન્ન થયો છે व શ્રુતિનો અહી અભવ થાય છે તે પ્રાકૃત કાળ જેટલો જૂનો છે, પણ ત્હેનો માત્ર વર્તમાન કૃદત તરીકેનો પ્રયોગ નોધ્યો છે અપભ્રશમા તો ત્હેના ઘણા ઉદાહરણ વર્તમાન-ભવિષ્યકાળના મળે છે એટલે આને પ્રાચીન त्तान्त ધાતુની યાદીમા લીધો છે

પ્રાકૃત—

१. "उज्जेणीओ **आवतेण** वग्गिसारत्तो कओ" (વસુ ૪૩-૨૧)

२ "पेच्छइ **आवयंतं** दिव्व वरविमाण." ( ,, ૩૩૬-૯)

३. "**आवन्तस्स** य फणिणो सहसा विहिओ गइथम्भो" (પ્રા કથા મ. ૯૧)

४ "ताथि मए वग्गिसालो **आवन्तेणं** कओ आसि" (પ્રા કથા મ ૮૮)

અપભ્રંશ—

५ अनउ करन्तहो पुरिसहो आवइ **आवइ**" (સિ હે ૮-૪-૪૦૦)

६. "जइ न सु **आवइ** दूइ घरु काइ अहोमुहु तुज्झु ' ( ,, ,, ૩૬૭)

७. "एक्कु कइअ ह वि न **आवहि** अन्नु वहिल्लउ जाहि" ( ,, ,, ૪૨૨)

८. 'पिउ **आइउ** सुअ वत्तडी झुणि कनडइ पइट्ठ" ( ,, ,, ૪૩૨)

९ "अन्नवि अगिमित्त नउ **आवइ**." (ભવિ ૧૭-૫-૮)

૧૦. "आवहु पउरु लएविणु सारउ." ( ,, ૧૦-૩-૫)

૧૧. "जइ अवहो धणु लेविणु आयइ." ( ,, ૧૦-૧૩-૬)

૧૨. "वधुयत्तु जं लेविणु आयउ" ( ,, ૧૦-૧૪-૫)

૧૩. "कइहिंमि दिणिहिं सोवि आवेसइ." (ભવિ. ૮-૧૨-૩)

૧૪. "दिणि तीसमइ इत्यु आवेसइ" ( ,, ૮-૧૭-૨)

જૂની ગુજરાતી—

૧૫. હસિઉં કરતાં આવિઉ આસો માસ." (પૃથ્વીચંદ્ર)

૧૬. "મનતણુઇ ઉલ્લાસિ આવ્યા આવાસિ." ( ,, ,, )

ઉપરનાં ઉદાહરણ જોતાં જણાશે કે 'આવ' ધાતુ અપભ્રંશમાં વપરાયો છે, ને ભૂતકાળના રૂપમા 'आयउ' કે 'आइउ' વપરાયું છે. आयात ઉપરથી વ્યુત્પન્ન કરતાં या નો य કરવો પડે છે. आगत લેતાં आयअ-आयउ રૂપ બને છે જૂની ગુજરાતીમાં ભૂતકાલિક 'આવિઉ' રૂપ વ્યાજબી છે. 'આવ્યા' રૂપ અર્વાચીન છે, ને તે લહિયાની પોતાના જમાનાની ભાષાને લીધે આવ્યું છે.

૯. "अहं तु मूइ उल्लालिऊण मिल्लेमि." (કુમાર પ્ર. ૪૦૧)
જુઓ સિ. હે સૂત્ર ૮-૪-૩૬માં उल्लाल ધાતુ. તે પ્રેરક રૂપ છે. પરંતુ મૂળ રૂપે પણ વપરાયો છે "पगवतेण य समुद्दजलं उल्लुलियं." (વસુ. ૧૩૦-૧૫)
"जहिं चंदकंति माणिक्कदित्ति उल्लुलइ गयणि ण धवलकित्ति." (જસહર. ૧-૨૨-૧)

૧૦. 'છીપ' ધાતુને હેમાચાર્યે સૂત્ર ૮-૪-૨૫૫માં सिच् ધાતુના કર્મણિ રૂપ તરીકે નોંધ્યો છે જૂનું રૂપ सिप्प છે. सिच्यते ઉપરથી सिप्पइ થઇ શકે નહીં, તે માત્ર सिक्त-सित्त-सिप्प રૂપે વ્યુત્પન્ન થઇ શકે. એટલે આ क्तान्त ધાતુ છે. કર્મણિ ભૂત-

કૃદંત ઉપરથી ધાતુઓ બને છે, તે વાત પ્હેની યૂરોપના વિદ્વાનોએ તુલનાત્મક ભાષાશાસ્ત્રના અભ્યાસથી શોધી કાઢી તે વાત હેમાચાર્યના વખતમા જાણમા ન હોય, એટલે અમુક ક્રિયાપદનુ અમુક પ્રકારનું રૂપ આ'વુ થાય, એ વાત માત્ર નોંધે; તે રૂપ શી રીતે તે'વુ થયુ તે ન નોંધી શકે એ'વા કેટલાક ક્રિયાપદો હેમાચાર્યે નોંધ્યા છે જે વાસ્તવિક રીતે ત્તાન્ત ધાતુ છે વ્યાહૃત વાહિત્ત–વાप्पिइ (૮–૪–૨૫૩), आरब्ध–आटत्त–आडपइ (૮–૪–૨૫૪), गृहीत–घेत्त–घेप्पइ (૮–૪–૨૫૬, छुप्त छित्त–छिप्पइ (૮–૪–૨૫૭), તેમજ प्रभूत–पहुत्त ઉપરથી ૫ ધાતુ पहुप्प (૮–૪–૬૩)ને पहुच्च (૮–૪–૩૯૦)

૧૨ 'मोक्कल्लइ' અપભ્રંશમા વપરાયુ છે "तो पइ मारवाइ मोक्कलहि" (ભવિ ૯–૧૮–૨)

૧૩. "इउ चिंततु विग्गाए मिल्लिउ" તેમજ ૯ મા ધાતુના ઉદાહરણમા मिल्लेमि

૧૪ "ता विम्मरिमु जोडेवि का साहइ मामि ! सुणेइ" (કુમાર પ્ર ૪૨૮) "जोडिउ" ( ,, ૪૨૪) जोडिय ( ,, ૨૨૦)

૧૫ 'पहुच्च' ધાતુ હેમાચાર્યે સૂત્ર ૮–૪–૩૯૦ 'भुवः पर्याप्तौ हुच्च'મા નોંધ્યો છે આ पहुप्प ને पहुच्च ધાતુને શ્રુ નરસિંહરાવભાઈ प्राप्त–पत्त–पट्टत्त ઉપરથી વ્યુત્પન્ન કરે છે પ્રથમ પુ ૧, પૃ ૨૩૭, ૨૪૦ ૨૪૪ ઉપર તેમણે पहुतिउ–પહોત્યુ–પહોચ્યુ ઉપરથી પ્હોચ્ ધાતુને વ્યુત્પન્ન કર્યો હતો એટલે ભૂતકાળનો इअ લાગ્યા પછી ધાતુમા ત્ય ઉપરથી च આવે, એમ જણાયુ હતુ. તે ક્રમને પડતો મૂકી પુ ૨, પૃ ૨૩ ઉપર त्त નો च થઈ શકે, એમ જણાતી इअ પ્રત્યયની આડ કાઢી નાખી, એ વ્યાજબી કર્યું 'ગોકવવો'

જે ઈ સ ના આઠમા મકમા લખાયેલા ત્હેમા पहुप્પ રૂપ વપરાયુ છે તે ઉપરથી તેઓશ્રી માને છે કે प्रापનુ पहुव આઠમા સૈકામા થયુ હતુ "ગાથાસપ્તશતી" જે ઇ સ ના ત્રીજા સૈકામા રચાઇ હતી ત્હમા પણ 'पहुप्प' વપરાયો છે "अपहुप्पन्त" (૫ ૧૧) ટીકામા अप्रभवन આપ્યુ છે આ અર્થજ વ્યાજબી છે "महिमण्डलम्मि अपहुप्पन्त" 'પૃથ્વી ઉપર કાંઈ કરી નહી શકતો" એમ અર્થ છે, તેમજ "मामा पहुप्पन्ति" (૨ ૪૧) श्वासा प्रभवन्ति ટીકામા આપે છે અહી પણ प्राप्तનો અર્થ નથી એટલે पहुप्प प्रभूत ઉપરથી આવ્યો છે વળી प्राप्त નુ पत्त રૂપજ અપભ્રશ કાળ સુધી રહ્યુ છે, पहुत्त થયુ નથી प्र+भू ઉપરથી હેમાચાર્ય पहुच्चને વ્યુત્પન્ન કરે છે, તે બાબત મુ નરસિહરાવભાઇના બે વાધા છે (પુ ૨, પૃ ૩૩) (૧) भुव पर्याप्तौ हुच्च" મા હેમાચાર્ય માત્ર प्र સિવાયનો भू ધાતુ આપે છે પણ प्रभू હોય તોજ પર્યાપ્તિનો અર્થ આવે, એટલે તે સમઝી લેવાનો છ સૂત્ર જેમ બને તમ ટૂકુ હોવુ જોઇયે, એ વાત આ વાધામા વીસરી જવાય છે બીજુ સૂત્ર ૮-૪-૬૩ "प्रभौ हुप्पो वा" એમા प्र+भू સ્પષ્ટ આપેલો છે તે ઉપરથી पहुप्प પ્રાકૃતમા ને पहुच्च અપભ્રશમા તૈયાર થયા (૨) प्राप्त-पत्त ઉપરથી 'પ્હોતુ' ને 'પ્હોત્યુ' બન્ને આવી શકે છે, જ્યહારે हुच्चनી અદર च કાલ્પનિક ને બીનપાયાદાર છે હેમાચાર્યને ખબર ન હોઇ શકે કે ત્હેમના કાળની ઉત્તર ગુજરાતીમા 'પ્હોત્યુ' રૂપ ઉત્પન્ન થવાનુ છે *

There are two fatal flaws in the analysis given by Hemachandra.

(1) The प of पहुच्च is not accounted for either in the Sutra or in the gloss, possibly Hemachandra takes it as formed from प्र prefixed to भू, but then

આ બન્ને બાધા વ્યાજબી લાગતા નથી. ખરી રીતે 'પ્હોંચ ધાતુનો વિકાસક્રમ' નામના બુદ્ધિપ્રકાશમાં પ્રગટ થયેલા (જુલાઈ ૧૯૩૨) લેખ પ્રમાણે પ્રથમ प्रभृत ઉપરથી पहुत्त (૧) पहुप्प (૨) पहुच्च ધાતુ આવ્યા. તેના ઉપરથી ધ્વનિસામ્યને લીધે प्राप्तના पत्तમાં વચ્ચે हु શ્રુતિ ભળીને त्त નો च्च પણ થયો. આ प्राप्त–पत्त–पहुत्त–પહોંતો પ્હાત્યો તેમજ સામ્યને લીધે पहुच्च ઉપરથી પ્હોંચ્યુ રૂપ આવ્યા. પ્હોંત્યુ રૂપ ઘણું અર્વાચીન છે. 'પ્હોંત' ઉપરથી કે 'પ્હોંચ'નો च અશિષ્ટ જણાતા त કે च નો क થઈ 'પ્હોં' ધાતુ પણ આવ્યો.

વળી "કુમારપાલ ચરિત્ર"ના શ્લોક (૭–૮૧), (૮–૧૫) ઉપરથી पहुत्तओ ને अप्प पहुत्तउनी સંસ્કૃત છાયા હેમાચાર્યે પોતે प्राप्त

---

प्रभु can hardly have the sense 'to reach' (प्रभु=to be powerful, to be able to be प्राप्त, and hence to reach is not very happy.)

(b) The त्त in पत्त (from प्राप्त) which accounts for the त in પ્હોંત–પ્હોંત્યુ (Guj.) as well as for the च in પ્હોંચવુ has a justification of its own whereas in हुन्न the न्न is imaginary and baseless. Of course Hemachandra was not expected to know that several centuries after him, Gujarati would have પ્હોંત્યુ also. None the less the derivation from प्राप्त has this in its favour. What I mean is that Gujarati પ્હોંત્યુ indicates प्राप्त more clearly than any artificial ādesh like हुन्न with a प (प्र) thrown in leading back to no where.' (ગુ. ભા. ના. કુ. ૨ પૃ. ૩૩)

આપી છે, એટલે તે વિશેષ વિશ્વાસપાત્ર ગણાય, એમ મુ. નરસિંહરાવભાઇનું ગુ. ભા. સા. પુ. ૨, પૃ. ૧૩૨ ઉપર કહેલું છે. આ બાબત જણાવવાનું કે તે વૃત્તિ હેમાચાર્યે પોતે લખી નથી, પણ શ્રીપૂર્ણકલશગણિએ વિ. સં. ૧૩૦૭મા લખી છે. વળી (૮-૧૫) ના पहुत्तउ ઉપર વૃત્તિમાં "प्रभृतः प्राप्तः मन्" છે. તે પણ સંદિગ્ધતા રજૂ કરે છે. એટલે આ ઉપર બહુ વજન ન રખાય. હેમાચાર્યના વખતમાં માનિયે કે प्राप्त ઉપરથી पहुत्त થયું હતુ, પણ "ગૌડવહો"ના સમયમાં प्राप्त-पत्त-पहुत्त એમ વિકાસક્રમ છેવટનો થયો હતો, એ વાત માન્ય થતી નથી

प्र+भू ધાતુના To be able, to have power, to overpower, to control, to be a match for, to be sufficient for, વગેરે અર્થ થતા. જેમ સંસ્કૃતમાં ત્હેને યોગે કર્મ ચોથી, છઠ્ઠી, ને સાતમીમાં વપરાતું (જુઓ આપ્ટે કોષ) તેમ પ્રાકૃતમાં પણ કર્મ આ ત્રણે વિભક્તિમાં વપરાતુ. (૧) "अङ्गे च्चिअ न पहुप्पइ" (૮-૪-૬૩), (૨) "विदिण्णसयंवराय न पभवामि अहं (વસુ. ૨૬૬-૨), (૩) अम्हे तवस्सीणं ण पभवामि देवता" (વસુ ૯૫-૧૭)

प्र+भू ઉપરથી સાતમી વિભક્તિને લીધે 'to reach' અર્થ ઘટાવવો રહેલો થઇ પડે છે. म गृहे प्रभवति (ત્હેનો ઘર ઉપર અસર છે) પ્રા. सो घरं पहुप्पइ (અર્થ લગભગ તેજ) અપ. सु घरि पहुच्चइ થયું કે તરતજ અત્યારની દૃષ્ટિએ 'to reach' અર્થ ઘટાવવાની વૃત્તિ થઇ જાય છે, પણ હેમાચાર્યના સમયમાં તે અર્થ ન હતો. વળી, 'જે સુણનાં પુહુચઇ" મન રુલી." તેમજ "સાઠિ વરસ વાવરતાં પુહચઇ કણ તણા કોઠાર." (ગુ ભા સા. પુ. ૧, પૃ ૨૪૦) આમાં 'પુહુચ' ધાતુમાં પ્રાપ્તનો અર્થ નથી. પ્હેલામાં 'પુરાય' અર્થ છે, બીજામાં 'ચાલે-last' અર્થ છે. 'તઉ આપણિ થાનિ પહુચિ."

ને "તુમ્હે બીમુ નાગપુરિ લે ઙરી પુહુચઉ" (પ્ર ૧૪૧૧) આ જેમા પ્હોચનો (to reach) અર્થ છે "अहरि पहुच्चइ नाहु" ઉદાહરણ હેમાચાર્ય પ્રમના पहुच्चना ઉદાહરણમા આપે છે એટલે ત્હેનો અર્થ 'મત્તા ચાલે છે'-ઈષ્ટના અર્થમા લેવાને બદલે મુ નરસિંહરાવ ભાઈ (to reach) અર્થ લેઇ ત્હેને प्राप्त ઉપરથી વ્યુત્પન્ન થયેલો માને છે

૧૭ जिप्प-૧ "जइ सा अण्णेण जिप्पइ अह कीम सिकरामि" (વસુ ૧૩૫–૩૦) ૨ मगरि पग्वलु जिप्पइ (જમહર ૩–૧૨–૨૧) ૩ "દ્રિમ ઙીપીસિ મોહઉ ગય ?" (પ્ર ચિ ૧૧૩)

આ त्तान्त ધાતુઓનો પ્રયોગ સસ્કૃતમા કર્મણિ ભૂતકૃદન્તના રૂપ મહુ વપરાવા લાગવાથી થયો છે गतोऽस्मि–गतोम्हि कृष्टोऽसि–कड्डोसि, પછી બીજા ક્રિયાપદના જેવુ રૂપ આપતા कड्डेसि રૂપ વપરાય આ રીતે આ ધાતુઓનો પ્રયોગ કર્મણિ ભૂતકૃદન્તના ગોઆખને લીધે થયો છે

**(૬) અર્વાચીન क्तान्त ધાતુઓ:—** જે કર્મણિ ભૂતકૃદતના રૂપ જૂની કે અર્વાચીન ગુજરાતીના સમયમા ધાતુ તરીકે વપરાતા થયા તેઓને અર્વાચીન त्तान्त ધાતુ કહ્યા છે

૧ वृष्ट–वुट्ठ–વૂઠ્યું–વૂઠ (वरिसइ) ૨ रुष्ट–रुट्ठ–રૂઠ્યું–રૂઠ (रूसइ)
૩ तुष्ट–तुट्ठ–ત્રૂઠવુ (तूसइ) ૪ प्राप्त–पत्त–पहुत्त–पहुच्च–પ્હોચ (पावइ)
૫ वृत्त–वित्त–નીતવુ (वत्तइ) ૬ छिन्न–छिण्ण–છીનવવુ (छिंदइ)
૭ विनष्ट–विणट्ठ–વણઠવુ (विणसइ) ૮. मुक्त–मुक्क–મૂકવુ (मुचइ–मुअइ)
૯. भुक्त–भुत्त–ભોટવુ (भुजइ–हुजइ) ૧૦ घृष्ट–घट्ट–ઘટવું (घसइ)
૧૧ प्रोत–प्रोय–परोय–પરોવવું (प्रोय) ૧૨. क्षीण–छीण–છીણવુ
૧૩. गुप्त–गुत्त–घुत्त–घुत्तिअ–ગોતવુ (गोवइ)
૧૪ द्रुत–द्रउड–द्रवड–दउड–દોડ

(કૌસમા જણાવેલા રૂપ પ્રાકૃત–અપભ્રશમા વપરાતા)

૪ प्राप्त ઉપરથી બનતા પ્રા. पत्त ની અદર અપભ્રંશકાળ સુધી એટલે ઈ. સ ના ૧૧મા સૈકા સુધી हु ભળેલો જણાતો નથી તો પછી તે ઉપરથી पहुच्च ઉદ્ભવ એ સભવી શકતુ નથી. માત્ર એક પ્રસગે "मग्गहो को न पहुत्तउ" (ભવિ. ૧૯-૩ માં पहुत्तउ વપરાયું છે, પણ मग्गहो પછી વિભક્તિમા હોય स्वर्गस्य प्रभूतः અર્થ ઠીક લાગે છે જો हो પ્રત્યયને બીજીના અર્થમાં માનિયે તો पत्त-पहुत्त ગતિવાચક હોવાથી વિભક્તિના પ્રકરણમા જોયું તેમ मग्गि को न पहुत्तउ માફક સાતમી વિભક્તિ જોઇયે એટલે આ ધાતુમાં हु ભળ્યા પછી त्त નો च्च થઇ ઈ. સ ના ૧૧મા સૈકા પછી તે વ્યુત્પન્ન થયો છે. हु નો પ્રક્ષેપ ને त्त નો च्च प्रभूत-पहुत्त-पहुच्चના સામ્યને લીધે થયો છે.

૫. 'વીતવુ' ધાતુ वीत ઉપરથી સંભવી શકે તેમ નથી, કારણ કે त અનાદિ ને અસંયુક્ત હોવાથી ઊડી જાય, એટલે વીઅ રહે. वृत्तમાં त्त સંયુક્ત હોવાથી ટકી રહે. वृत्त ઉપરથી वित्त અને वित्त ઉપરથી 'વીતવુ' બને છે. आत्मवृत्त ઉપરથી 'આપવીતી' શબ્દ વ્યાજબી છે, आत्मवीतनो કશો અર્થ નથી.

'तेहिं पि कहिओ जहावित्तो वुत्तन्तो." (કુમાર પ્ર ૨૨૮)

"सुण रयणिवित्तं." ( ,, ,, ૪૨૦)

'યથાવીતી', 'શતવીતી', વગેરે શબ્દો ઉપરના શબ્દો ઉપરથી સંભવી શકે છે.

૧૧. 'પરોવ' ધાતુ ગુજરાતીમાં ઘણો મોડો આવ્યો છે. સં. ધાતુ प्रवयના કર્મણિ ભૂતકૃદંત प्रोत પ્રા. प्रोव ઉપરથી તે આવ્યો છે. प्रोव રૂપ ઠેઠ દયારામના વખત સુધી ચાલુ રહ્યું છે. વર્તમાન કાળનું ત્રીજું રૂપ ભાગ્યેજ મળે છે. ભાલણકૃત કાદંબરીમાં તે વપરાયું છે.

'એક હાગ પ વતી અધનચિ ઊરી ધાય" (પૃ ૫૭) આ ડા૰ ગનીની એકજ પ્રત મળેલી હોવાથી નીચે ફૂટનોટનો પા ગુદ્ધ પોથીનો પા છે તે પ્રમાણે તમજ મુ મુવ માહે૰ પાસે ગ્મર ખુલાસો કરતા **પગજતી** ફૂટોટનો પા પોથીનો પાઠ છે, એમ તેઓનુ કહેવુ છે આ 'પગજતી' રૂપ એટલુ તો સૂચવ છે કે ભાનણના કાળ સુધીમા '**પરોયક-પગેજ**૰' વતમાનકાળનુ રૂપ પ્રયોગમા આવ્યુ હોવુ જોઈયે તમજ હાનનો 'પગેગ' શબ્દ-કામનો **પરોગ** આવનો નથી મૂળ 'પગેજ નુ સ્મરણ કરાવ છે જ્યાં ' પ્રાણુ **પ્રોવાયો** તમ તાનમા ઊિહાગીલાન!" (દ્યાગમ)મા વપરાયા પ્રમાણે દયાગમના વખતમા य નો व થયો છે પ્રોનાયો-(વિશેષથી) પરોવાયો-પછી '**પગેવ**'

"પુડિ કરી પ્રોઇય સલ' (પ્ર ચિ ૧૦૩) (સવત્ ૧૪૭૦ની આસપાસ)

૧૩ घुत्तिअ શબ્દને હેમાચાર્ય દેશ્ય માને છે પણ તે गुप्त ઉપરથી ह ના પ્રક્ષેપથી घुत्त-घत्त રૂપે આવી શકે મૂત્ર ૮-૪-૧૮૯મા गवष ના અર્થમા વપરાતો घत्त નાખ્યો છે એટલે घुत्त+इअ-घुत्तिअ રૂપ ફરી इअ લાગી થયુ છે અર્થફેર છેજ

## વહે ચ' ને 'નાચ' ધાતુ क्तान्त છે?

**વહે ચઃ**—આ ધાતુ क्तान्त ધાતુ હોય તો विभक्त विहत्त-विहञ्च રૂપે આવે પરતુ તેના પ્રાકૃત-અપભ્રંશ પ્રયોગ જોતા તે क्तान्त ધાતુ હોય તે સભવિત લાગતુ નથી મ वि+भज ધાતુ ઉપરથી તે આવ્યો છે

(૧) "विभंजऊण" (વસુ ૧૮૩-૭)

(૨) 'विहजिवि" (જસહરચરિઉ)

(૩) 'विहजिवि', "विहजिउ" (ભવિ ૧૦-૫-૭, ૪-૧૨-૫)

(૪) "તે અને થોડઉં ગ વિહુચી લેનિઉ' (મદર્ણ ૧૦૪-૧૮)

(૫) "તુમ્હે થોડી થોડી વર્હિ થી ન્આિ" (મદભ ૯૭-૧૫)

(૬) 'પાપ તાહર થોડઉ થોડઉ અને વિહિચિ લેગિઉ" (મદર્ણ ૯૭ ૧૦)

(૭) 'વિહતુ વિહચિઉ લઇ જણ પાવ ન વિહચણહાર" (દુહામાતૃકા ૩૮)

અનુસ્વાર અપભ્રંશમા ભળ્યો છે તે મજ્ઞ ધાતુના સામ્યથી આવ્યો છે, અને જ નો છેવટે જ્ ઘુ મા ચ થઇ विभजइ विहजइ-विहज्जइ-વિહચઇ-વહિચઇ-વ્હેચે ક્રમે વ્યુત્પન્ન થયો છે, એટલે તે सान्त ધાતુ નથી.

રાચ—रक्त-रत्त-रच्च આ रच्चनो પ્રયોગ અપભ્રંશમા થયો છ અર્થ હાલના જેના કર્મણિ છે रज्यति મૂળમા તેવો અર્થ નથી "जइ रच्चसि जाइट्ठिआए ग्अिडा मुद्धसहाव" (૮-૪-૪૨૨) પરંતુ रच ધાતુના કર્મણિ રૂપ रज्यते ઉપરથી रजद-रच्चइ રૂપે તે વ્યુત્પન્ન થઇ શકે તેમ છે એટલે આને શામા મૂકવો તે નક્કી થઇ શકતુ નથી

માચ—मद्-मत्त-मच्च ઉપરથી તેમજ मायत-मज्जइ-मच्चइ રૂપે પણ વ્યુત્પન્ન થઇ શકે તેમ છે

(૭) ઉપસર્ગ કે પૂર્વંગ સહિત એકરૂપ થઈ બનેલા ધાતુઓ –

૧ ઓળખવુ–उप+लक्ष् ૨ પાથરવુ-प्र+स्तृ ૩ જોવુ–उप+विश ૪ બગડવુ–वि+घट ૫ સમારવુ–समा+रच् ૬ આણવુ–आ+नी ૭ વેચવુ–वि+क्री ૮ સમજવુ–सम्+बुध ૯ પ્હેરવુ–परि+धा ૧૦ પાઠવુ–प्र+स्थाप ૧૧ વેરવુ–वि+कृ ૧૨ સોપવુ–सम्+अर्प ૧૩ કઢાવવુ–आ+कारय ૧૪. વીણવુ–वि+चि ૧૫ આથમવુ–अस्त+इ

૧૬. ચમકવુ–चमतकृ ૧૭ વલોવવું–वि+लोडय
૧૮. નિચોવવુ–निस्+च्युत् ૧૯. વડવુ–वि+घट्
૨૦. વીસરવુ–वि+स्मृ ૨૧ સાભળવુ–सम्+स्मृ
૨૨. આળવવુ–अप+लप ૨૩ ઊઠવુ–उत्+स्था
૨૪. અવેરવુ–उद्वर्तित–उव्वत्तिअ–ઊવેલ–અવેર (અર્વાચીન ત્તાન્ત ધાતુ)
૨૫. નીવડવું–निष्पद्यते–निप्पज्जइ કે निव्वलइ–નીવડે (૮–૪–૧૨૯)

ઉદા.

૧૩. આ ધાતુ आकारयति ઉપરથી પ્રાકૃતમા हक्कारइ થઇને આવ્યો છે. પ્રાકૃતમા પણ સંસ્કૃતના જેવા અર્થ છે. (બોલાવવુ) માત્ર ગુજરાતીમાં અર્થ ફેર થયો છે

"तओ पेमिऊण हक्कारिया रायाणो रायपुत्ता य" (કુમાર પ્ર ૪૮)

૧૪. वि+चि–પૂર્વે ઉપસર્ગ આવતાં चि અનાદિ બન્યો, એટલે च् ઊડતાં इ રહ્યો. તે પાછલા ઉપસર્ગમાં મળતા વિકરણ પ્રત્યય સાથે 'વીણ' ધાતુ આવ્યો

૧૬. આ ધાતુ चमत्कृत–चमक्किअ ઉપરથી આવ્યો છે, એટલે આને નં. ૬ વાળા ધાતુ ભેગો મૂકી શકાય

૧૭. विलोडयति–विलोड्इ–विरोलइ–विलोयइ–વિલોવઇ, એ પ્રમાણે છેવટે व શ્રુતિનો અમલ થઇ આ ધાતુ આવ્યો છે.

૧. "ધરા વિલોલી જાણે દધિ." (હરિશ્ચં. ૫૮)
૨ 'સમુદ્ર વિરોલઇ ત્રિભુવન ધણી" ( ,, ૧૦૯)
૩. "વિલોણઉ વિલોવઇ નારિ." (વિ. પ્ર. ૧૮૩)
૪. "विरोलइ" (સિ. હે. ૮–૪–૧૨૧)

૧૮. 'નિચોવ' ધાતુ निस्+च्युत्–निश्चोतति–निच्चोयइ–નિચોવઇ–નિચોવ રૂપે આવ્યો છે.

'त निसोयर नगलियजउ" (भा प्र २१५)

१९ 'વેડવુ' 'વેડુ' ધાતુઆ વિઘટ ઉપરથી વિહટ થઈ આવના કે બીજા વિખ્ત ઉપરથી પણ આવી શકે તેમ છે જુઓ 'विह-डिउ नविक्कजु' (ભવિ પૃ ૯૫) તેમજ 'विहडिय विग्गह तणिय गइ' (ભવિ પૃ ૯૫) આ બે ઉદાહરણમા વિઘટિત અર્થ છે આમો વેડવો' જેવા પ્રયોગમા વિફલિત અર્થ ઠીક લાગે છે 'વેડવુ'મા નો પ્રક્ષેપ થઇ 'ગ્રેડવુ'—'વેડવુ' ધાતુ આવ્યો છે 'પાણી કૂડામા ગેડો' કહેવાને બદલે 'પાણી કૂડામા વેડો' જેવો પ્રયોગ કડી પ્રાતમા થાય છે એટલે મૂળ વેડવુ' ઉપરથી र ના પ્રક્ષેપથી 'ગેડવુ' ધાતુ આવ્યો, એમ કલ્પના કરી છે

૨૧ 'ભાભળવુ' ક્રિયાપદ ન નિશામય * ઉપરથી ઉપસર્ગનો લોપ થઇ આવ્યુ એમ માનવામા આવે છે પ્રથમ અમર્ગિત શ્રુતિ પડી શકે, તથા पादपाङ्गि-पायलट्ठिની માફક અનાદિ य નો ल થાય, એ બન્ને વાત સ્વીકારતા પણ તેના પ્રયોગ તરફ લક્ષ આપવુ જોઇયે પ્રાકૃતમા सुण, निसाम, आयण्ण ધાતુઓ આ અર્થમા વપરાયા છે, એટલે પ્રાકૃતકાળમા नि ઊડ્યો નથી, તેમ પ્રાકૃતમા य ટળ્યો નથી તો પછી ल શાનો બને એ પ્રશ્ન છે नि ઊડતા साम રહે તે ઉપરથી 'સાભળ' બની શકે નહી વળી જૂના રૂપ समल-सम्मल છે निसम्मल જેવુ રૂપ મળી ન આવે ત્યહા સુધી તેને નિશામય ઉપરથી વ્યુત્પન્ન કરવામા વાધો રહે છે આ ધાતુ અર્થફેરથી આવ્યો છે

१ 'तहि अमराणि रवि गइ संभारिउ तुम्ह वयणु" (ભવિ ૯-

* દિ બ ધ્રુવ સાહેબ "ભાવણકૃત કાદબરી" પૂર્વ ભાગ પૃ. ૨૪૯ ઉપર નિશામય ઉપરથી ઉપસર્ગનો લોપ થઇ 'સાભળ' ધાતુ આવ્યો, એમ જણાવે છે

૧૧-૧૧)

२ "इउ वंधुरत्तु जइ नमलइ तो तुम्ह मिरिय मल्वइ दव्व" (भवि ९-२)

૩ "ખિણુ એક તમ ગુણુ સભરઉ ગધપતિ સાહમ ધીર" (પેથડરાસ ૫)

૪ 'સ્વામી! સભલિ, સ્વામી! સભલિ ગઉ જુ વિવેક." (પ્ર ચિ ૧૨૪)

૫ "ભવિયા ભાવિઇ સંભલુ કરીઉ સુનિચલ ચિત્ત" (ગુ ભા. આ પુ ૨,૨૩)

પ્રથમ ઉદાહરણમા મમ્મૃત અર્થ છે પછીના ઉદાહરણમા 'સાંભળવુ' અર્થ છે જ્યા સુધી મમ્ઽરઇ રૂપ હતુ ત્યા સુધી અર્થફેર થયો નથી પણ મ્ઽ નો મ ને ર નો લ થતા ગમલ થયુ ત્યારથી અર્થફેર આવ્યો છે એક ઇન્દ્રિયે (મને, કરવાનુ કામ બીજી ઇન્દ્રિય (કર્ણ) કરે છે એટલોજ માત્ર અર્થ ફેર છે

૨૨. 'ઓળવવુ' ક્રિયાપદ अपलपति-अवलवइ-अउलवइ-ઓળવે-આ વિકાસક્રમે વ્યુત્પન્ન થયુ છે કોઈ થાપણ આપણે ત્યા મૂકી હોય ને આપણે अपलाप કરિયે કે તમ્હે થાપણ મૂકીજ નથી ગયા, એટલે આપણે થાપણ ઓળવી કહેવાય

૨૪. ગુજરાતી 'અનેરવુ' उज्वलना પ્રેરક રૂપ उज्जल-अंजेर ઉપરથી આવ્યુ છે મરાઠી 'અવ્હેરણે' अवधारय ઉપરથી આવ્યુ છે.

## (૮) ભવિષ્યકાળના રૂપ ઉપરથી ધાતુ:—

આ'ના ધાતુ માત્ર એકજ છે. दृश-द्रक्ष्यति પ્રા दिक्खइ-દેખે-દેખ द्रक्ष्यतिना ઉચ્ચારમા द नु ઞમજ્જ રહેતાં પ્રાકૃતમાં क्ष નો ख થઇ दिक्खइ બને પછી 'દેખ' ધાતુ ગુજરાતીમા આવે

(૯) સ પ્રેરક રૂપ ઉપરથી અકર્મક બની મૂળ ધાતુ તરીકે વપરાતા —

जन (प्रेर) जायति प्रा जणेइ गुज जાણવું-જણ

(૧૦) કર્મણિ ભૂતકૃત ઉપરથી પ્રેરક બની આવલા ધાતુઓ —

૧ પખાળવું-प्रस्नान+अय - જાળવવું-यात+अय

૧ प्रस्नात-पण्हाड-पन्हाल-पन्हालइ પછી "પખાળવું"

 ગઈ પખાલિ મોહાશિણી" (રિ પ્ર ૧૬૧)

૨ यात-जाड-जाल+अय (व) जालवइ-જાળવવું

આ ધાતુમા નીચેના ઉદાહરણ જોતા અર્થફેર ધીમેધીમે થયેલો જણાય છે



ઉદા.

 ૧ "કહુ નહી વૃતાન્ત, સીતા કેણી પરિ દિન જાલવઇ એ" (સીતાહ) (यापयति)

 ૨ "જે હથિયાર મોહ પાકરઇ, ગઉ વિવેક મનિ જાલવઇ" (પ્ર ચિ ૧૩૮)

 ૩ 'સૂઝઈ મેઘ, વાય જાલવઇ" (પૃથ્વીચંદ્ર ૧૦૬)

 ૪ "સૂકાણી સકાણુ આલવઈ, માલિમ વાહણ જાલવઇ" ( ,, ,, ૧૦૮)

પ્રથમ વાક્યમા સસ્કૃતનો અર્થ यापयति (ગાળે) છે પછીના બે વાક્યમા જે નુકશાન કરનાર વસ્તુ છે ત્હેને દૂર કરવાનો અર્થ છે. ચોથા વાક્યમા નુકશાન કરનાર વસ્તુને દૂર કરી એટલે જેને નુકશાન થવાનુ છે તે વસ્તુ જાળવવ-સચવાય-એવો અર્થ આવ્યો છે

(૧૧) સકીર્ણ ધાતુઓઃ—નામ અને ધાતુ બે એકરૂપ થઇ આવેલા ધાતુ —

१ पाद+धृ–पायधारइ–પાઉધારઈ–પધારવું

२ अङ्ग+दा–अगदेइ–अगमेइ–અગમઇ–આગમવું.

ઉદા

૧ "તસ ભડ ભલા તે પાખલિ ભમઇ, આથુ થઈ કોઇ નવિ અંગમઈ" (સુદયવત્સ ૭૯)

૨ "તેજ તુમ્હારઇ સીત વાલિઅયૂ. તિહાં લગઇ પાઉધારઉ." (સીતાહ ૧૭૫)

(૧૨) પ્રેરક રૂપ ઉપરથી મૂળ રૂપે આવેલા ધાતુ:—

ધૈર્યનું પ્રાકૃતમાં धीर કે धिज्ज થાય છે આ धीर પ્રેરક રૂપમાં નામધાતુ તરીકે વપરાયો છે, પણ મૂળ ધીર રૂપે જોયો નથી જો મૂળ રૂપે વપરાયેલો પ્રાકૃતમાં મળી આવે તો નામધાતુમાં જશે પ્રાકૃતમાં धीरवेइ, धीराविओ, धीरविया, धीरविज्जंति વગેરે રૂપ મળે છે, પણ "પંખી ધીરે કમળને કાજે," પ્રેમાનંદે કરેલા પ્રયોગ જેવો પ્રયોગ મળતો નથી, માટે 'ધીરવ' પ્રેરક રૂપ ઉપરથી 'ધીર' મૂળ રૂપે આવ્યો હોવો જોઇએ આડકતરી રીતે તો આ પણ નામધાતુજ ગણાય

(૧૩) મૂળ સકર્મક રૂપ ઉપરથી અકર્મક રૂપે આવેલા ધાતુ —

ઉકેલ (उत्कील) સકર્મક ધાતુ છે તે ઉપરથી 'ઉકલ' ધાતુ અકર્મક રૂપે આવ્યો છે. વિખેર (वि+कृ) ઉપરથી 'વિખર' અકર્મક રૂપે આવ્યો

ઉખેડ (उत्कील्) ઉપરથી 'ઉખડ' આવ્યો

અકર્મક રૂપ મૂળધાતુ ગણાતા સકર્મક રૂપ પ્રેરક રૂપ મનાવા લાગ્યું છે, પરિણામે પ્રેરક રૂપ શી રીતે બન્યું તેહેનો વિચાર કરતા એમ સમઝાયુ કે अ નો ए થઇ પ્રેરક રૂપ બન્યું ઉખડ–ઉખેડ, ઉકલ–ઉકેલ પરંતુ ખરી રીતે તો ઉપર જોયું તેમ પ્હેલો ઉખેડ–ઉકેલ ને પછી ઉખડ–ઉકલ

# પ્રકરણ ૧૫ મું

## ધાતુઓ (ચાલુ)

## ગુજરાતીનો 'છ' ધાતુ

આ ધાતુના જુદા જુદા રૂપ જૂની ગુજરાતીમાં વપરાતાં હતાં. તે પૈકી જૂની ગુજરાતીના નમૂનામાં આપણે છઇ' ને 'અછઇ' રૂપ નોંધ્યાં છે તે ઉપરાંત 'છિ', 'અછઉ', વગેરે રૂપો વપરાતાં હતાં તદ્માં 'અછઈ' જેવું પૂર્ણ અવાજું રૂપ જૂનું છે તે ઉડતાં છઇ-છિ-છે વગેરે રૂપ આવ્યાં છે

આ ધાતુની વ્યુત્પત્તિ સંબંધી ભિન્ન ભિન્ન મત પ્રચલિત છે. હેનું જૂનામાં જૂનું રૂપ 'अच्छ' છે ઓઈ હેને गम–गच्छति ઉપરથી ग પડી अच्छइ આવ્યું, એમ જણાવે છે, ત્યારે બીજા ऋच्छ ધાતુ ઉપરથી વ્યુત્પન્ન કરે છે બન્ને ધાતુ ગત્યર્થ છે ગત્યર્થ ક્રિયાપદ ઉપરથી સત્તાર્થ ક્રિયાપદ વ્યુત્પન્ન થાય એ'માં ઘણી અર્થતાણ કરવી પડે કેટલાક હેને आस (to sit) ઉપરથી વ્યુત્પન્ન કરે છે, ત્યારે ઘણા अस (to be) ઉપરથી વ્યુત્પન્ન કરે છે છેલા બેજ ધાતુઓ વિચારના યોગ્ય છે સ્વ નરસિંહરાવભાઈ હેને अस (to be) ઉપરથી વ્યુત્પન્ન થયેલો માને છે (ગુ ભા ના પુ ૧, પૃ ૨૪૮–૬૪) જોડે બાજે आस् ધાતુ લેઈ સંભવાસંભવનો વિચાર કરી अस् ધાતુ માટે પક્ષપાત રાખે છે આ ધાતુનું જૂનામાં જૂનું રૂપ પાલી કાળ જેટલું જૂનું છે.

જૂનામાં જૂનો પ્રા વૈયાકરણ વરરુચિ પોતાના પ્રાકૃત પ્રકાશ' નામના વ્યાકરણમાં બારમા પરિચ્છેદના ૧૯મા સૂત્ર 'अस्तेरच्छ''માં अच्छ ધાતુને अस् ઉપરથી વ્યુત્પન્ન કરે છે, એમ સૂત્ર ઉપરથી

આપણને લાગે છે. ત્હેની ઉપલા ૧૮મા સૂત્ર "दृशो पेक्खः" માં पेक्ख ધાતુને दृश ઉપરથી વ્યુત્પન્ન કરતો હોય તેમ જણાય છે. दृश ઉપરથી पेक्ख આવી શકે નહી, તે તો प्र+ईक्ष् ઉપરથી વ્યુત્પન્ન થઇ શકે એટલે ૧૮મા સૂત્રનો અર્થ એટલો જ કે दृश् ધાતુના અર્થમા पेक्ख વપરાય છે. તેવીજ રીતે સૂત્ર ૧૯માનો અર્થ પણ એટલો જ કે अच्छ ધાતુ अस्‌ના અર્થમા વપરાય છે બન્ને શબ્દો પર્યાય છે, એટલુંજ જણાવવાનો ઉદ્દેશ છે. વળી સૂત્ર ૨૦ 'तिपात्थि'માં જણાવે છે કે तिप (ति) પ્રત્યય જોડે ત્હેનુ अत्थि રૂપ થાય છે. अस्तिનુ अत्थि ભાષાવિકાસના સામાન્ય નિયમોથી થાય, એટલે अस्तिનુ વ્યુત્પન્ન રૂપ अत्थि ગણાય

આ ઉપરાત વરરુચિ ત્હેને શોરસેની ભાષાના પરિચ્છેદમા લે છે. પરતુ વ્યાજબી રીતે એ મહારાષ્ટ્રી પ્રાકૃતનુ રૂપ છે વળી આ अस ધાતુની ખાસ ચર્ચા ત્હેણે મહારાષ્ટ્રીના સાતમા પરિચ્છેદમા કરી છે. "अस्तेर्लोप" (૭-૬) સૂત્રમા તે આદિ अનો લોપ જણાવે છે. વૃત્તિકાર ભામહ "अस्तेर्धातोः थास-मिपोरादेशयो परतो लोपो भवति"-थास ને मि પ્રત્યય લાગતા अस्‌નો આદિ अ લોપાય છે, એમ જણાવે છે સંસ્કૃતમા असि રૂપ હતુ ત્યારે પ્રાકૃતમા માત્ર આ સૂત્રથી सि રૂપ થયુ. સૂ. (૭-૭) 'मि-मो-मु-मानानधो हश्च' મા જણાવે છે કે अના લોપ ઉપરાત પ્હેલા પુરૂષના બન્ને વચનના રૂપમા म् જોડે અને ह વપરાય છે अस्मिને બદલે म्हि स्मः ને બદલે म्हो-म्हु-म्ह થાય છે આ ह પ્રક્ષેપનો નથી, અગભૂત सनो ह થયો છે આ બધા રૂપ વ્યુત્પન્ન રૂપ કહેવાય

વરરુચિ अच्छ ને अस ઉપરથી માનતો હોત તો ૭મા પરિચ્છેદમાં એનો નિર્દેશ કરત પરતુ ૧૨મા પરિચ્છેદમા તે કરેલો હોવાથી કદાચ તે સૂત્ર પ્રક્ષિપ્ત હોય

હેમાચાર્ય પણ સૂત્ર ( ૮-૩-૧૪૬ ) મા अस्मिने બદલે म्मि થવાનુ જણાવે છે. સૂત્ર ( ૮-૩-૧૪૭ ) મા अस्मिने બદલે म्हि ને स्म. ને બદલે म्हो ને म्ह આદેશ જણાવે છે, તેમજ સૂત્ર ( ૮-૩-૧૪૮ )મા જણાવે છે કે अत्थि રૂપ ત્રણે પુરુષનાં બન્ને વચનમાં વપરાતુ अत्थि तं, अत्थि तुम्हे अत्थि ह, વગેરે આ પ્રમાણે अस् ધાતુના વ્યુત્પન્ન રૂપ म्हि म्हो, म्हु, म्ह, सि ને अत्थि છે. આ'માં अत्थि સિવાય કોઇ સ્થળે પૂર્વનો अ કાયમ રહ્યો નથી. સસ્કૃતમાં જ્યહાં अ હતો ત્યહાંથી પણ પ્રાકૃતમાં ઊડી ગયો. તો अच्छમાં अ શી રીતે આવે, એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે. (आसीत् ભૂતકાલિક રૂપમા આ રહ્યો છે ત્હેનુ आसि રૂપ પ્રાકૃતમા થાય છે ) બીજો વાંધો એ છે કે अच्छमा પ્રધાનપણે **'બેસવાનો'** અર્થ છે, અને તે જૂનો અર્થ છે ધીમે ધીમે अच्छ સત્તા-વાચક થતો ગયો છે. જૂની ગુજરાતીમાં તો જૂનો અર્થ નષ્ટ થયો છે. પણ પાલી પ્રાકૃત, ને અપભ્રંશ કાળમા ત્હેમા **'બેસવાનો'** અર્થ હતો. अस्‌મા **'બેસવાનો'** અર્થ કલ્પવો તે યોગ્ય નથી માટે अच्छ ધાતુ आस् ઉપરથી આવવો જોઇએ

आस (to sit) ધાતુ સસ્કૃતમાં મૂળ અર્થમાં વપરાતો, પણ પાછળથી સસ્કૃતમા તે अस (to be)ના અર્થમા વપરાવા લાગ્યો છે ઇ સ પૂર્વ ત્હેમા નવીન અર્થ આવ્યો છે, તે નીચેના ઉદાહરણ ઉપરથી જણાશે

૧. 'आस्ते कदापि धन्यस्य द्वारि दन्ती गृहेऽर्भकः" (સુભાષિત)
૨. "आस्तां मानसतुष्टये सुकृतिनां नीतिर्नवोढेव व." (હિતોપ. મિત્ર. ૨૧૨)
૩. "गतसत्त्वा इवासते" (નળોપાખ્યાન ૧૬-૨૬)

મી બોપ "Comparative grammar" § 509માં જણાવે છે

કે "It is not improbable that the verb substantive is only an abbreviation of the root As (अस्), and that generally the abstract notion of 'being' is in no language the original idea of any verb whatever." આ રીતે તો अस् ધાતુ પણ आस् ઉપરથી આવ્યો હતો; તેની સાથે આપણે અહીં સંબંધ નથી, માત્ર આ ઉપરથી એટલું જ જોવાનું કે आस् ધીમે ધીમે अस्ना અર્થમાં વપરાય. સંસ્કૃત, પાલી, પ્રાકૃત, અને અપભ્રંશમાં आस्–अच्छ ધાતુ બન્ને અર્થમાં વપરાયા છે તે જોવા થોડાંક ઉદાહરણ લેઈએ

સંસ્કૃત—

(૧) "आस्ते भग आसीनस्य" (એમનુ)

(૨) "गागन्वा इव आसते" (હાનુ)

પાલી—

(૧) "तुण्ही सनच्छिरे" (तूष्णीं आसते) (સમનુ)

(૨) "पुच्छ मं सभिय पञ्हं। यं किंचि मनसिच्छसि" (હોનુ)

પ્રાકૃત—

(૧) "हं धम्म उवरिं अच्छसु मुहुत्त" (ગમનુ)

(૨) "ताओ मया विप्पणेण विरहिओ अच्छइ" (હોનુ)

અપભ્રંશ—

(૧) "तहिं घरु करिवि जाम मणु अच्छमि ताम सग्गगमणि निरच्छमि" (એમનુ)

(૨) "अच्छइ एत्थहि पुत्तु जीवन्तउ" (હોનુ)

(૩) 'एस धम्माहम्मु ण होइ जइ वि गच्छइ अच्छइ सो घरे तह वि" ([illegible] ४६३)

બીજું 'વસુદેવહિંડી' નામના પ્રાકૃત ગ્રંથમાંથી નીચે આપેલા ઉદાહરણ ઉપરથી જણાશે કે આસ ને અચ્છ એકજ અર્થમાં વપરાયા છે આસનો નીચેનો એટલોજ વિરલ પ્રયોગ નોંધ્યો છે

१ 'ततो ह लोयपसिद्धाइ मयसिद्धाइ काउ अम्मागमंमि आसहे" (२८९)

२ "पुणो ण पमाणमि ति चिंततो अच्छहे पसारकम्मे" (२४७)

३ 'भुत्तो मि सह पियाए, महियसुहयासओ अच्छहे" (१८०)

આ ઉપરથી એમ માનવાને કારણ છે કે આસ ઉપરથી અચ્છ આવ્યો જો અસ ઉપરથી આવ્યો હોય તો વરરુચિ પ્રમાણે પણ તેનો પ્રયોગ માત્ર મ્ય ને મન્તિ વાસ્તે રહે, કારણ આગળ જણાવ્યા પ્રમાણે અસ્મિ માટે મ્હિ, મ્મ માટે મ્હો–મ્હુ–મ્હ અસિ વાસ્તે સિ ને અસ્તિ માટે અત્થિ રૂપ જુદા સૂત્રથી આપે છે. બાકી મ્ય ને સન્તિ રૂપ રહ્યા તેમાં પૂર્ણ અ છે નહી એટલે અચ્છ ધાતુ તે ઉપરથી મળતી ન શકે વળી મ્યનું પ્રાકૃતમા મ્હ વપરાયેલુ જડે છે, જો કે અન્ને વૈયાકરણાએ તેનો નિર્દેશ કર્યો નથી આસનું ત્રી. પુ. એ. વ. નું સંસ્કૃત રૂપ આસ્તે થાય તે ઉપરથી જેમ આસ્તનું અચ્છ થયુ તેમ અન્ય થઇ જાશે પરંતુ આસ્તનો ઉચ્ચાર આસ્તે જેવો થતા જેમ વસ્તનુ વચ્છ થાય છે તેમ અચ્છે થાય અગર ત્યનો પણ ચ્છ થઇ શકે વસ્તુ ઉપરથી 'વચ્છમાન', અપ્રત્યક્ષ ઉપરથી 'અણુકચ્છો' બને છે તેમ અસ્ત્યનો કે ત્યનો ચ્છ થઇ અચ્છે રૂપ બને તે ઉપરથી ધાતુ પરસ્મૈપદી મનાતા તેમજ અન્ય ધાતુઓના જેવુ રૂપ આપવાની વૃત્તિને લીધે અચ્છઇ રૂપ વિશેષ પ્રચલિત થાય અચ્છે–અચ્છ ઉપરથી અચ્છઇ થાય તેમ, મુ નરસિંહરાવભાઇ વિકાસ-

ક્રમ પલટાઇ જતો માને છે, (ગુ ભા. મા. પુ ૧, પૃ. ૨૫૩) પરંતુ આ વિકાસક્રમનો પલટો નથી, ઊલટું ત્હેમા અનિયમિત રૂપોને એક ધાટીના બનાવવાની વૃત્તિ છે. अच्छे ઉપરથી अच्छ ધાતુ તરીકે સ્વીકારતા જેમ विणइ, नचइ, लहइ રૂપો થાય છે તેવું अइवाळुं રૂપ अच्छइ સામ્ય ઉપરથી થઈ શકે વૈદિક अस्मे ઉપરથી અપ મા अम्हे ને अम्हइ રૂપ થાય છે આમા પણ ક્રમપલટો નથી आस् ઉપરથી अस्मइ–अच्छइ ક્રમ લેતા પણ स् નો छ થઇ શકે છે એટલે ત્રણમાના કોઇ એક વિકાસક્રમથી આ રૂપ આવ્યુ છે

સૂત્ર ૮–૪ ૩૮૮ના ઉદાહરણમા "ज अच्छइ त माणिअइ होसइ करत म अच्छि" પ્હેલુ अच्छ સત્તાવાચક છે ને બીજુ 'બેસવાના' અર્થમા છે. તે ઉપગત સૂત્ર ૮–૪–૨૧૫ "गमिष्यमामा छः"મા आस ધાતુનો अच्छ થાય છે, એમ જણાવ છે સૂત્ર ૮–૩–૧૬૩ના ઉદાહરણમા "एव अच्छीअ। आसिष्ट। आन्त आसाचरं वा" अच्छ ને आस्ना અર્થનો માને છે જેમ વરરુચિ એકને બદલે બીજો ધાતુ જણાવે છે, (दृश ને બદલે पेकख) તેમ હેમાચાર્ય પણ જણાવે છે છતા आस् બાબત તે स નો छ થઇ अच्छ આવ્યા એમ ચોક્ક્મ જણાવે છે.

મહારાષ્ટ્રી પ્રાકૃતમા રચાયેલી 'ગાથાસપ્તશતી'ના શ્લોક (૧–૮૩ )મા

पोट्ट पडिएहिं दःख अच्छिज्जइ उण्णएहिं होउण।

इअ चिन्तआण मण्णे थणाण क्सण मुह जाअम् ॥"

'अच्छिज्जइ' રૂપની જે જુદી છાયા બે વૃત્તિકાર આપે છે એક स्थीयते આપે છે ત્યારે બીજો आस्यते આપે છે બન્ને વ્યાજબી છે स्था (ઊભું રહેવુ) ઉપરથી 'मध्याह्न स्थित.' પ્રયોગ પ્રમાણે 'મધ્યાહ્ન થયો છે' અર્થ થાય છે તેમ બન્ને અસ્તિત્વવાચક જ છે કેટલ

આ अच्छ ધાતુનો કાળિક કાળના જેવો સહાયકારક ક્રિયાપદ તરીકે થયેલો ઉપયોગ નીચેના અપભ્રંશ ઉદાહરણમાં મળી આવે છે

१ गहु मटु मित्त अत्तम्मत र अच्छइ पडिउ वरुयदत्तार
२ "अच्छइ वण्णसमृद्धि वहंता नाहु पियविराउ विसहंती"
३ "अच्छइ ण्यरि पुग्न जीयतउ
४ 'अनई परमेसरि तीर्थंकरे नि प्रमउ अछु भणियउ अ॰ ८०"

પહેલાં ત્રણ ઉદાહરણ 'ભવિસયત્તકહા'માંનાં છે. ચોથું સં. ૧૩૩૦માં રચાયેલી 'આરાધના'માંથી છે. પહેલામાં अच्छइ=પડ્યો છે, બીજામાં अच्छइ=રહે છે, ત્રીજામાં अच्छइ=છે. ચોથામાં अछु=ભણ્યો છે.

'આવ્યો છે', 'આવ્યો હતો', 'આવ્યો હશે' વગેરે જેવા પ્રયોગમાં 'આવ્યો' પછી વપરાયેલા ક્રિયાપદને મુ. નરસિંહરાવભાઈ 'ઉપક્રિયાપદ' કે સાહાય્યકારક ક્રિયાપદ માને છે, પણ 'આવે છે', 'કરે છે' જેવા વર્તમાન કાળના રૂપમાં વપરાતા 'છે'ને પ્રત્યય ગણે છે (ગુ. ભા. સા. પુ. ૨, પૃ. ૬૧-૬૨). આ વ પ્રસંગે વળી ખરી આર્યભાષાઓમાં વર્તમાન કૃદન્તના રૂપ વપરાય છે. ગુજરાતીના બન્ને ક્રિયાપદ છે. ગુજરાતી 'જતો છે'માં 'છે'ને પ્રત્યય નહીં માની શકાય, તેમજ 'જતો નથી'માં 'નથી'માં રહેલા 'છ'ને પણ પ્રત્યયમાં નહીં ગણી શકાય. આ વાંધો બાદ કરતાં અન્ય સ્થળે ત્હેને પ્રત્યય ગણવામાં બાધ નથી. છતાં એક વાક્ય ગણવું નષ્ટ છે.

ભૂતકાળમાં કે વર્તમાન કૃદન્તની જોડે अच्छનો ઉપયોગ ઉપર જોયું તેમ જૂનો છે, પણ વર્તમાન કાળમાં પ્રત્યય તરીકે 'છ' ક્યારથી વપરાવા લાગ્યો, એ ચર્ચા મેં (પુ. ૨, પૃ. ૬૦-૬૮) મુ. નરસિંહ-

ગવભાઠ એ નિર્ણય ઉપર આવે છે We can thus safely conclude that the use of છે as a **termination** (કરે છે type) started after 1500 V S (or about 1500 V S) but was rare at first, and that its established use came at a much later period when करइ entirely lost its power to express the pure present tense (p 67–68) આ બાબત સાથે હુ સમત હુ પણ '**પ્રાચીન ગુજરાતી ગદ્ય-સદર્ભ**'મા પ્રથમ છાપેલી **સમ્યક્ત્વ ઉપર** કથાનો રચનાકાર શ્રીજિનવિજયજીએ સવત ૧૪૧૧ આપ્યો છે તેથી કરે છે' જેવા પ્રયોગનો કાળ લગભગ ૧૦૦ વર્ષ જેટલો પાછો હઠાવવો પડે કારણ આ'મા તે'વા પ્રયોગ થયા છે

ઉદા

૧ 'જિણિ માર્ગિ તુમ્હે જાઉ છઉ' (સદર્ભ ૧૧–૭)

૨ 'જાણઇ હઉ દેખઉ છઉ' ( „ ૧૩–૮)

૩ 'કિમઉ કો કુણુરી મગતા પૂઠિ મરી સકઈ છઇ?' ( „ ૪૫–૧૩)

આ પછી આવો પ્રયોગ આછોપાતળો થતો રહ્યો છે, ને ધીમે ધીમે વૃદ્ધિ પામ્યો છે અને મૂળ ક્રિયાપદ સત્તાર્થ કે સશયાર્થ માત્ર કવિતા સિવાય અન્યત્ર રૂઢ થયુ છે

* (૧) પરિમલ મહુમહઇ છઈ" (૨) મોતી તણી મિરિ લહલહઇ છઇ (સ ૧૪૭૮)
(૧) 'તુમના કરુ છઉ' (૨) 'ધર્મિયા કહઈ છઈ' (૩) 'છત્ર વિગુસઇ છઇ' (સ ૧૪૮૫)
(૧) 'વિદ્યાધર જાઉ છઉ' (૨) 'માહરી ભાષા આવઇ છઇ' (સ ૧૫૦૦)

## લેવું

હિન્દીમા વ્રત લેતા હૈ (વર્તમાન કાળ), મ ન વ્રત લિયા (ભૂતકાળ) એમ વર્ત ને ભૂતકાળમા એકજ ધાતુ લૈના વપરાય છે ગુજરાતીમા ભૂતકાળ માટે 'લીધુ' વપરાય છ, વર્તમાનકાળમા 'લે' વપરાય છે ભૂતકાળનુ રૂપ મ લભના કર્મણિ ભૂતકૃદત લબ્ધ ઉપરથી સિદ્ધ થઇ આવેલુ છે. તેથી એમ ક પના થઇ શકે કે 'લે' ધાતુ લભના લભન- લઇઇ ઉપરથી આવ્યો પણ વાસ્તવિક રીતે તે મ ની ધાતુ ઉપરથી આવ્યો છે અર્થફેર ખનસ્ય થયો છે મુ નરમિહરાવભાઇ ત્હેને લભ ઉપરથી ઉત્પન્ન કર છે અને નીમાથી 'લે' આન ને મ મ ધી નણુ વાધા રજુ કરે છે (ત્હેમના કથનનો સાર માત્ર છે)

(૧) 'લેવુ' નો અર્થ 'to take' થાય છે નીનો (to lead) દોરવુ થાય છે 'to carry' 'લઇ જવુ' એ દ્વારા to take' 'લેવુ' અર્થ શક્ય છે પણ અર્થમા ખેચતાણ કરવી પડે તેમ છે

(૨) મ ની ધાતુ પ્રાકૃત-અપભ્રંશમા ણા સિવાય બીજા રૂપમા વપરાયેલો જડતો નથી

(૩) મરાઠીમા 'દોરવાના' અર્થમા નણ ને 'લેવાના' અર્થમા ઘણે વપરાય છે તે સૂચવે કે ની ધાતુ 'દોરવાના' અર્થને વળગી રહ્યો હોય (પુ ૧, પૃ ૨૬૫)

(૧) અર્થફેર થવો બોલચાલની ભાષામા મ ભવિત છે જૂનો અર્થ જતો રહે ને નવો પણ આવે છે મૃ ધાતુ 'મરવુ- પ્રાણ જવો' એ અર્થમા વપરાય છે તે ઉપરથી 'મરનુ' 'માર' (પ્રેરક) રૂપ હાલ 'તાડન'ના અર્થમા વપરાય છે 'માર' ધાતુના મુખ્ય અર્થને (પ્રાણ લેવો) ઉપકારક ગૌણ ક્રિયા (તાડન)નો અર્થ ત્હેમા સાહચર્યના નિયમથી ભળે ને

સ્વાભાવિક છે મારવું='તાડન કરવું' એ અર્થ પ્રધાન થતાં બીજો અર્થ ઉમેરવા માટે 'નાખવું' એ સંયુક્ત ક્રિયાપદનો વાપર પ્રચારમાં આવ્યો. તેજ રીતે જડ પદાર્થ કે અશક્ત પ્રાણીને એક સ્થળેથી બીજે સ્થળે લેઈ જતાં અગાઉ તે પ્રાણી કે પદાર્થને 'પકડવો' પડે. એ રીતે મુખ્યાર્થ (લેઈ જવું) ને ઉપકારક ગૌણ અર્થ પકડવાનો પણ તેમાં ભળ્યો છે ગ્રીના અપભ્રંશ રૂપ જેમાં અપભ્રંશ કાળથી જ ग्रह ધાતુનો અર્થ આ રીતે આવ્યો છે. ग्रह ધાતુનો અર્થ 'પકડવું' થાય છે. પણ તે શબ્દ 'ધારણ કરવાના' અર્થમાં સંસ્કૃતમાં વપરાયો છે.

"वासांसि जीर्णानि यथा विहाय नवानि गृह्णाति नरोऽपराणि" (ગીતા) આ રીતે અર્થ કરવો થયો બિલકુલ સંભવિત છે.

(૨) બીજો મુદ્દો नी ધાતુ પ્રાકૃત-અપભ્રંશમાં णी રૂપે જ વપરાયાનો છે 'वादौ' સૂત્ર (૮-૧-૨૨૯) પ્રમાણે આદિ નનો વિકલ્પે ण થતો હોવાથી न ને ण બન્ને વપરાય, અને વપરાયા પણ છે. ઊલટું न રૂપે વિશેષ પ્રયોગ છે. નનો પ્રાકૃતમાં ल પણ થયો છે 'लेइ' વપરાતો સૂત્ર ૮-૪-૨૩૮માં નોંધ્યો છે. (नयतिर्नियः । नेइ-लेइ)

१ "नमीव निज्जइ माणुस." (વસુ ૯૪-६)

२. 'कीस एस सगड नेहि?" (વસુ ५७-१६)

३ "नत्थि इत्थ को वि जो एय गणिऊण लेइ." (કુમાર. પ્ર. ૪૫)

४. "नित्त वित्त च परस्स लिंति अप्पति नउ नियय." ( ,, ८५)

५. "पइ निद्दउ नियदिव्वविमाणि." (ભવિ. ९-३-७)

६. 'नेवि समप्पिउ नरवरनाहहो." ( , ९ ९-८)

૭. "केमहिं लेप्पिणु जमघरिणि भण सुहु को थक्केइ" (સિ. હે. ૮-૪-૩૭૦)

(યમની સ્ત્રીને ચોટલે પકડી કહે કોણ સુખી રહે ?")

૮. "लेवि महव्वय सिवु लहहिं झाएविणु तत्तस्सु" (સિ. હે. ૮-૪-૪૪૦)

(તત્ત્વનું નિદિધ્યાસન કરી વ્રત લેઇ (લેઇને) કલ્યાણ પામે છે.)

ઉદાહરણ ૭માં લેપ્પિણુનો અર્થ 'પકડીને' છે. જો તે લભ્ ઉપરથી આવ્યો હોય તો લદ્ધા પ્રાકૃત રૂપ ઉપરથી લેપ્પિણુ સંભવી શકતું નથી. ઊલટું नीत्वा-नेत्ता-लेप्पा-लेप्पिणु રૂપ ની ધાતુ ઉપરથી સરળ રીતે વ્યુત્પન્ન થઇ શકે છે બીજું ઉદાહરણ ૮માં लेवि (ની) અને लहहिं (લભ્) બે ભિન્ન ધાતુ ભિન્ન અર્થમાં વપરાયા છે.

આ રીતે न નો ल થઇ આ ધાતુ વ્યુત્પન્ન થયો છે, અને અપભ્રંશકાળમાં તેમાં 'પકડવાનો' અર્થ આવ્યો છે.

(૩) ત્રીજો મુદ્દો મરાઠીમાં नेणें ને घेणें બે ભિન્ન ધાતુઓ વપરાય છે, માટે ની ધાતુ તેના મૂળ અર્થને વળગી રહ્યો હોવો જોઇયે. જો તેમજ હોય તો "नवानि गृह्णाति नरोऽपराणि"માં જે અર્થમાં ग्रह् ધાતુ વપરાયો છે તેજ અર્થમાં મરાઠીમા પણ ले વપરાયો છે.

૧. "जैसें वज्रकवच लेइजे । मग शस्त्राचा वर्षाव साहिजे." (જ્ઞાને. ૨-૨૩૨)

૨. "जैसें बाळका लेववीजे लेणें । तया प्रमाणें बाळ काई जाणें ॥" ( „ ૧૦-૫૮)

૩ "माझें नृसिंहत्व लेणें । जयाचिये महिमे." (જ્ઞાને. ૯-૪૫૦)

આ પ્રમાણે મરાઠી नेणें (મૂળ અર્થમાં) ને ની ઉપરથી लेणं 'ધારણ કરવાના' અર્થમાં પણ વપરાય છે. लेणेंમાં જે અર્થ છે

નવુ અર્થ ઉદાહરણ ન ૮ના ભૈત્રમા પણ છે નત લેઇ-કે નત ધારણ કરી મગધીમા ની-નૌ મૃગ રૂપે ( નનો ल થયા સિવાય ) લ્યો માત્ર નવીન અથ નથી આવ્યો, પણ ભેગમા નવીન અર્થ આવ્યો છે વળી પુત્ર લભસ્વનુ ગુજરાતીમા 'પુત લે' એમ ભાષા ન્તર નહી થઇ શકે માટે લે ધાતુ लभ ઉપરથી મળતી શકતો નથી

શ્રીયુત સુનીતિકુમાર ચેટરજી પોતાના 'Origin and Development of Bengali language' નામના પુસ્તકમા બગાળી ભાષાના ત્રણ વિભાગ પાડી આ ધાતુ માટે વપરાતા જુદા જુદા રૂપ નોંધે છે (૧) શિષ્ટ બોલચાલની ભાષામા નિ ને ને, (૨) શિષ્ટ સાધુભાષામા ल ने लह (૩) બગાળીની બોલીઓમાં લે. આ ત્રીજો વિભાગ લે વાપરે છે જ્યારે પ્હેલો વિભાગ નિ-ને વાપરે છે આ બે ખરા રૂપ ગણાય વળી પૃ ૧૦૫૧ ઉપર स्वाद नेवा (to taste) તેમજ नाम नेवा (to repeat the name of God), પૃ ૧૦૫૦ ઉપર काटी नेत्रे (snatched away) નોંધે છે આ ત્રણે શબ્દો જોડે ગુજરાતીમા 'લેવુ' વપરાય છે આ નવા लभ् ઉપરથી આવી શકે તેમ નથી આ બાબત જણાવતા અગાઉ પૃ. ૧૦૪૫ ઉપર લખે છે કે "It is exceedingly likely that O I A √नी has also survived in Bengali"

## લાવવુ

૧ આ ધાતુ ની ધાતુના પ્રેરક કર્મણિ ભૂતકૃદંત ઉપરથી આવ્યો હોય તેમ જણાય છે અર્થફેર છે, પણ તે અપભ્રંશકાળમા જ થયો હોય તેમ ત્હેના પ્રયોગ ઉપરથી માલૂમ પડે છે જેમ 'આવ' ધાતુ પ્રાકૃતકાળ જેટલો જૂનો છે તેટલો 'લાવ' ધાતુ જૂનો હાય તેમ જણાતુ નથી, પણ જૂની ગુજરાતીમા 'લાવ' નિષ્પન્ન થયો છે

'જસહ્રચરિઉ'ના ઉદાહરણમાં 'લાઇ' છે ને 'આરોપવું' એ અર્થનું છે જ્યા ઉદા ન. ૧, ૩, ૪, ૫મા અપભ્રંશમાજ 'લાવવું' અર્થ આવ્યો છે

ઉદા.

૧. "चउमुद्द छमुदु झाइवि एत्तहिं लाइवि णावइ दइवं घडिअउ ?" (૮-૪-૩૩૧)

૨. "अम्मणु लाइवि जे गया पहिअ पराया केइ." (૮-૪ ३७६)

૩. 'तणे वोविउङो अमग्गि नारहो भिन्हाणवि लोउ लायंतहो." (ભવિ ૧૯-૯-૬)

૪ 'गिरिवरक्कडय गो दि सपाउउ उग्ग सुवग्गु धम्मपहि लायउ" („ ૧૮-૭-૧૦)

૫ "तेण गमाणु मह भि जाइव्वउ त वोहिपु तीरि लाइव्वउ' („ ૨-૧૦-૧)

૬. "तो वि मुणिंदह दोसु जणु लायइ" (જસહર ચરિઉ ૩-૩૬-૧૨)

૭. "लक्ष्मणु वनफ्ल ल्यावतु." (સીતાહરણ ૩૦)

૮. "वली विभम मनि लाया" („ ૩૨ )

સ. नापित्तव्य ઉપરથી અપ लाइव्वउ આવ્યુ, તે ઉદાહરણ પાચમાં વપરાયું છે नापित--लाइयनो સંસ્કાર કાયમ રહેવાથી 'લાવ' ધાતુ અપભ્રંશમા થયો નથી. તેનો य ને બદલે य लायउ' ને 'लायतहो'મા ચાલુ રહ્યો છે. પછી તેનો व થઈ 'લાવ' ધાતુ આવ્યો, પણ જૂના इ કે यના સંસ્કારને લીધે 'લાઈવ્વઇ-લ્યાવઇ' પછી य બણ મૃદુ ઉચ્ચારાતાં જતો રહ્યો ને 'લાવવું' રહ્યો. સુરત બાજુ હજુ પણ 'લાઇવ્યા-આઇવ્યા' જેવો ઉચ્ચાર થાય છે

## બોલવું

આ ધાતુને व्र ધાતુ ઉપરથી ઉત્પન્ન કરવામા આવે છે व्रत-वृत्त वुट्-वोट्-બોલવું. પણ वाल રૂપ પણ પ્રાકૃતમા જોવામા આવ છે હેમ ૮-૧-૨૩૭ 'वो व " પ્રમાણે અનાદિ ને અમયુક્ત वનો व થાય अलाव-अलाब, शवल -सवलो પણ નમા व આદિ હોવાથી तद्‌નો व થવા મંનાયી શકાય છે. તેમ પ્રાકૃતમા वोल ને वोड બે રૂપ વપરાયા છે

१ "जणम्मे वोल्लुम." (ગાથા મ શ ૨-૮૧)

२. "किं वोलिस्सं." ( ,, ,, २-८७)

३. "किं पि अजुत्त दुरुत्त पवोल्लमि." (જમ્બૂસ્વચરિઉ. ૩-૧૮-૮)

આ ઉપરથી એમ માનવાને અવકાશ છે કે 'બોલ' ધાતુ સં. उक्त ઉપરથી આવ્યો उत्तનું પ્રાકૃત રૂપ वुत्त છે આદિ व નો व ન થાય તો ઉદાહરણ ત્રીજામા જેમ પૂર્વે प्र ઉપમર્ગ આવ્યો છે, તેમ ઉપમર્ગ આવતા व અનાદિ બને અને તેનો व થાય પછી ઉપમર્ગ સિવાય પણ वोल વપરાય वुत्त ઉપરથી वुड ને वोड એ રૂપે હાલનો 'બોલ' ધાતુ આવ્યો લાગે છે.

અથવા એમ પણ માની શકાય કે જેમ ઉપમર્ગને લીધે वुत्तનો वुल्ल થયો તેમ प्रवृत्त ઉપરથી पवुल्ल થાય ને પછી वुल्-वोल्ल એમ ને એમ વપરાય સમાસમા આવતાં यष्टिનો लट्ठी થાય છે, પછી એમ ને એમ પણ लट्ठी વપરાય છે તેવી રીતે

# પ્રકરણ ૧૬ મું

## પ્રેરકરૂપ

સંસ્કૃતમા ક્રિયાપદનું પ્રેરકરૂપ બનાવવા મુખ્ય अय પ્રત્યય હતો આ'ની પૂર્વે ધાતુના સ્વરો ગુણ કે વૃદ્ધિ લેતા તે ઉપરાંત આકારાન્ત વગેરે ધાતુઓ માટે पय પ્રત્યય હતો ધાતુના અન્ત્ય આ સાથે પ્રત્યય ભળે आपय હોય તેમ ભાસતુ પાલીમા વિકલ્પે अयનો ए થઇ પ્રેરકરૂપ માટે ચાર પ્રત્યયો આવ્યા (૧) अय (૨) ए, (૩) आपय (૪) आपे આ રીતે સં कारयति માટે પાલીમા (૧) कारयति, (૨) कारेति, (૩) कारापयति, (૪) कारापेति એમ રૂપ થતા आपय પ્રત્યય સંસ્કૃતમા જૂજ ધાતુઓ માટે વપરાતો પણ પાલીમાજ તે વિવેક નષ્ટ થયો છે, અને आपय ઉપરથી વ્યુત્પન્ન થતો आव પ્રત્યય પ્રાકૃતમા સામાન્ય પ્રત્યય બની ગયો છે પાલી ભાષા તે પ્રાકૃતનુ જૂનુ રૂપ છે માટે પ્રાકૃતને પાલીનુ ઘણુ ઋણ છે પ્રાકૃતમા આ आपे નો आवे થઈ कारइ, करावइ, करावइ, વગેરે રૂપ થયા કેટલુ જે રૂપ છે ત્હેમા आव ઉપરાંત आपयમાનો अय ए રૂપે ચાલુ રહ્યો છે પ્રાકૃતમા कर ધાતુ સિદ્ધ થતા ને પ્રત્યય आव પ્રચલિત થતા પાલીથી ભિન્ન રીતે करावइ–वइ વગેરે રૂપ પ્રાકૃતમા આવ્યા, છતા कारवइ જૂનુ રૂપ પ્રાકૃતમા પણ ચાલુ હતુ તે ઉપરથી હાલ વપરાતુ 'કરાવતાં' રૂપ આવ્યુ છે આ પ્રમાણે પ્રાકૃતમા आव પ્રત્યય આવ્યા

સં मिल ધાતુના પ્રેરક मेलयतिનું પ્રાકૃતમા मेलवइ થયુ ત્યાં ગુણ થયો છે તે સંસ્કૃત ભાષાના નિયમથી–માત્ર સં. मेलयति ઉપરથી व श्रुति પ્રમાણે मेल्वइ થયુ शिक्षयतिनु પ્રાકૃતમા सिक्खवइ રૂપ છે ને शोषयतिनु सोसवइ થાય છે સૂત્ર ૮-૩-૧૫૦ 'गुणोऽन्त्यस्य' પ્રમાણે પ્રેરક પ્રત્યય પૂર્વે ગુણ થાય ટેવ નો વિકલ્પે आव प्रत्यय

શોષિત । સોસવિઅ કે સોસઅ । તોષિત । તોસવિઅં કે તોસિઅ । આ ઉપરાંત સૂત્ર ૮-૪-૮મા મિશ્રના અનેક પ્રેરક રૂપ પૈકી એક મેલવइ આપેલુ છે સૂત્ર ૬૨મા દૃશ ધાતુના અનેક રૂપ પૈકીનુ એક दक्खवइ છે, સૂત્ર ૩૧મા નશ માટે नासवइ ને हारवइ રૂપ આપે છે સૂત્ર ૩૮મા વિજ્ઞાપનુ પ્રાકૃત રૂપ विण्णवइ આપે છે સૂત્ર ૩૭મા प्रस्थाप માટે પ્રાકૃત રૂપ पट्ठावइ કે पट्ठवइ આપે છે આ બધા રૂપ ઉપરથી એમ જણાય છે કે હેમાચાર્યના વખત સુધીમા પાલીમા અવિકૃત રહેલો अय પ્રત્યય પ્રાકૃતમા अव રૂપે આવ્યો હોવો જોઈએ ઉપલા બધા ઉદાહરણમા अव પૂર્વે દીર્ઘ સ્વર છે दक्ख, विण्ण, ને पट्ठ પણ ગુરુ સ્વર વાળા છે, કારણ કાવ્યશાસ્ત્રના નિયમે સયુક્ત વ્યજન પર્વેનો સ્વર ગુરુ ગણાય છે ભણના પ્રેરકરૂપ भणावति ઉપરથી પ્રા રૂપ भणावइ થયુ હોવુ જોઈએ "ભણાવ ભણાવ નિજ સતતિ મૌને પ્રેમભક્તિની રીત" આમા નર્મદાશકરે જૂનુ રૂપ વાપર્યુ છે હાલ બહુધા 'ભણાવ' વપરાય છે ગાથાસપ્તશતીમા (૪-૫૨) પ્રા सिक्खविआ ને सिक्खइक्षा બે રૂપ નોધ્યા છે આ રૂપ મૂળ ઘની સ્મૃતિ કરાવે છે આમ બીજો પ્રત્યય अव પ્રાકૃતમા આવ્યો છે

૩. पत ના पातयति ઉપરથી પ્રા पाडेइ तुष ઉપરથી तोसवइ दृश ઉપરથી दरिसइ, मृ ઉપરથી मारेइ વગેરે રૂપ સસ્કૃતના ગુણ વૃદ્ધિના નિયમથી આવેલા છે

હેમાચાર્યે સૂત્ર ૮-૩-૧૫૧ "भ्रमेराडो वा"મા भ्रम ધાતુના વિકલ્પે થતા પ્રા રૂપ भमाडइ કે भमाडइમા ત્રીજા आड પ્રત્યયનો પણ નિર્દેશ કર્યો છે સૂત્ર ૮-૪-૩૦મા भ्रमना પ્રેરક રૂપ तर्गाडे વળી પ્રા तमाडइ, भमाडेइ રૂપ નોધ્યા છે આ ઉપરથી ત્રીજા आड પ્રત્યયનો પ્રયોગ પણ પ્રાકૃતમા નધાયો છે

અપભ્રશ કાળમા આવતા ચોથા પ્રેરક પ્રત્યય आरના પણ દર્શન થાય છે.

"सो पयक्खु पुरउ पइसारहि सुद्दिवयणमक्कडि पइसारहि."
(ભવિ ૧૦–૬–૯)

આમા 'पइसार' ને 'पइसार'મા મૂળરૂપ 'पइस' ને 'पइस' છે. તેમાં आर પ્રત્યય લાગી તે રૂપ થયા છે. તે ઉપરાંત "आवणि आवणि मुद भमाडिय" (ભવિ ૧૧–૧–૧૧)મા आड પ્રત્યય પણ ચાલુ રહ્યો છે.

આ પ્રમાણે (૧) आव, (૨) अव, (૩) आड, (૪) आर–એ મુખ્ય ચાર પ્રેરક પ્રત્યયો અપભ્રંશ કાળ સુધી વપરાતા એ જોયું, તેમ आव પ્રત્યય आपय ઉપરથી ને अव પ્રત્યય अय ઉપરથી આવ્યો તે પણ જોયુ. છેલ્લા બે પ્રત્યય आड ને आर શી રીતે આવ્યા, તે જોવાનું બાકી રહ્યું સંસ્કૃતમા આ પ્રત્યયોનુ નામનિશાન નથી હિન્દી ભાષામા પ્રાકૃત आव પ્રત્યયનો आउ થઈ उનો લોપ થતા છેવટે आ રહ્યો છે जलाना, बुलाना, नचाना, વગેરે આમા आ પ્રેરક રૂપ જણાવે છે. તે પ્રમાણે व ઊડી ન જાય, માટે ટકી શકે એવા ड ને र અક્ષરોનો પ્રક્ષેપ થઇ आड ને आर આવ્યા છે, એમ સામાન્ય માન્યતા છે જ્યા ત્યા જે તે અક્ષરનો પ્રક્ષેપ કરવો–માનવા તે ઠીક નથી. જૂનો પ્રત્યય आड છે તે આપણે જોયુ ડૉ ભાણ્ડારકર આ आड પ્રત્યયની વ્યુત્પત્તિ સબધી ભિન્ન મત ધરાવે છે "The forms in which we have आ before ड as देखाडइ, सवाडउं etc. are denominatives from the past-participles of original Pr. causals as दाविद or स्राविद" (ભાષણો પૃ ૨૨૯) પ્રાકૃતમા पीदाविद ને भीदाविद જેવા पीत ને भीत ઉપરથી બનતા પ્રેરકરૂપ વપરાતા. આવા રૂપ ઉપરથી હિન્દીમાં पिलाना, गिलाना, दिलाना જેવા રૂપ આવી શકે પ્રેરક आ ની પૂર્વે ल આવ્યો છે તે ड કે र ની માફક ક્ષેપક નથી, પણ મૂળ કર્મણિ ભૂતકૃદંતના त પ્રત્યયનો ल થયેલો છે.

આ હિન્દી રૂપોની સાથે ગુજરાતી રૂપોનો મેળ ખાય તેમ નથી ચાગન ગીતના પ્રેરક-રૂપ ગાવિત પ્રા ગાવિદ ઉપરથી ગુ 'ગવાડવુ' કલ્પવુ યોગ્ય નથી લાગે તેમજ પ્રેરકરૂપ દર્શિત ઉપરથી હિન્દી दिखलाना કલ્પવુ ઠીક નથી આ હિન્દી રૂપ સબધી એમ દલીલ કરી શકાય કે दर्शना ઉપરથી બીજા ધાતુના સામ્યને લીધે दिखलाना થયુ स्थापित ઉપરથી सुलाना બને તે પણ સભવિત નથી એમા પણ ઉપરના જેવી દલીલ સભવિત છે હિન્દીમા મૂળરૂપનુ કર્મણિ ભૂતકૃદંત લીધુ છે જ્યારે ગુજરાતી માટે સાવિદ-દાવિદ પ્રેરકરૂપના કર્મણિ ભૂતકૃદંત લેવા પડ્યા છે વળી પ્રા સમાડ રૂપમા સસ્કૃતનુ સ્યુ કૃદંત આવેલુ છે? શ્રાન્ત શ્રમિત ઉપરથી સમાડ સભવી શકે છે?

મ્હારી માન્યતા પ્રમાણે આ आड પ્રા પ્રત્યય શ્રમિત સામ્યને લીધે આવ્યો છે, અને હિન્દીનો ला (पीना ना, વગેરે ધાતુઓમા) સામાન્ય કૃદંતના નાનો ભાગો છે सपद ધાતુ ઉપરથી પ્રાકૃતમા મૂળ રૂપે सपडइ ને પ્રેરકરૂપે सपाडेइ થતુ 'दीणो दिअहो ण संपडइ" (ગાથાસ શ ૪-૭૮) ગુજરાતીમા આવતા सपडनु दीघ सयोगलोपथी 'સાંપડ' થયુ ને પ્રેરક 'સપાડ' રહ્યુ તે ઉપરાત સિ હે ૮-૪-૩, ૩૬ સૂત્રમા બતાવેલા उग्घाडइ ને उल्लाडइ બન્ને પ્રેરકરૂપના છે તે બન્નેમા आड-आल મૂળ ધાતુનો અગભૂત છે (उत्+घट उत+लड-नत ઉપરથી બનેલ) છતા आड-आल જાણે પ્રત્યય હોય તેમ સામાન્ય જનતાને ભ્રમ થતા તે आड-आल ને પ્રેરકરૂપના પ્રત્યય માની બેસે અને પછી ત્હેનો ત્હેણે પ્રચાર થાય શિષ્ટ જનોને પણ પાછળ વળગાડવુ પડે આ રીતે મૂળ आड-आल પ્રત્યય પછી ત્હેમાથી आर પ્રત્યય બન્યો આથી ड, र, કે ल પ્રક્ષેપનો નથી

બીજો आर પ્રત્યય आड ઉપરથી ड નો र થઇ આવેલો છે તે પ્રત્યય ખાસ સિંધી ભાષામા વપરાય છે કડી પ્રાન્ત બાજુ પણ आर

પ્રત્યયને વિશેષ પમરગી આપવામાં આવે છે વૃદ્ધ+कार ઉપરથી પણ 'વધારવું' મળી શકે છે એ'વા કર્મણિ ભૂતકૃદન્તને લાગતા कार ઉપરથી પણ आर ધાતુને લાગેલો શરૂ થયેલો હોય 'બડસાર' પઇ સાર' અપભ્રંશ રૂપોમા જે आर લાગેલો છે તે (૧) आड નો आर થઇ આવ્યો હોય કે (૨) ભૂતકૃદન્તને લાગતા कार ઉપરથી થયેલો आर સર્વસામાન્ય બની ધાતુને પણ લાગ્યો હોય 'વસુદેવહિંડી' જે ઈ. સ ના છઠ્ઠા સૈકામા લખાયેલો ગ્રંથ છે તેમા आर પ્રત્યય वृध ધાતુમા વપરાયેલો છે "नि य चोत्तण वड्डारेइ ण ॥" જૂની હાથ-પ્રતમા 'वड्ढावेइ' છે એટલે આ રૂપ કદાચ જૂનામા જૂની પ્રત (સ ૧૩૮૬)ના સમય પછીનુ હોય છતા कार પ્રત્યયના ઉમેરણથી તે રૂપને વ્યુત્પન્ન થવા સભવ છે कार લાગીને પણ કેટલાક ક્રિયાપદ આવ્યા છે. मृष्ट+कार ઉપરથી, જેમ अवकार ઉપરથી ઓપ આવ્યુ તેમ, 'મઠેરવું' ક્રિયાપદ આવ્યુ છે પરતુ આ'મા પ્રેરણાનો અર્થ નથી. वृध्‌ના वृद्ध ઉપરથી कार લાગી 'વધેરવું' શબ્દ આવ્યો લાગે છે "બુધવારે નવો જોટો વધેરજો" "નાળિયેર વધેરો"

કેટલાક ધાતુઓના પ્રેરક રૂપમા જાણે अनो ए થનો હોય તેમ લાગે છે इनो ए થાય એ ગુણના નિયમે વાજમી છે ગુજરાતી રૂપોમા મૂળના इनो अ થયો, પણ તેના પ્રેરક રૂપમા इ ગુણ-ને ચાલુ રહેવાથી अनो ए થયેલો લાગે છે मिल (મળ) मेल्यति (મેળવ), उत्कील (ઉકેલ) પ્રેરક ગણાતા મૂળ રૂપ 'ઉકલ' આવ્યું તેજ ધાતુ ઉપરથી ઉખેડ-ઉખડ થયા वि+कृ પ્રા विकिरइ (વિખેર), ઉપરથી મૂળ રૂપ 'વિખર', કર (દિ-કિરના)-કેરવ, વગેરે

આમા મળ ધાતુ-અકર્મકમા 'એ' હના તે પ્રેરકના સમજના તે ઉપરથી 'ઉકલ ઉખડ' વગેરે મૂળરૂપના ધાતુ આવ્યા.

પડ–પાડ, તપ–તાપ, માર–માર, તર–તાર, તુટ–તોડ, છુટ–છોડ, ફૂટ– ફોડ, વગેરે રૂપો મસ્કૃતના નિયમે ગુજરાતીમાં આવ્યા છે વૃધના વર્ધતે ઉપરથી પ્રાકૃતમા વડ્ઢ઼ કે વઙ્ઢ઼ થાય છે. છેલ્લા વઙ્ઢ઼ રૂપ ઉપરથી ગુજરાતીમા એ રૂપ સ્વરભાગના યોગે થયા છે સ્વરભાગ પૂર્વ શ્રુતિ ઉપર ખમના 'વાધે' રૂપ થયુ ને સ્વરભાર મૂળ શ્રુતિ ઢ ઉપર કાયમ રહેતા 'વધે' રૂપ થયુ. આ 'વાધે' પડ–પાડ જેવુ પ્રેરકરૂપ હોય તેમ લાગતુ નથી ત્હેનો પ્રયોગ મૂળ અર્થમાં થાય છે.

૧. ત્યારે પુત્રને થઈ અદેખાઈ, મુજ થકી વાધ્યો પિતરાઇ" (નળાખ્યાન)

૨ "વિષ વાધિ અતિ ઘણૂ, સર્પનિ પાયુ દૂધ" (કાદંબરી)

આ બન્ને ઉદાહરણમા 'વાધ' મૂળ અર્થમા છે. બીજા ઉદાહરણનો અન્વય 'જો સર્પનિ દૂધ પાયૂ હોય તો' એમ બેસાડતા કે પછી 'દૂધ' શબ્દને સતિસપ્તમીમા લેતા અર્થ બેશી રહેશે "દિવસ દિવસિ ગર્ભ વાધિ" (કાદ. ૪૯) "પવન વેગિ વાધિ તરંગ" (કાદ ૮૧) "જમ ઉદધિ વાધિ તા" (કાદ. ૧૩૦) અને 'વધે' અર્થ છે 'વિષ વાધિ'મા 'વાધિ' ને મુ ધ્રુવ સાહેબ પ્રેરક માને છે

આ ઉપરાત જૂનો આપ ને આવનો આમ બન્ને ગુજરાતીમા કાયમ રહ્યા છે 'ઉથાપ', 'ઉથામ', 'ઉગામ', વગેરેમા તે નજરે પડે છે "મ્હારૂં બોલ્યુ ઉથાપતો નથી" 'ધૂળ ઉથામે છે' 'લાકડી ઉગામે છે' સ. उत्थापन સંસ્કૃતિની ભાષામા જળવાઇ રહ્યો છે અત્યારે પ્રેરકમા જ્યહા ત્યહા આવ લાગે છે ત્યહા ત્યહા તે ઉપરથી બનતા નામમા તે આમ રૂપે નિત્ય માલૂમ પડે છે, ને જ્યહા અવ લાગે છે ત્યહા તે મૂળ રૂપે ટકી રહે જણાય છે

| અવ | આવ |
|---|---|
| જાળવવું-જાળવણી | પધરાવવું-પધરામણી |
| ભાળવવું-ભાળવણી | શિખાવવું-શિખામણ |
| આચવવું-આચવણી | લિંપાવવું-લિંપામણ |
| પજવવું-પજવણી | શિવડાવવું-શિવડામણ |
| શિખવવું-શિખવણી | ચળાવવું-ચળામણ |
| કારવવું-કારવણી | કરાવવું-કરામણ-ત |

ઉદા.

૧. "ઘુંમટ કરી થવારિ માઇ, પાલણુડિ પુઢાડિ જાઇ." (વિ. પ્ર. ૬૫)

૨. 'આણિ બેઠી બાંહિ આલી ઉચ્છંગિ બિસારી વાલી" (ઉષાહ. ૭૯)

૩. 'સ્વામી ! માયા જ વીતવિશિં, તઈં તાં ડીલિ તે અનુભવિઇ' (પ્ર. ચિ ૧૪૩)

૪. "જડાઈ, ભિડાઇ, ભેડવઇ અભડગ; ધાઇ ધમઇ તેઃ ધૂણઈ અડગ." ( ,, ,, ૧૩૮ )

૫. "જે હથિયાર મોહ પાઠવઇ, રાઉ વિવેક સુ અવિ જાણવઉ." ( ,, ,, ૧૩૮ )

૬. "અઈ હથિ દેશી વધારઇ નિલક વીર સુચરિઉ લેઇ કટક." ( ,, ,, ૧૩૨ )

૭. "તઉ રાજા આણાવિ કુમારિ; અભા ભરી જાણુ જોઅણુ-હારી." ( ,, ,, ૧૩૦ )

૮. "જિમ સહુાવઇ તિમ સહઉ મન સુહતાનણિં રાજ." ( ,, ,, ૧૦૧ )

૯. "દિવરાવીઇ બેટાનઇ રાજ-ફલઉ મનોરથ મહારઉ આજ." ( ,, ૧૦૧ )

૧૦ 'જાણી કદિ ત્રિ નામી શીશ" (કાન્હ)
૧૧ "રાગ ધૂણીનઈ કાહો દશરાિગ, "લડક નયગ ના ફેડઇ?"
(સીતાહરણ ૩૧)
૧૨ "રીછવાનર એલિયા તે દાખવઇ પરાણુ" ( ,, ૪૮)
૧૩ "એહિ ગીત ગવારઇં, દાન દિવારઇં," (પૃથ્વીચંદ્ર ૧૦૨)
૧૪. "બારમસયનીમે વિક્રમસવચ્છરે પજ્જત ફાગવિઆ." (રૈવત-
ફાગ ૫)
૧૫ "આજ અહાનઇ સોમવઇ તૂ! મગરિ શીધા માત!"
(ગીતાહ ૪૧)
૧૬ 'પડિઆહઇ બાહુ લોય દિક્ખ જિણ પામિ લિવારઇ"
(ઉપદેશનમાલકથાનક ૩૬)
૧૭ "મિલિઆ પ્રિય ઊમાહુવિ હૃય અઉ મુક્કલાવિઉ ઉગ્રમેણ ધુય"
(નેમીચતુ ૩૮,
૧૮. 'દન્તાજ બીજ દિખાડિ મ, દાડિમ, જિત મુખ માહિ"
(વ વિ ૨૦)
૧૯ 'પહિરઇ પિહિરામણી સાર, આપઇ ગજન્ય તુરિ ભણ્ડાર"
(ઉષાહ ૯૪)
૨૦ "ઐરાવણ જાણજે મનિ નાથ" (કાદ. ૧૩૪)
૨૧ "મવવા સુભટ ફેરવાવ્યા માગ." (હગિ઼ો ૧૫૯)
૨૨ "અમૃત ઝિરઇ, હરઇ દુખ દેહ, વધારઇ વનસપતિ જેહ"
(હગિ઼ો ૧૨૩)

આમ એવડો પ્રત્યય 'રાવ' પણુ જૂની ગુજરાતીમા મળે છે તે ઉપરાત મોકલવુ-મુકલાવવુ, દેખવુ-દિખાડવુ લેવુ-લિવારવુ જેવા પ્રેરકરૂપોમા સ્વરભારને લીધે 'ઓ-એ' ના 'ઉ-ઇ' ટૂકા સ્વર જૂની ગુજરાતીમા પ્રચલિત હતા

# પ્રકરણ ૧૭ મું

## કર્મણિ રૂપ

### કર્મણિ રૂપનો આ

આ 'આ' શી રીતે આવ્યો, તે સબધી ઘણો મતભેદ છે. હુ છેલ્લા ચારપાચ વર્ષથી એનો વિચાર કરૂ છુ, પણ ચોક્કસ પગલુ જડતુ નથી પાશ્ચાત્ય તેમજ અનત્ય બધા બને તેટલા વિદ્વાનોના વિચારો જોતા સમાધાન થતુ નથી પ્રથમ એટલુ જણાવવુ જોઇયે કે આ રૂપના નીચેના ક્રમો જૂની ગુજરાતીમા માલુમ પડે છે 'કરાયઇ'–'કરાઇ'–'કરાય'. આ સિવાય બીજા રૂપ માલુમ પડતા નથી. વાધો માત્ર પ્રથમ રૂપ 'કરાયઇ' શી રીતે આવ્યુ તે સબધીનો છે તે ચોક્કસ થાય તો વાધો રહેતો નથી આ'નુ રૂપ પ્રાકૃતમા 'વસુદેવહિણ્ડી' નામના ઇ. સ ના છઠ્ઠા સૈકામા લખાયેલા પુસ્તકમા નોધ્યુ છે, તેમજ તે રૂપ પડિત હરગોવિંદદાસના "પાઇઅ-સદ્દમહણ્ણવો" નામના પ્રાકૃત શબ્દકોષમા જડે છે. "किं इमा सगडतित्तिरी विकायइ ?" (વસુ ૫૭–૧૩) તેમજ કોષમા "विक्कायमाणो" શબ્દ નોધ્યો છે બન્ને એકજ છે. 'વેચાય છે–વેચાતો'. આ રૂપ આટલુ બધુ વ્હેલુ ઉત્પન્ન થયુ હોય ને અન્યત્ર પ્રાકૃત–અપભ્રંશમાં વપરાયુ ન હોય, એ મ્હારા માનવામા આવતુ નથી 'વસુદેવહિણ્ડી' ની જૂનામા જૂની હાથપ્રત સ ૧૩૮૬ની હોવાથી તે રૂપને હુ ચૌદમા સૈકાનુ માનુ છુ પછી એ'વા રૂપ આઠા આઠાં મળે છે. "મુગ્ધાવબોધ ઔક્તિક" (સ. ૧૪૫૦)મા આ રૂપ મળે છે

૧. 'એ ગ્રથ સુખિં પઢાયઇ.' (સંદર્ભ. ૧૭૭–૫)

૨. "તિહાં પ્રાકૃત વાર્ત્તા અતીત કાલિ કર્તા બોલાયઇ." ( ,, ૧૭૭–૮)

૩ 'આગિ ઊલ્હાઅ૦ એકઇ વાગિ, મઉડિ મતાપઈ માતઇ વાગિ" (પ્ર ચિ ૯૯)

કર્મણિ આનાગા રૂપ સબંધી નીચેના ભિન્ન ભિન્ન મત નોંધવા ઠીક છે

(૧) પ્રેરક કર્મણિ પ્રત્યય આપ્+य—कराप्यते—करावइ—કરાવઈ—કરાવ.

(૨) નામધાતુના आय પ્રત્યય ઉપરથી करायइ—કરાઇ—કરાય

(૩) પ્રેરકના માન आर પ્રત્યય ઉપરથી (કદાચ વનો લોપ થઈને)

(૪) या ધાતુના ઉમેરણથી—य (या—જવું) રૂઢીને करायाइ—કરાયઇ

(૫) પ્રાકૃત इज्ज ઉપરથી करिज्जइ—કરી જાઈ—કર્યું જાય—કર્યો જાય તે'ની રીતે કરાઈ—કરાયઈ—કરાઈ—કરાય

આ બધા મતોમા મ્હને કયા અડચણ નડે છે, તે જોવા ત્હેનો વિચાર કરવા ઉચિત છે

(૧) આ પ્રથમ મત ડૉ ભાણ્ડારકરનો છે તે ત્હેમના શબ્દોમાં જણાવવો ઠીક છે 'We have another verbal base in M (Marathi) which involves the idea of power and ability as करवतें 'can be done', 'बसवतें' 'can be sat' These forms are passive when the original verb is transitive, and impersonal when it is intransitive In old M प is sometimes seen for व"

"जरी वर्ते बहुत चोलिलें । विविध भेद सूचिले । तरी जावण हित आपुलें । तथि घेपे" (જ્ઞાનેશ્વરી ૨–૨૬૦)

"काय म्हणिपे स्थितप्रज्ञ ?" ( ,, ૨–૨૮૭)

'Here the sense is simply passive and does not involve the notion of power. These forms are to

be derived from the passive of the causal, whence करवे is करव्वइ Pr for कराप्यते Skt कायत" (ભાષણો ૨૩૦)

વાસ્તવિક રીતે આ બન્ને ધાતુઓમા જે प છે તે बने બદલે ટકી રહેલો જૂના आप्यनो નથી તે બન્ને त्तान्त ધાતુ હોવાથી प તે त्तनो બનેલો છે गृहीत–પ્રા घेत्त–અપ घेप्पइ–મ–घेपे, તે'વીજ રીતે भणित–પ્રા भणित्त–અપ भणिप्प મ म्हणिप्पइ–म्हणिपे म्हणिपे રૂપ મગ઼ીનુ હોવાથી અન્યત્ર જડે નહી પણ घप्प અપભ્રશમા મળી આવે છે પ્રાકૃતમા પણ મળે છે

ઉદા.

१ न घेप्पइ सुसिणर्हि न विज्जइ न य गुणर्हि" (પ્રા કથા સગ્રહ ૮૩)

२ कुकलत्तहि अण्णासत्तहि चित्तु ण केण वि घिप्पइ" (જસહર ૨–૧૨–૨૧)

३ 'सुहुमु ण पूर्लि णार्णि छप्पइ करिकरण किं राई घिप्पइ" ( , ૩–૨૨–૬ )

४ केमरि न लहइ बोड्डिअवि मय लक्खहिं घेप्पन्ति ' (સિ હે ૮–૪–૩૩૫)

५ त उण कवि सयचिअ दालिद्द घेप्पए नेहिं" (ગૌડવહો ૯૦૮)

આ પ્રમાણે ત્હેમા શક્યતાનો અર્થ ન હોઈ શકે માત્ર કર્મણિ અર્થજ હોય તે વાત તેઓએ સ્પષ્ટ જણાવી છે

બીજો વાધો એ નડે છે કે જો આ રૂપ आप्य પ્રત્યય ઉપરથી આવ્યુ હોય તો પ્રાકૃતમા 'करव्वइ' જે'વા રૂપ મળવા જોઇયે, પણ મ્હને પોતાને જડ્યા નથી માટે આ રૂપને હુ શકાસ્પદ સ્થિતિમા મૂકુ છુ વાસ્તવિક પ્રેરક કર્મણિ રૂપ कराविज्जइ થાય અને તે

નપુંસક પણ છે.

(૨) નામધાતુના आय પ્રત્યય ઉપરથી આ રૂપ આવ્યાં, એ મત ડૉ. ગ્રીઅર્સનનો છે. શ્રીયુત સુનીતિકુમાર ચટરજી પોતાના "Origin and Development of Bengali Language" નામના પુસ્તકમાં જણાવે છે કે ડૉ. ગ્રીઅર્સન સાથે જે ખાનગી પત્રવ્યવહાર તેમણે કર્યો છે તેમાં તે સાહેબ છેવટનો મત आय ઉપરથી આ રૂપ આવ્યાં તેમ ઠરાવે છે. એજ મતનો શ્રીયુત ચટરજીએ સ્વીકાર કર્યો છે. તે અગાઉ 'આશુતોષ મુકરજી સિલ્વર જ્યુબીલી વૉલ્યુમ''માં પોતે લખેલા લેખમાં પ્રેરકરૂપ ઉપરથી આ પ્રત્યય આવ્યો છે, એમ તેમણે જણાવ્યું છે.

સંસ્કૃતમાં मायते, धूमायते तरुणायते, વગેરે જેવાં નામધાતુનાં રૂપ નામ કે વિશેષણને आय પ્રત્યય લાગી બનતાં. પણ (૧) ક્રિયાપદને આ પ્રત્યય લાગે કે કેમ તે પ્રથમ નડતો વાંધો છે. (૨) બીજો વાંધો એ છે કે एरण्डो द्रुमायते માં 'એરંડો ઝાડ થાય છે', એવો માત્ર કર્તરિ અર્થ છે, અહીં કર્મણિ અર્થ છે ને કર્તા પ્રથમાને બદલે તૃતીયામાં આવે છે. (૩) આ નામધાતુના आय માં શક્યતાનો અર્થ નથી, જ્યારે કર્મણિ 'આ'માં છે.

(૩) પ્રેરકરૂપ ઉપરથી આ કર્મણિ રૂપો આવ્યાં, એ મતનો મત ડૉ. હૉર્નલે ને ટેસીટોરી બન્નેનો છે અને એક વખત શ્રીયુત ચેટરજીનો પણ હતો. પ્રેરકરૂપ ઉપરથી કેવી રીતે કર્મણિ રૂપ બને તે વાત જણાવતાં ડૉ. હૉર્નલે લખે છે કે "In fact it is merely a causal with a peculiar reflexive sense" (Comp Grammar of Gaudian languages § 484). ડૉ. ટેસીટોરી પોતાની 'Notes'ની કલમ 110માં જણાવે છે કે 'It is a causative that has assumed a reflexive passive meaning". આની સામે વાંધા નીચે પ્રમાણે છે.

પ્રેરક આવની અંદર પ્રેરણાનો અર્થ છે, ત્હેમાં શક્યતાનો ને કર્મણિ અર્થ શી રીતે આવી શકે ? જેમ દમ્મઇ રૂપ મળ કર્મણિ હોવા છતાં કર્તરિ અર્થમાં વપરાય છે તેમ આ રૂપ કર્તરિ હોવા છતા કર્મણિ અર્થમાં વપરાયુ હોય. એકાદ રૂપને માટે આમ બનવુ સંભવિત છે, પણ સઘળાં ક્રિયાપદોમાં એમ બનવું શક્ય છે કે કેમ તે શંકાસ્પદ છે.

જૂની ગુજરાતીથી માંડી ઠેઠ દયારામના વખત સુધી પ્રેરક આવ–આવવાળો એક ધાતુ ગુજરાતીમાં વપરાતો. પણ તે ભૂતકૃદંતના રૂપે પ્રથમ વપરાતો. પછી ધાતુ તરીકે પણ વપરાવા લાગ્યો છેવટે વ ઊડી ગયો ને તે ધાતુએ બીજા ધાતુ જેવું જ કર્મણિ રૂપ સ્વીકાર્યું. રુષ ધાતુ ઉપરથી પ્રાકૃતમા રીમઇ ને રુમ્મઇ બે ક્રિયાપદ થયાં. તે અકર્મક ક્રિયાપદ છે ત્હેને आवित्त લાગી रीसाविअ પ્રા. પ્રેરક કર્મણિ ભૂતકૃદંતનું રૂપ થયું. તે ભૂતકાળ માટે જૂની ગુજરાતીમાં વપરાયું, પછી તે ઉપરથી ધાતુ તરીકે પણ વપરાયું. આ રીતે ત્હેમાં જે વ છે તે પ્રક્ષેપનો નથી, પણ જૂના આવનો વ ચાલુ રહ્યો ને છેવટે એકધારું રૂપ ત્હેણે હાલ લીધું.

ઉદા.

૧. "ધમિઈ શ્રેણિક રાજા તે કોઢિઆ ઊપરિ **રીસાવિઓ.**" (સંદર્ભ. ૯૬–૧૯) (વિ. સં. ૧૪૫૭-૯૯)

૨. "**રીસાવિઉ** રાઉલ ભત્રીજઉ." (કા પ્ર. ૩૧ વિ. સં. ૧૫૧૨)

૩. "રાઉ **રીસાવિઉ** કુણ શા ભણી ?" (વિ. પ્ર. ૨૦૯)

૪. "**રીસાવી** સતુ જિમ હોય." (કાદ ૧૧૫)

૫. "બડબડતો જાએ **રીસાવી**, લાવે વૃક્ષ મોટુ તાણી" (નળાખ્યાન)

૬. "હું એ **રીસાયું** પણ મન નથી **રીસાવ્યું** જો." (દયારામ)

આ રૂપ એનુજ આ રીતે આવ્યુ છે તે પણ પ્રથમ ભૂત કાળમાજ વપરાતુ

કદાચ એમ માનિયે કે પ્રેરક કર્મણિ રૂપ ઉપરથી આ કર્મણિ રૂપ આવ્યા હોય તો તે રૂપ આમ બને कार्यते–कराविज्जइ–कराइज्जइ–कराइयइ–करायइ–કરાઈ–કરાય આ ક્રમ મળવી શકે, પણ વચગાળાનુ ત્રીજુ–ચાયુ રૂપ લખાણમા મળી આવતુ નથી

(૧) છોહપમ્ત પ્રાસાદુ ભનઉ છઽ **નીપાઇજઇ**" (પ્રા ગુ કા સ ૪૮)

(૨) અનેકિ મેરુ પર્વત અનેકિ રાહણ પર્વત ઉપાઇયઇ' (સદર્ભ ૪૩–૧૬)

આ બે ઉદાહરણમા તેવા રૂપ વપરાયા છે, પણ ત્હેમાનો આ પ્રેરક આવનો નથી રૂપ પ્રેરક કર્મણિ છે, પણ તે સસ્કૃત ઉપરથી **સિદ્ધાવસ્થાના** રૂપ છે निष्पाद्यन–निप्पाइज्जइ–નીપાઇજઇ આવા ધાતુ અલ્પ છે તે ઉપરથી તે પ્રત્યય સર્વસામાન્ય થયો હોય તેમ નથી લાગતુ ઉદાહરણમા આપેલુ રૂપ સિદ્ધ છે, અને પ્રકૃત રૂપ સાધ્યાવસ્થ છે વળી કર્તરિ પ્રેરકરૂપ ઉપરથી કર્મણિ રૂપ આવ્યુ હોય તો કર્તા ત્રીજીમા શા રીતે આવે ?

(૪) या (જવુ) ધાતુ લાગી આ રૂપ બન્યુ તે મત જર્મન વિદ્વાન બોપનો તેમજ મુ નરસિહરાવભાઇનો છે

બોપ શુ કહે છે તે જોઇયે "With respect to the origin of the passive character ज्ञ (य), a very satisfactory explanation, I think, is given of it by Sir G Haughton (Hindi Gram ), wherein he mentions, that in Bengali & Hindustani the passive relation is expressed by an auxiliary verb,

which signifies to go' जाना in Hindustani and या in Bengali, in the latter e g करायाइ signifies "I am made" as it were 'I go to making" Now in Sk both इ and या signify 'to go", but of these it appears best to keep to the latter root which in Bengali, also expresses the pass relation' (Comp Gram § 736)

સયુક્ત કર્મણિ રૂપ સંસ્કૃતમાંથી પણ તે લખે છે 'Like 'to go to joy' 'to go to anger', for to be rejoiced', to be angered we find ग्रहण समुपागमत 'he went to seizure' for he was seized' Ram 1-1-70" આવી જાતનો પ્રયોગ થતો હતો, અને ત્હેમા એન્દર કર્મણિ અર્થ હતો 'हताऽपि तेऽत्र न जरां गमिष्ये' (ગમા ૩-૪૭-૪૮) હુ વધારાનુ ઉદાહરણ ઉમેરૂ છુ પણ આ'મા गम ધાતુ પૂર્વ નામ છે गम ને બદલે या મૂકતા जरा याति-जरायाइ-जरायइ થાય પણ ग्रहणनो ते ની રીતે ग्रहायइ કરતા अन પ્રત્યય ઉગાડી દેવો પડશે. તેમજ भोग याति ઉપરથી भोगवायइ કરતા व ઉમેરવો પડશે એટલે નામની સાથે या ધાતુના પ્રયોગ ઉપરથી આ રૂપ આવ્યા નથી લાગતા

આ'વા સયુક્ત કર્મણિ રૂપ અપભ્રંશ તથા જૂની ગુજરાતીમા વપરાતા, અને ત્હેમા પણ जा (या) પૂર્વે अन પ્રત્યયવાળા ક્રિયા વાચક નામજ વપરાતા

ઉદા

१ 'अन्नु जु तुच्छउ तहे धणहे तं अक्खणहं न जाइ" (સિ. હે ૮-૪-૩૫૦)

૨ 'કામિની નાહુના જી સુખ, તી સુખ કહુણ ન જાઇ"

(ન વિ ૮૦)

૩ 'એ નક ગમ ન મહણુ જાઇ' (ન પ્ર ૪)

૪ 'દુએ માર્ગીયન મીનુ, પગ મેરહણુ ન જાઇ' (ન પ્ર ૫૪)

૫ 'નમિઉં દુગ મિ લેણુ જાઇ' (ન પ્ર ૭૭)

મુ નરસિંહરાવભાઇએ આ રૂપ સબધી વિસ્તૃત ચર્ચા ગુ ભા મા પુ ૨ પૃ ૭૨, ૮૭–૯૩ ૧ ૯–૪૦ ઉપર કરી છે પ્રથમ જણાવવુ ઉચિત છે કે તેઓશ્રી આને આગમ કે જાનો જૂ પડતા રહેનો આ માને છે, ને ય (કરાય)ને જ કર્મણિ પ્રત્યય માને છે

નીચે પ્રમાણે ક્રમ સસ્કૃતથી માંડી ગુજરાતી 'કરાય' સુધીનો આપે છે પ્રથમ આપેના પૃ ૮૮ ઉપરના ક્રમમા પૃ ૧૪૦ ઉપરની નોટમા સૂચવ્યા પ્રમાણે ફેરફાર કરી એ ક્રમ આપુ છુ

| નરસિંહરાવભાઇનો ક્રમ | મ્હારો ક્રમ |
|---|---|
| (૧) क्रियते (સ ) | (૧) क्रियते (સ ) |
| (૨) करियते (પાલી) | (૨) किय्यते (પા ) |
| (૩) क्रिज्जइ (પ્રા ) करिज्जइ (પ્રા ) | (૩) किज्जइ (સસ્કૃતોત્થ), (करिज्जइ–करीअइ (પ્રાકૃતોત્થ) |
| (૪) करियइ (અતિમ અપ ) | (૪) (किअइ)–करिज्जइ–(करिअइ) (અપ ) |
| (૫) किया जाता (હિંદી) | (૫) કરી જાય, કરાયઇ (જૂ ગુ ) |
| (૬) केलें जातें (મરાઠી) | (૬) કરાઇ (જૂ ગુ ) |
| (૭) कर्युं जाय (ગુજ ) | (૭) કરાય (જૂ અર્વા ગુ ) |
| (૮) एमन लोक दखा जाय (याय) (બંગાળી) | |
| (૯) कराय (અર્વા ગુજ ) | |

બીજા રૂપને માટે પાલીમા યનો ય્ય થતો હતો, તે ઉદાહરણથી 'કાળ'ના પ્રકરણમા મ્હેં બતાવ્યુ છે વળી તેઓ પૃ ૮૮ ઉપર જણાવે

છે કે આદિ यનો પ્રાકૃતમા જ થાય (અનાદિનો ન થાય), માટે આ यનો જ થાય છે તેથી તે આદિ य (या–જવુ) ઉપરથી હોવો જોઇયે સંસ્કૃત य મૂળ या (જવુ) ઉપરથી આવ્યો તે વાત સ્વીકારવા છતા ત્રિયન રૂપની અંદર સામાન્ય બોલનારને એવુ ભાન ન હોય કે य જુદો શબ્દ છે करणीय, कार्य, વગેરેમા य या (જવુ) ઉપરનો છ, માટે करणिज्ज–कज्ज પ્રાકૃતમા થયુ, એમ માનિયે તોપણ द्वितीय–तृतीयमा य या (જવુ) ઉપરનો ન મનાય, છતા ત્હેનુ विइज्ज–तिइज्ज પ્રાકૃતમા થાય છે એટલે અનાદિ यનો જ જ થાય, એ વાત ગ્રાહ્ય નથી વળી સૂત્ર ૮–૧–૨૪૫મા હેમાચાર્ય પોતે વૃત્તિમા લખે છે કે "बहुलाधिकारात सोपसर्गस्यानादेरपि । सञ्जमो । सञ्जोगो । अवजमो" એટલે અનાદિ यનો જ થવા પ્રથમ य બેવડાય તો તે ટકી રહે, નહી તો ઊડી જવા સભવ છે તેથી પાલીમા यનો य्य થવા જોઇયે

પ્રાકૃત પછી અપભ્રશ ક્રમ આપ્યો નથી પ્રાકૃતના જેવા અપભ્રશમા રૂપ વપરાતા આ સબધી ડૉ ટેસીટોરીનો અભિપ્રાય જરા જુવો કે 'In Ap इज्ज is the only occurring except (iv–366 पाविअइ provided from पावीअइ)" (Notes § 136) અપભ્રશમા આ પ્રમાણે पाविअइ એકનુ રૂપ ડૉ ટેસીટોરીએ નોધ્યુ છે, પણ તેના રૂપ મિ હે માત્ર ઘણા વપરાયા છે उवमिअइ (સૂત્ર ૪૧૮), जाणीअइ (૩૩૦), वण्णअइ (૩૪૫), बोल्लिअइ (૩૬૦), माणिअइ (૩૮૮), आणअइ (૪૧૯), पठाविअइ (૪૨૨) બીજુ સસ્કૃતોત્થ રૂપ क्रिज्जइ તે જૂની ગુજરાતીમા કીજઇ કીજે રૂપે આવ્યુ 'કીજિયે' રૂપ 'કીજવ'મા સગદોષથી इ ભળી 'કીજિવ' થઇ આવ્યુ છે

જૂની ગુજરાતીનો इय કર્મણિ પ્રત્યય આ અપભ્રશના इअ પ્રત્યય ઉપ થી આવ્યો મ્હને લાગે છે જો इज्ज ઉપરથી આ યો

હોય તો હેમાચાર્યનાજ સમયમા इज्जना મંયુક્ત जनो લોપ થઇ પાછો जनो य બન્યો, એમ સ્વીકારવું પડશે. આમ સંયોગલોપને આટલો વ્હેલો ધારવો ઠીક લાગતો નથી. માટે જૂની ગુજરાતીનો इय અપભ્રંશ इज ઉપરથી આવ્યો, એમ હુ માનું છું.

(૧) સં. ૧૧૭૦માં રચાયેલી 'ખરતરપટ્ટાવલીષટ્પદાનિ' માં નીચે પ્રમાણે છે

घकखाणियइ परमतत्तु जिण पाउ पणासइ

आराहियइ त वीरनाह कइप (व) लहु पयासइ

धम्मु त वयमजुत्त जेण वरगइ पाविज्जइ

घाउ त अणराडियउ जु वदिण सलहिज्जइ ॥ १० ॥

તેમજ "तत्तवंत सलहियइ घर" (૯) આ પ્રમાણે મં. ૧૧૭૦ માં इय જોડે इज्ज વપરાયો છે, અને આ કૃતિમાં સયોગલોપ જવલ્લેજ છે.

(૨) સોમપ્રભાચાર્યે 'કુમારપાલ પ્રતિબોધ' મં. ૧૨૪૧માં રચ્યો. ત્હેમાં ઉધ્ધૃત કરેલા જૂના અપ. દોહાઓમાં પણ इय પ્રત્યય છે.

(૧) "वेस निसिद्धिह वारियइ"

(૨) "सोजि वियक्खणु अक्खियइ"

(૩) "जेण कुलक्कमु लंघियइ"

ઉપરનાં ત્રણ ઉદાહરણ શ્રીયુત મો દ. દેસાઇના 'જૂની ગૂજરાતીનો ઇતિહાસ' ને આધારે લીધાં છે. આ પછી પણ इय પ્રત્યય વિ. ના ચૌદમા શૈકાની શરૂઆતમાં પણ મળે છે. તેમજ इयइ ને બદલે ईइ (य ઊડતાં પૂર્વ સ્વર દીર્ઘ થઇ) સંવત ૧૨૬૬માં રચાયેલ 'જંબૂસામિચરિત્ર' માં बोलीइ (૩૫), जाणीइ (૩૨) રૂપ સાથે हणीजइ (૨૫), परीजइ (૧૫), बोलीजइ [illegible] ) વગેરે

રૂપ પણ મળે છે એટલે दीर्घ सयोगलोपे नियम આ इज्ज પ્રત્યય માટે જગા ન્હેલો એટલે વિક્રમના તેરમા સૈકાની અધરચ પ્રયોગમા આવ્યો હોવો જોઇયે

પ્રસ્તુત વિષય પર આવતા નં. ૫–૬–૮ ક્રમના રૂપ બીજી ભાષાઓના છે તે માત્ર 'जा' ધાતુવાળા વ્યસ્ત દશાના રૂપ બીજી ભાષાઓમા પણ વપરાતા તે જણાવવા પૂરતા હોવા જોઇયે છતા તે રૂપોમા जा વપરાતો તે ઉપરથી આગમવાદને પડતો મૂકી પૃ ૮૯ ઉપર जाय નો ज ઊડતા અવશિષ્ટ રહેનો आय 'क्र' ધાતુમા મળી कराय થયુ તેમ જણાવે છે. વળી તેજ પૃષ્ઠ ઉપર નીચેના પરિચ્છેદ- મા જણાવે છે કે લખ્યુ, लिखा, વગેરે કર્મણિ ભૂતકૃદંતમાથી કર્મણિ અર્થ ઘસાઇ જતા તે અર્થ સૂચવવા जा ધાતુના રૂપ જોડે વપરાઇ 'लरयु जाय, लिखा जाता', વગેરે વ્યસ્ત દશાના કર્મણિ રૂપ બન્યા

એ'ણે કામ કર્યુ એણિ કાજુ કરિઉ, વગેરે જૂના તેમજ અર્વા- ચીન પ્રયોગોમા ભૂતકાળના ક્રિયાપદ મૂળ त्तान्त હોવા છતા ત્હેમા કર્મણિ અર્થ ન્હોતો, માટે તે લાવવા जा ધાતુનો પ્રયોગ થયો એમ માનવુ મ્હને યોગ્ય લાગતુ નથી

વળી મુ નરસિંહરાવભાઈ 'લખાતો', 'લખાશે' જેવા રૂપમા य ઊડેનો માને છે

વળી जायमा છેવટનો य जाइ રૂપના इ (ति)નો બનેલો છે, એટલે તે કર્મણિ રૂપનુ ચિહ્ન નથી તે ति પ્રત્યયનો અવશેષ છે, માટે 'લખાશે', 'લખાતો'મા य નથી આ બાબત ત્હેમનો વાધો છે, તે પૃ ૮૯–૯૦ ઉપર બતાવ્યો છે *

* (a) 'Just as in करइ छइ the अइ of करइ exhausted its present indicative force and छइ came in as a support even so in लरयु जाय, लिखा जाता the त्तान्त

(૨) જો कराय રૂપ करन्याति (P ૬૬) ઉપરથી આ આગમ રૂમા ભળી આવ્યુ હાય તો करायाति–कराजाइ–करायइ–कराइ–कराय આ પ્રમાણે ક્રમ અને લ્હેમા છેવટના ક્રમમા જે य છે તે इ પ્રત્યયનો સમ્પ્રસારણના નિયમે બનેલો છે य (या) રૂપને ટૂકુ બનાવવા ઊડી ગયો છે

પૃ ૧૪૦ ઉપર લ્હેમનો આપેલો ક્રમ આમ છે:

बोलायइ [बोलाइइ] बोलाई–बोलाइ–बोलाय"

આમા કૌંસમા મૂકેલો તથા તે પછીનો–એ બે ક્રમ લખાણમા મળતા નથી માત્ર 'બોલાયઈ–બોલાઇ–બોલાય' આ ત્રણજ રૂપ મળી આવે છે 'બોલાયઇ' રૂપનો य ઉચ્ચારગૌરવ વાસ્તે ઊડી ગયો છે, મુ નરસિહરાવભાઇ માને છે તેમ य નો इ થયો નથી રૂપને ટૂકુ બનાવવા य ઊડે તે સ્વાભાવિક છે જુઓ, 'अजयमेर' ઉપરથી 'અજમેર', नारायण ઉપરથી 'નારણ', माइबप्प–मायबाप ઉપરથી 'માબાપ'

(past participal passive) formation exhausted its passiveness (or at least kept it dormant) and so जा came in as a support and supplied the passive sense analytically" (P 89)

(b) The य in रखाय, रखाय छे &ca, is visible, while in रखाशे, रखातु etc the य is obviously dropped रखायशे, रखायुत being phonetically preparatory to such dropping, besides, this य is the off spring of a long chain (य ज ज य इ) of passive suffixes (Vide Tessitori's 'Notes' § 136 ff and § 140) the य, therefore, is the real suffix and आ is the Âgama just as इ is in क्रियते (Skr), करियइ (Pr &ca)" (P 90)

'કરિયઇ' ઉપરથી 'કરીઇ', शीतल–सीयल ઉપરથી 'શીળુ'–આમ य ઊડી ગયો છે. એટલે 'चोलाय'માંનો અંત્ય य મૂળે या ધાતુનો નથી, પણ ति–इ–य એમ સં. ति પ્રત્યયનો અવશેષ છે. જેમ 'ખાય', 'જાય' રૂપોમાં 'य' મૂળ સં. ति પ્રત્યયનો રહેલો છે તેમ 'ખવાય' 'જવાય' રૂપોમાં પણ य સં. ति પ્રત્યયનો અવશેષ છે. વળી

| | |
|---|---|
| ૧ હું મરા (ઉં) | અમ્હે મરા (ઇયે) |
| ૨ તું મરા (ય) | તમ્હે મરા (ઓ) |
| ૩ તે મરા (ય) | તેઓ મરા (ય) |

ઉપરનાં કર્મણિ રૂપોમાં જે'વા 'ઉં', 'ઇયે', 'ઓ' પુરુષવાચક પ્રત્યય છે તે'વાજ 'ય' પણ પુરુષવાચક પ્રત્યય છે, તે કર્મણિ બોધક પ્રત્યય નથી.

(b) लखायशे, लखायुतु જે'વાં રૂપ મળી આવતાં નથી. य ને ઊડતાં પૂર્વનાં તે તૈયારીનાં રૂપ છે, એમ પણ પ્રયોગ સિવાય શી રીતે માની શકાય? ડૉ. ટેસીટોરીએ 'Notes' § ,140'માં 'મૂકાતા' O–W–Rનું રૂપ નોંધ્યું છે, તેમ મ્હેં પણ 'પીસાતા' રૂપનો નિર્દેશ વર્તમાનકૃદંતમા કર્યો છે, તેમજ 'નસાશે' જે'વાં જૂની ગુજરાતીનાં રૂપોમા પણ य છે નહીં, એટલે કર્મણિ પ્રત્યય आ માનવો પડે છે

(૫) હવે મૂળનો પ્રશ્ન પાછો ખડો થાય છે. કર્મણિ રૂપનો आ આવ્યો કયાંથી અને શી રીતે? અપભ્રંશમાં करिज्जइ રૂપ વપરાતું. તે ઉપરથી જૂની ગુજરાતીમાં करीजइ–करीयइ રૂપ આવેલાં છે. 'करीजइ' રૂપમાં करी નારીજાતિનું મનાતાં અને जइમાં जा ધાતુનો ભ્રમ થતાં નારીજાતિનું करी जाइ રૂપ થયુ. તે પ્રમાણે બીજી બે જાતિનાં રૂપ આ इज्ज (પ્રા. કર્મણિ પ્રત્યય) ઉપરથીજ ઉપજ્યાં. હિન્દીમાં નાન્યતરજાતિ નહીં હોવાથી નરજાતિનું રૂપ किया जाय, लिखा जाय,

વગેરે રૂપો પાઠગથી બૃતકૃદતનેજ जा ધાતુ લાગી પ્રયોગમા આવ્યા હિન્દી लिखा जाइ (लिखा जइ) ઉપરથી ज નો य બની लिखायइ રૂપ બને એટલે આ જાતના ગુજરાતી રૂપોમા હિન્દીનો સસ્કાર માન્યા સિવાય છૂટકો નથી આ પ્રમાણે इज्ज પ્રત્યય ઉપરથી ગુજરાતી, હિન્દી, બગલા ભાષામા ત્ર પ્રયોગો આવ્યા છે (૧) વ્યસ્ત દશાનો પ્રયોગ ગુ લખી જાય, બોલ્યુ જાય તેઓ જાય, હિ. लिखा जाता, किया जाता, બ एमन लोक देखा जाय, (૨) સમસ્તદશાનો પ્રયોગ : ગુ કરાય, લખાય, હિ वह वाक्य कहाता है, બ. एकवचन वस्तुर सख्या एक बुझाय, सेहि एरा पाये माहादानो जोराए

આ જાતના 'બોલાયઇ-કરાયઇ' રૂપ વિ સવતની ચૌદમી સદીના અત ભાગથી મળી શકે છે એટલે જે વખતે इज्ज પ્રત્યયનો સયોગલોપ થયો ત્યારે સામાન્ય જનતાની સમજમા ભ્રમ થતા करिज्जइ જેવા સમસ્ત રૂપ ઉપરથી વ્યસ્ત ને સમસ્ત એ રૂપ ઉપર બતાવ્યા પ્રમાણે બન્યા છે

આ ઉપરથી એટલુ ચોક્કસ થાય છે કે જે करावइ રૂપ करिज्जइ ઉપરથી આવ્યુ હોય તો ત્હેમાનો आ માત્ર હિ लिखा, किया રૂપમા જેવે નજરનતિનો आ છે તેજ આ નવીન રૂપમા આવેલો છે એટલે કર્મણિ પ્રત્યયનુ ત્હેમા સ્યુચ નથી છતા રૂઢિથી ત્હેને કર્મણિ પ્રત્યય માનવામા આવ્યો છે, એટલે ત્હેને કર્મણિ પ્રત્યય તરીકે હુ સ્વીકારૂ છુ.

આ જાતના કર્મણિ રૂપનો પ્રયોગ વિક્રમના ચૌદમા સૈકાથી આછોપાતળો થયો છે સ્રુ નરસિહરાવભાઇ તથા ડૉ ટેસીટોરી આ 'आव' ને અર્વાચીન ગુજરાતીનો પ્રયોગ માને છે य કર્મણિ પ્રત્યય નથી, એમ ઉપર મ્હે બતાવ્યુ, એટલે આ કર્મણિ રૂપનુ લક્ષણ-પ્રત્યય મ્હારે હિસાબે ગણાય એટલે आयइ-आइ પ્રત્યય જ્યારથી વપરાતા થયા ત્યારથી આ રૂપનો પ્રયોગ મનાય. જો કે આ રૂપ ઓછુ વપ-

ગતું, પણ ત્હેનું કારણ હતુ. કરિયઇ-કરીયઇ-કીજઇ જેવા રૂપ કર્મણિ અર્થમા વપરાતા, એટલે આ નવીન વિકાસમાં આવેલો પ્રયોગ શરૂઆતમા ઓછો થતો, પણ થયો તો છેજ

ઉદા.

(૧) વિક્રમનો ચૌદમો સૈકોઃ—

૧ "કરાઇ *क्रियते* જણાઇ *ज्ञायते*" (બાલશિક્ષા)

૨. "અનીઉ જુ કાઇ કિ પિ કાસુ જિણભુવણ સીદાઇ
ત નિશ્રિઇ કરાવીયએ બહુફલુ બોલાઇ." (સપ્તક્ષેત્રિ ૨૭)

(૨) વિક્રમનો પંદરમો સૈકો —

૧. "તે ચોગ ધરાઈ નહી" (મદર્ભ. ૧૦૬ ૨૦)

૨. "કહિની પીડા કુણહઇ કિમ લેવરાઇ છઈ" ( ,, ૧૦૪-૨૨)

૩. "તા એહહૂઇ નિગ્રહ કરાઇ નહી" ( ,, ૧૦૮-૧૫)

૪. "ગૃહસ્થપણા માહિ તે ન ગિણાઇ." (મદર્ભ. ૧૨૩-૧૩)

૫. "તીણઈ ગમતિઇ કિસિઉ કીજઇ જીણિ કરાઇ પાપ"
( , ૧૫૮-૧૫)

૬. "ઇહા થકુ હવડા નસાઇં નહી" ( ,, ૧૬૪-૧૧)

૭ "ઇહા સોનઉ સહુ ગઉ વીકાઇ" ( ,, ૧૭૭-૫)

(૩) વિક્રમનો સોળમો સૈકોઃ—

૧ "તિણિ અવસરિ ગૂજરધર ગઈ સાગરહે નામિ બોલાઇ."
(કા. પ્ર)

૨. "કોરુ ધાન જિમાઇ નહીં" (કા પ્ર)

૩. "ચોથિઉ જ્વર જણાઇ" (ઉષા કડવુ ૨૫)

૪ "પ્રાવૃટ ઋતુ પામિ જણાય" (નાદ)

૫ 'નાના ચિત્રશાની લખાય ચઉદ્દ ભેયેચ ગ્ચાય" (ઉ઼ા કડવુ ૭૯)

આ પ્રયોગો જોતા જણાશે કે કેટલાક કર્મણિ પ્રયોગોમા શક્યાર્થ છે, ને કેટલામા નથી 'વીમટ', 'જણાઇ' 'લખાય', 'ગ્ચાય', 'કગટ', વગેરે પ્રયોગોમા માત્ર કર્મણિ અર્થ છે

આ ઉપગત ઉત્તર ગુજરાતમા વપરાતા 'અવરાય-જવરાય' જે'વા પ્રયોગો કર્મણિ રૂપના જૂની ગુજરાતીમા મળી આવે છે

(૧) પોલિ મૂકી અનેથિ પાણી પીવા જવરાઇ નહી" (મદર્ભ ૯૬-૮)

(૨) પીત -હિની કુણહિ લેવરાઈ છઇ?" (" ૯૭-૧૬)

આ'વા રૂપોની ગુ ભા મા પુ ૨, પૃ ૭૩ ઉપર નોંધ લેતા મુ નરસિંહરાવભાઇ ર્ ને આગમ માને છે પાછો ફરી પૃ ૧૪૦ ઉપર આ રૂપનો નિર્દેશ કરી વ ને ર્ બન્નેને આગમના માને છે આ જાતના આગમો આવે તે વાત મ્હારાથી સ્વીકારાતી નથી આ બાબત મ્હારી કલ્પના નીચે પ્રમાણે છે

એ-વર્ણી ધાતુમા અત્યારે પણ કર્મણિ ને પ્રે ક રૂપોમા વ વપરાય છે તે વને આગમનો માનવા કરતા સામાન્યકૃદન્તનોજ વ આ ધાતુઓમા વળગેલો રહ્યો છે એમ જોઇએ ઉદા. ખવાય, લેવાય, ખવાડે, લેવડાવ, વગેરે રૂપોમા વ મૂળ સા કૃ'ત ખાવુ-લેવુ વગેરેનો વળગી રહ્યો છે આને વાસ્તે સમર્થન જોઇએ તે આપુ તો મારવાડી લેણો-દણો મૂળ સામાન્યકૃદન્ત ઉપરથી ण નો र થઇ लिरिजणो-देरिजणो, વગેરે કર્મણિ રૂપ આવ્યા છે વળી હિન્દીનુ ઉદાહરણ આપતા લેના-खाना पीना વગેરે એ-વર્ણી ધાતુઓના પ્રેરકરૂપ न નો ल બની दिलाना, खिलाना, पिलाना રૂપે આવ્યા છે (ડૉ ભાણ્ડારકરનો

મત આથી ભિન્ન છે. જુઓ 'ભાષણો' પૃ. ૨૨૯) 'આવણ–જાવણ' ઉપરથી આવગે–જાવરો; અવર–જવર રૂપમાં ण નો र થયો છે. લેવણ–દેવણ ઉપરથી (૧) ण નો ड થઇ લેવડ–દેવડ (૨) ण નો र થઈ લેવરાઇ–દેવરાઇ રૂપ આવ્યાં લાગે છે.

આ પ્રયોગો ડૉ. બૉપ જે'ને સંયુક્ત કર્મણિ રૂપ માને છે તે'વો અપભ્રંશના अक्खणइ न जाइ તેમજ જૂની ગુજરાતીના 'કહણુ ન જાઇ' જે'વા વ્યસ્તદશાના પ્રયોગ ઉપરથી आवण जाइ–आवण याइ અવરાઇ, 'જાવણુ' ઉપરથી 'જવરાઇ', 'લેવણુ' ઉપરથી 'લેવરાઇ', વગેરે પ્રયોગ આવ્યા હોવા જોઇયે.

આ પ્રયોગો મૂળ મારવાડના. ઉત્તર ગુજરાત ત્હેની નજિક હોવાથી આ'વા પ્રયોગ ત્હાં વિશેષ પ્રચલિત હોય તે સ્વાભાવિક છે.

## કર્મણિ પ્રયોગ

સંસ્કૃત ભાષામાં ક્રિયાપદ કર્તરિ પ્રયોગમાથી કર્મણિ પ્રયોગમાં આવતાં મૂળ કર્તા ત્રીજી વિભક્તિમાં ને મૂળ કર્મ પ્રથમા વિભક્તિમાં મૂકાતાં, અને ક્રિયાપદને વચન, વગેરે પ્રથમાના શબ્દ પ્રમાણે લાગતાં. 'अहं धेनुं दोह्मि'નું ક્રિયાપદ કર્મણિ પ્રયોગનું બનતાં 'मया धेनुः दुह्यते' રૂપ થતું. કર્મણિ ભૂતકૃદંત જ્હાં ક્રિયાપદને સ્થળે વપરાતું, ત્હાં પણ 'मया बालो रक्षितः' એમ પ્રયોગ થતો. આનું જૂની ગુજરાતીનું રૂપ કરતાં 'મઇં બાળક રાખિઉ' થશે, ને હાલ 'મ્હેં બાળકને રાખ્યો' થશે. જૂની ગુજરાતીની રચના સંસ્કૃત કર્મણિ રચના જે'વીજ છે. અર્વાચીન રચનામાં 'બાળક'ને 'ને' બીજીનો પ્રત્યય લગાડ્યો છે, ને તે હાલ 'કર્મ' ગણાય છે. "મ્હેં ચોપડી વાંચી"માં 'ચોપડી'ને 'ને' પ્રત્યય લાગ્યો નથી, છતાં પણ તે 'કર્મ' ગણાય છે. જૂની ગુજરાતીમાં જૂની સંસ્કૃતની રચના ઘણી વખત જોવામાં આવે છે. જોડે જોડે અર્વાચીન રચના પણ વપરાતી થઈ છે.

ઉદા.

૧. "અપર માએ વચન બોલ્યા" (હાલ) અપર મા વચન બોલી.

૨ "હિરણ્યકશ્યપ હરે મારિઉ" — હિરણ્યકશ્યપુને હરિએ માર્યો.

૩. "મેં મનવચનકર્મ વર્યા શ્રીનાથ."—હું મનવચનકર્મથી શ્રીનાથને વરી

૪. "વહુ સાસુએ ગલે વલગાડી." — વહુને સાસુએ ગળે વળગાડી

૫. "એટલિ કપિંજલ મિં દીઠો." — એટલે કપિંજલને મ્હેં દીઠો.

૬ "મારો પુત્ર નિં રાખ્યો છિ."— મ્હારા પુત્રને ત્હેં રાખ્યો છે.

૭. "હું અતિ દુખી પડ્યો દીઠો." — મ્હને અતિ દુઃખી પડેલો દીઠો.

૮. "રાજાઈ રાણી રોદન કરતી દીઠી." — રાજાએ રાણીને રુદન કરતી દીઠી.

૯. "નારાયણિ નારદ પૂછિયા." — નારાયણે નારદને પૂછ્યું.

૧૦. "હું તિં જીવાડ્યો છૂં." — ત્હેં મ્હને જીવાડ્યો છે.

ઉપરના પ્રયોગ ઉપરથી જણાશે કે જ્યહાં પ્રાણીવાચક પ્રથમાનો શબ્દ હતો ત્યહાં અર્વાચીન ગુજરાતીમાં કર્મવાચક 'ને' લગાડિયે છિયે. જૂની - ગુજરાતીમાં પણ હાલના જેવા પ્રયોગ કોઇ કોઇ વખત થયેલા છે.

ઉદા.

૧. "પછિં હું ક્રોધ પામ્યો." (જૂનું રૂપ)પછિં મિં ક્રોધ પામિઉ.

૨ "માતાઈ મુનિ ઉતારલી તેડી"—માતાઈ હુ ઉતારની તેડી

૩ 'કાદબરી યૌવનવય પામી" — કાદબરી યૌવનવય પામિઉ

અકર્મક ક્રિયાપદનો ભૂતકાળાદિ કાળમા પ્રયોગ કર્મણિજ હોવો જોઇએ, છતા "ભણવુ, શીખવુ, પામવુ, ઉચરવુ, વરવુ, પરણવુ, બોલવુ, લાવવુ પૂછવુ કમાવુ," વગેરે ક્રિયાપદો અકર્મક હોવા છતા ભૂતકાળમા હાલ કર્તરિ પ્રયોગમા વપરાય છે છતા જૂની ગુજરાતીમા તે કર્મણિ પ્રયોગમા પણ વપરાયેલા જડે છે 'પૂછવુ' દ્વિકર્મક છે એટલે પ્રધાન કર્મ નામ હાર તો ક્રિયાપદ નાન્યતરજાતિમા આવે છે, અને તે એક શબ્દ હોય તો ત્હેની જાતિ-વચન પ્રમાણે ક્રિયાપદને જાતિવચન લાગે છે છતા ઉપરના પ્રથમના ઉદાહરણો પૈકી નવમા ઉદાહરણમા 'નારદ' એકવચનમા હોવા છતા 'પૂછિયા' માનાર્થે બહુવચનમા છે "ત્હેણે મ્હને વાત પૂછી" 'ત્હેણે મ્હને પ્રશ્ન પૂછ્યો" પણ 'ત્હેણે મ્હને પૂછ્યુ, તમ્હે ક્યા જાઓ છો"

ઉદા.

૧ 'મીનળ સ્થૂલકેશ ઋષિ પરણ્યા" (ક મ ગુ ગ ક)-કર્મણિ

૨ "તિણિ પ્રસ્તાવિ પાપશ્રુત ભટ્રિ મદન કુમર તણા છદ બોલ્યા" (પ્ર ચિ ૧૨૫)-કર્મણિ

૩ 'ઇહ માતઇ લેન ઇમ બોલિયા આગમ અણુસારે" (સપ્તક્ષેત્રિરાસુ ૧૧૩)-કર્મણિ

૪ 'પામિઉ જઇરિ જિનભણિઉ નવતત્તુ" ( , , ૧૦)-કર્મણિ

૫ "કહાન્ય છિ પિતાઈ, જે વિદ્યા ભણિવા ધન્ય—કર્તરિ કલા અસની તણો શીખી, શાસ્ત્ર પિરિ પિરિ" (મદ ૫૫)-કર્મણિ

૬. "તેણઇ રાજપુત્રે તે રાજકન્યા પરણી." (વૈં પં. ૧૨૪)-કર્મણિ
૭. "તે ગી વિદ્યા પાંમી." ( ,, ,, ૧૭૫)-કર્મણિ
૮. "વિદ્યા એક શીખી છેં અમે." ( ,, ,, ૧૯)-કર્મણિ
૯. "નળે બાઇ નારી મેં પામી." (નળાખ્યાન)-કર્મણિ

આ ક્રિયાપદોમાં આ'વી જાતનો પ્રયોગફેર કેમ થયો? સંસ્કૃતમાં प्राप् ધાતુ સકર્મક હોવા છતાં प्राप्त કર્તરિ અર્થમાં વપરાતું એ ખરૂ. પણ ત્યહાં તે અકર્મક ક્રિયાપદ બને છે. स ग्रामं प्राप्तः=स ग्रामं गतः। પણ જ્યહાં સકર્મક ક્રિયાપદની જરૂર હની ત્યહાં प्राप्नोति-प्राप्नोत વપરાતાં. એટલે સંસ્કૃત રચનાને આ ફેર આભારી નથી, તેમજ ક્રિયાપદના સ્વરૂપમાં કાંઇ વિલક્ષણતા નથી. જો તેમ હોત તો એકધારો પ્રયોગ શરૂઆતથી થવો જોઇતો હતો. પણ એક નુ એક ક્રિયાપદ બન્ને પ્રયોગોમાં વપરાયેલું જડે છે. વળી વિધ્યર્થ-કૃદંતને યોગે કર્તરિ પ્રયોગમાં આ ક્રિયાપદ વપરાતાં નથી.

ઉદા.

૧. મેનકાએ સ્થૂલકેશ ઋષિને પરણવા. (કર્મણિ)
૨. સુશ્રુત ભટ્ટે રાય વિવેક તણા છંદ ભણવા. (કર્મણિ)
૩. ત્હેણે મ્હને પૃછવું. (કર્મણિ પૂછવાની વાત), વગેરે

તો આ ચૂક ભાષા બોલનારની લાગે છે. ત્હેનાં અનેક કારણ પૈકી મુખ્ય કારણ તરીકે તૃતીયાના પ્રત્યયનો લોપ મ્હને જણાય છે. નીચેનાં ઉદાહરણમાં તે છે.

ઉદા.

૧. "નૃપતિ દીઠી નારિ." (કાંદ. ૪૦) (નૃપતિએ)

૨ "રાજા દૂતરહઇ બહુ માન દીધઉ" (પૃથ્વીચંદ્ર) (રાજાએ)

૩ "જિમ વિલંબ વિણુમઈ કાજ" ( ,, ,, ) (વિલંબથી)

૪ "મિનકઃ સ્થૂલકેશ ઋષિ પરણ્યા" (મેનકાએ)

૫. "રાણી રુકિમણિ યથાવિધિ પરણિયા દેવમુરારિ" (હરિપો ૧૮૦) (દેવમુરારિએ)

૬ પછઇ રાજા ગણધર પૂછ્યા પૂરવ ભવહ નિવેસ" (વિદ્યાવિલાસ ૧૬૩) (રાજાએ)

ઉપરના ૪થા વાકયમા 'મિનકા'ને બીજીનો 'ને' પ્રત્યય લગાડિયે તો વાક્ય "મિનકાને સ્થૂલકેશ ઋષિ પરણ્યા' કર્તરિ પ્રયોગનુ બને જો 'મિનકા'ને ત્રીજીનો 'એ' પ્રત્યય લગાડિયે તો વાક્ય "મિનકાએ સ્થૂલકેશ ઋષિ પરણ્યા," કર્મણિ પ્રયોગનુ બને બીજુ કારણ ફઉ (નરજાતિ) ને ફઉ (નાન્યતરજાતિ)નો વિવેકનાશ

ઉદા

૧ "નઉ મઇં ગુરુ પૂછિઉ, ભગવન્ ! એઉ હારઉ કિમઉ ?" (મદર્ભ ૩-૯)

(ख પ્રતમા 'પુછિઉ' છે, અને આજ રૂપ વ્યાજબી છે છતા 'પૃછિઉ' છાપેલુ છે એટલે 'મ્હેં ગુરુ પૂછ્યો' અર્થ થવાને બદલે 'મ્હેં ગુરુને પૂછ્યુ'. એમ આ'નો અર્થ થાય)

૨ "મહેસદત્તિ ભણિઉ મિત્ર! તાહરઇ દેહિ અપૂર્વુ સુગધુ ગંધાઇ" (મદર્ભ. ૫-૨૩) (ભણિઉ જોઇયે)

આ ઉપરાત પ્રથમાના નામને 'ને' પ્રત્યય લગાડવાની પ્રથા તથા એકદરે બોલનારની નિષ્કાળજીને પરિણામે આ'વા અકર્મક ક્રિયાપદ ભૂતકાળમા કર્તરિ પ્રયોગના બન્યા છે

'ત્હણે જગત જીત્યુ' કર્મણિ ને "હું ત્હને જીત્યો" (કર્તરિ) આ નિષ્કાળજીનું પરિણામ છે જ્યારે આ પ્રત્યયવાળા કર્મણિ રૂપ વપરાય ત્યારે શુદ્ધ કર્મણિ રચના બને છે

૧ હું પૈસો લાવ્યો (કર્તરિ) મ્હારાથી પૈસો લવાયો. } (કર્મણિ)
મ્હેં પૈસો લવાયો.

૨ અમ્હે વિદ્યા શીખ્યા (કર્તરિ) અમ્હારાથી વિદ્યા } (કર્મણિ)
શિખાઇ અમ્હે વિદ્યા શિખાઇ

'ગયુ-સહ્યુ-જાઇ' જે'વુ કર્મણિ રૂપ પણ જૂની ગુજરાતીમા વપરાયુ છે

ઉદા

૧ ' એ નર નવિ જીપિઉ જે ન જાઇ" (પ્ર ચિ ૧૧૯)

૨ "વિશ્વરૂપ બાંધ્યુ' નવિ જાઇ" (હરિપો ૧૪૯)

૩ 'મુગ્ધરસિક સાભળતા ઇછિ, પણિ પ્રીછિ નવિ જાય"
(કાદ ૧-૧૨)

૪ 'સહ્વ ઉપમા કહી ન જાઇ કિચિત ક્યા સબધ." ( „
૧-૧૪)

૫ "તનુ શોભા કાઇ કહી ન જાય' ( „ ૮૪-૨)

૬ 'વૈરોચન તે તેડ્યો જાય" (ળુ પ્ર પુ ૭૯-૧૯૪)

આય રૂપની જોડે કર્તાને 'થી' પ્રત્યય ક્યારથી લાગવો શરૂ થયો હશે, એ પ્રશ્ન ઊભો રહે છે માધવદાસકૃત ઓખાહરણ વિ ૧૭૦૫ મા એ પ્રયોગ જડે છે "ઉદાય શિર સહાય પાખે, મજથી નગર નવ પેસાય" ૧૭૦૫ તો રચ્યા સાલ છે હાયપ્રતના કાળ સબધી ખ્યાલ નથી

# પ્રકરણ ૧૮ મું

## કાળ

### (વર્તમાન કાળ)

ગુજરાતીમા વર્તમાન કાળના ઘણા પ્રત્યયો અપભ્રંશના તે કાળના પ્રત્યય ઉપરથી આવ્યા છે. અપભ્રંશમાં પ્રાકૃતના ચાલુ વપરાતા પ્રત્યયો ઉપરાંત ખાસ પ્રત્યય નીચે પ્રમાણે હતા.

| એકવચન | બહુવચન |
|---|---|
| ૧. उ (करउ) | हु–ह (करहु–करह) |
| ૨. हि (करहि) | हु (करहु) |
| ૩. इ (करइ) | हिं (करहिं) |

હેમાચાર્યે ह પ્રત્યયની નોંધ કરી જણાતી નથી, પણ "ભવિસયત્તકહા"માં તે વપરાયો છે.

૧. 'भणु तुम्हह अम्हह कवणु रोसु नउ देहं न मग्गहं कप्पु कोसु." (१३–११–१२)

૨. "अम्हइ वणिवरवरमाहप्पहो जीवहं करिवि सेव तइ चप्पहो." (३–१४–५)

૩. "तुहु अम्हह सइं पच्चक्खु ताउ इच्छहं परमत्थें तउ पसाउ." (२१–८–१२)

ઉપરના અપભ્રંશ પ્રત્યયોમાંથી ह્નો લોપ થતાં જૂની ગુજરાતીમાં નીચે પ્રમાણે પ્રત્યયો આવ્યા છે. પછી इ–उનો ए–ओ થઈ અર્વાચીન ગુજરાતીના પ્રત્યયો આવ્યા છે. માત્ર હાલનો પ્હેલા પુરુષ બ. વ. નો इये અપભ્રંશ પ્રત્યય ઉપરથી આવી શકે તેમ નથી.

તે પ્રત્યય સંસ્કૃતના કર્મણિ રૂપના ત્રીજા પુરુષ એકવચનના વર્તમાન કાળના રૂપ ઉપરથી પ્રાકૃત અપભ્રંશ, જૂની ગુજરાતી દ્વારા આવ્યો છે

| એકવચન | બહુવચન |
|---|---|
| ૧ ઉ (કરઉ) (કરું) | ઉ–આ (કરઉ–કરાં) |
| ૨ ઈ (કરઇ), (કરે) | ઉ (કરઉ) |
| ૩ ઈ (કરઇ) | ઈ (કરઇ) |

इ પ્રત્યય ઉપરથી इ ઊડતા अ રહી ધાતુના અંત્ય અમા મળતા आ પ્રત્યય બન્યો છે પ્હેલા ને બીજા પુરુષ એકવચનમા જૂની ગુજરાતીમા એક વધારાનો પ્રત્યય અનુસ્વાર ઉમેર્યો છે તે સબંધી મતભેદ છે, મારા ઉત્પત્તિ પૂરતો હેમાચાર્ય સૂત્ર (૮–૩–૧૪૧)ના વાર્તિકમા "मेरिकारलोपश्च" પ્હેલા પુરુષ એકવચનના વર્તમાન કાળના मि પ્રત્યયના इનો લોપ થઇ અનુસ્વાર વપરાતો જણાવે છે न मरं (न म्रिये) सकं (शक्नोमि), વગેરે પ્રાકૃતકાળમા અંત્ય સ્વરનો આમ લોપ થાય કે કેમ તે શકા છે વળી ભવિષ્યકાળમા સૂત્ર (૮–૩–૧૬૯) પ્રમાણે પ્હેલા પુરુષ એકવચનમા પણ આવુ રૂપ થતુ होस्सं, हसिस्सं (हसिष्यामि) આ ઉપરાત વિધ્યર્થ एज પ્રત્યય સાથે પણ અનુસ્વાર વપરાતો हसेज्ज, करेज्ज, વગેરે આ પ્રયોગ પાલી ભાષા જેટલા જૂના છે પાલીમા अक्खिस्सं (સુત્ત પૃ ૧૪૫), असिस्सं (સુત્ત પૃ ૧૪૨), लभेय्यं (સુત્ત પૃ ૬૮–૮૧), पुच्छेय्यं (સુત્ત પૃ ૬૫) તેમ पब्बजं (પૃ ૬૮), વગેરે વિધ્યર્થ રૂપ વપરાયા છે વર્તમાન કાળમા અનુસ્વાર ભવિષ્ય કે વિધ્યર્થ રૂપના સામ્યને લીધે આવ્યો હોવો જોઇયે વિધ્યર્થમા તે અંગભૂત છે, કારણ गच्छेयं, ददेयं, જેવા વિધ્યર્થના રૂપનો જ તે વિકાસ છે ભવિષ્ય કાળમા ગમે તો ક્રિયાતિપત્ત્યર્થના રૂપ (अकरिष्यं)ના સામ્યને લીધે આવ્યો કે આ

વિપર્યર્થ રૂપને લીધે આવ્યો કદાચ બન્નેમા–વર્તમાન ને ભવિષ્યમાં વિપર્યર્થ રૂપને લીધે આવ્યો હોય, એ વિશેષ સંભવિત છે. આ પ્રમાણે વિપર્યર્થના રૂપના સામ્યને લીધે વર્તમાનમાં ત્તિને બદલે અનુસ્વાર પ્રત્યય તરીકે વપરાવા લાગ્યો. તે ઉપરથી જૂની ગુજરાતીમા અનુસ્વાર પ્રત્યય તરીકે આવ્યો પ્હેલા પુરુષના સામ્ય ઉપરથી બીજા પુરુષ એકવચનમા પણ તે વપરાવા લાગ્યો 'હઉં' ને 'તઉં' એ સર્વનામના રૂપમાં જેવું સામ્ય છે, તેવું સામ્ય ત્હેમના વર્તમાન કાળના પ્રત્યયોમા પણ આવ્યુ, અને પાછળથી અનુસ્વાર મોળો પડી આ પણ થયો છે. બ વ. નો આ ૬ ઉપરથી જો ન આવ્યો હોય તો એકવચનના સામ્યને લીધે આવ્યો, પણ અનુસ્વારની પૂર્વે આને લીધે તે ૬ ઉપરથી આવ્યો, એમ વિશેષ સંભવિત લાગે છે.

ઉદા

૧. "તે બ્રાહ્મણ કહઇ, તઉ દ્રિસિઉ કૃપણ છઇં, જિમણ દેઇ ન સકઇં." (મંદર્ભ. ૧૦૨–૧૩)
૨. "ૡં ચૂકઉં તુ માયર ચૂકઇ." (સીતાહરણ ૬૬)
૩. "સકલ કલા તૂ નિશાકર ! શા કરઇં સહરિ સંતાપ ?" (વ વિ ૧૯)
૪. "તૂ કરઇં, લિખ્યં, દિખ્યં." (ક્રિયારત્ન સમુચ્ચય)
૫. "જઈ મઝગઇ પરિણઇં તુ એક વાત કહઉં." (મંદર્ભ. ૧૦૭–૭)
૬. "મંત્રી ભણઇ જાણઉં છઉં અમ્હે" (વિ પ્ર ૨૦૨)
૭. "કવણ છાં તું નાગ ?" "ભૂંડા એમ શું નિભ્રંછાં ?" (નળાખ્યાન)

---

ઉદા. ૩માં શા કરઇં નો અર્થ સુ નરસિંહરાવભાઇ (ગુ ભા. સા પુ ૧ પૃ. ૩૭૬) "શા માટે" એમ લે છે પરંતુ 'શા' 'સંતાપ'નું વિશેષણ છે. સહરિ=શરીરે.

૮. "હું પારધિ રમવા નિકલિઉં છં." (વૈ. પં. ૧૬૯)

૯. "લેઇ ભેટ આપું છું અમે." (વૈ. પ. ૩૬)

૧૦. "તે શું, જે નવિ જાણુ તહો? તે માટિ પૂછૂં છૂં અહો." (કાદ ૩૦-૧૬)

૧૧. "તીહં ચોરહં મારિવા નિમિત્તુ અમ્હે મોકલિયા છાં." (સંદર્ભ. ૧૧-૧૯)

૧૨. "સંઘરક્ષા કરી યશુ અનઇ પુણ્યુ બિ વસ્તુ ઉપાર્જી." (સંદર્ભ. ૧૧-૧૮)

૧૩. "તિણિ કારણિ આવિ, જિમ સર્વજ્ઞ દેમિ તિ (મ) ધમિં વેચ્યાં, લક્ષ્મી કૃતાર્થ નીપજતવાં" સંદર્ભ. ૧૬-૧૬)

અર્વાચીન ગુજરાતીનો ઇયે પ્રત્યય જૂની ગુજરાતીમાં 'અમ્હે' સાથે બહુ વપરાયો નથી. ક્વચિત્ તેનો ઉપયોગ થયેલો છે. આ ઇયે પ્રત્યય કર્મણિ રૂપ ઉપરથી આવ્યો છે, તે પૂર્વે જણાવ્યું છે. મૂળ કર્મણિ અર્થમાંથી કર્તરિ અર્થમાં ધીમે ધીમે કર્મણિ અર્થનું ભાન ભુલાતાં આવ્યો છે.

પ્રાકૃતમાં કર્મણિ રૂપ માટે જે પ્રત્યયો હતાઃ इज्ज કે ईअ તે સં. य ઉપરથી આવ્યા છે. આમાં ई પ્રક્ષેપની નથી, તેમજ સેટ્ ધાતુને લાગતી इ પણ નથી. (૧) जि, चि, नी, (૨) दा, धा, मा, स्था, (૩) गै, सो, (૪) कृ, धृ, मृ, વગેરે ધાતુનાં કર્મણિ રૂપ કરતાં जीयते चीयते नीयते, (૨) दीयते. धीयते, मीयते, स्थीयते, (૩) गीयते, सीयते, (૪) क्रियते, ध्रियते, म्रियते રૂપ થાય આમાં य પૂર્વનો इ-ई મૂળ સંસ્કૃત રૂપનોજ છે. (આગમ નથી, પણ આદેશ છે) આ રૂપ ઉપરથી. પ્રત્યય જાણે ईय હોય તેમ સમજાતાં તેનો વ્યાપ્તિપ્રદેશ વધી ગમે તે ધાતુને પ્રાકૃતમાં ईय ઉપરથી થતો इज्ज લગાડવામાં

આ યે ઈયતુ પાલીમા इय्य (य બેવડાયો) થયુ છે, તે નીચેના "સુત્તનિપાત"ના ઉદાહરણ પરથી જણાશે

१. "असता व न सोचंति म चे लोके न जिरयति" (૯૫૦)

२ "एक्मेको च मच्चान गो वज्झो विय निय्यति ' (૫૮૦)

३. "न हि सो उपक्कमो अथि येन जाता न मिय्यरे" (૫૭૫)

४ "माणेनऽपि न पहीयत्ति । य पुरिमो मम विदऽति मञ्ञति" (૮૦૬)

'पहीयति' ને બદલે બીજો પાઠ पहिय्यति' છે તે બતાવે છે કે इय्य હજુ પાલીમા સ્થિર થયો નથી આ इय्यના યનો પ્રાકૃત નિયમે ज થઇ इज्ज બન્યો, અને પાલીમા ચાલૂ રહેલા રૂપ ઉપરથી પ્રાકૃતમાં યનો લોપ થતા ईअ પ્રત્યય પ્રાકૃતમા આવ્યો આ પ્રમાણે ईअ ને इज्ज એ પ્રાકૃતમા વપરાવા લાગ્યા.

સંસ્કૃત—अस्माभि. कर्म क्रियते ।

પ્રાકૃત—अम्हेहिं कम्म (किज्जइ-कीरइ) करिजइ करीअइ

અપભ્રંશ—अम्हइ कम्मु (किज्जइ) करिज्जइ-करीअइ-करिअइ

જૂની ગુજ—અમ્હે કામ કરિયઇ-કરીયઇ-કરીઈ (કર્મણિ અર્થ)

અર્વા ગુજ—અમ્હે કામ કરિયે (કરીએ) (કર્તરિ અર્થ)

ઉપર પ્રમાણે ત્રીજા પુરુષ એકવચનના અપભ્રંશ કર્મણિ પ્રત્યય ई-इअइ જૂની ગુજરાતીમા ईयइ-इयइ પછી ईइ-इइ થઇ અર્વાચીન ગુજરાતીમા છેલ્લા इ (મ નિ)નો ए થઇ इये કે इए પ્રત્યય આવ્યો બીજુ સંસ્કૃતથી માંડી જૂની ગુજરાતીના કાળ સુધી મૂળનો (કર્તરિ પ્રયોગનો) કર્તા તૃતીયામા વપરાયો છે હાલ આપણે 'અમ્હે' કનાને પહેલી વિભક્તિનો આ'વા પ્રયોગમા માનિયે છિયે ત્રીજુ આ પ્રત્યય

કર્મણિ રૂપનો હોવાથી તે કર્મવાચ્ય છે, એટલે ગમે તે પુરુષ કે વચનના તૃતીયાના કર્તા સાથે તે વાપરી શકાય છે. અપભ્રંશમાં—

मइं कम्मु करिज्जइ–करिअइ । अम्हइं कम्मु करिज्जइ–करिअइ
तइं–पइं कम्मु करिज्जइ–करिअइ । तुम्हइं कम्मु करिज्जइ–करिअइ
तेण कम्मु करिज्जइ–करिअइ । तेहिं कम्मु करिज्जइ–करिअइ

આ પ્રમાણે જ્યાં સુધી મૂળ કર્મ (कम्मु) એકવચનમાં હોય છે ત્યાં સુધી करिज्जइ રૂપ અવિકૃત રહે છે. કર્મ બહુવચનમાં વપરાતાં करिअइ ને બદલે करिज्जहिं ઉપરથી જૂની ગુજરાતીમાં करिजइ થાય. આ પ્રમાણે અનુસ્વાર પૂરતો ભેદ રહે. તે પણ અનુસ્વારનો લોપ થતાં જતો રહે. એટલે इअइ ઉપરથી બનતો इयइ પ્રત્યય ગમે તે પુરુષ કે વચનના મૂળ કર્તા સાથે વાપરી શકાય. તો પછી 'અમ્હે' જોડે કેમ વપરાયો, તે પ્રશ્ન ઉપસ્થિત થાય છે.

કરવાની તેથી વધારે જરૂર છે, કારણ ડૉ ટેસીટોરીએ જણાવેલા બે પ્રત્યયોમા તો અનુસ્વાર પૂરતો પણ ભેદ છે, અહી તે નથી વળી વિવેકનુ ધોરણ ખાસ બુદ્ધિપૂર્વક પ્રયાસની અપેક્ષા રાખે છે ભાષામા ફેરફાર સ્વાભાવિક રીતેજ બને

આ નવીન પ્રત્યય લેવા ક્યા સર્વનામના રૂપ લાયક છે, તે પ્રથમ જાણવુ જોઇયે આ પ્રત્યય કર્મણિ રૂપનો હોવાથી ત્હેની સાથે મૂળનો કર્તા ત્રીજીમા વપરાતો, એટને જે સર્વનામના રૂપ પ્હેલી ને ત્રીજીમા હાલ એકજ રૂપે રહેતા હોય તે સર્વનામના રૂપ સાથે આ પ્રત્યય વપરાય આ'વા સર્વનામના રૂપ માત્ર બેજ છે 'અમ્હે' ને 'તમ્હે'. અમ્હે ગયા (પ્રથમા) અમ્હે કેરી ખાધી. (ત્રીજી). તમ્હે ગયા (પ્રથમા) તમ્હે કેરી ખાધી (ત્રીજી) આ પ્રમાણે પ્હેલી ને *ત્રીજી વિભક્તિમા એક રૂપે રહેતા સર્વનામ આ પ્રત્યય લેઇ શકે* જો વિવેકની ખાતરજ આમ થયુ હોય તો અપભ્રંશ પ્રત્યયમાનો દૃ ઊડ્યો કે પછી થોડાજ વખતમા જૂની ગુજરાતીની શરૂઆતમાજ આ વિવેક થનો જોઇતો હતો પણ 'ક્યે' પ્રત્યય 'અમ્હે' જોડે ધીમે ધીમે કર્મણિ રચનાનુ ભાન ભુલાતા વપરાવા લાગ્યો છે, તે ઉદાહરણ ઉપરથી જણાશે

હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે જો 'અમ્હે' 'તમ્હે' આ નવીન પ્રત્યય લેવા સરખા લાયક હોય તો 'તમ્હે' સર્વનામ સ થે તે પ્રત્યય કેમ ન વપરાયો ? આનો જવાબ મ્હારી સમજ પ્રમાણે એમ હોય કે (૧) ભાષા બોલનારની રુચિ, (૨) બોલનાર પોતાને માટે 'અમ્હે' સર્વ-નામ વાપરે માટે નવીન પ્રત્યય તે સાથે જાય એ વિશેષ સભવિત.

આ પ્રત્યયનો નિકાસક્રમ અર્થભેદ સહિત નીચેના વાક્યોમા પ્રતીતિગોચર થશે

ઉદા.

(૧) કર્મણિ અર્થ—(इ-ईयइ)

૧. "મહારાજ! હવડાં પાછાં વલિયઇ." (સંદર્ભ. (૧૦-૧)

૨. "તિહાંઇ યુદ્ધ કરતા હૂંતા પઊંતારે મહાકષ્ટિ રાખિયઈ." (સંદર્ભ. ૮-૨૩)

૩. "કિણિહિ દેશાંતરિ જાઇયઇ તઉ શ્રીઅર્હતઇ છૂટિયઇ." (સંદર્ભ. ૨૨-૮)

૪. "ઊભા થાઉ, જિમ નાગપુરિ જાઇયઇ." ( ,, ૨૫-૨૩)

૫. "મઇં એ પરાભવી નહીં સકિયઇં." ( ,, ૨૬-૫)

(૨) કર્મણિ અર્થ—(ईइ)

૧. "જાણીઇ છિ વનિ આવિઉ કરવા નિ સંહાર." (કાદં. ૨૦-૧૬)

૨. "સ્ત્રી કહીઇ દોરી વિણુ પાસુ." (પ્ર. ચિ ૯૮)

૩. "નાદ અતિ નીસાણુના જાણીઇ ગાજિ ઘંન." (કાદં. ૭૬-૧)

૪. "હેમકુટ પર્વત તે ભણીઇ તીહાં ગંધર્વનુ વાસ." (કાદં. ૯૧-૧૧)

(૩) વિજ્ઞપ્તિરૂપે આજ્ઞાર્થ—(इ-ईइ કે इये)

૧. "મિત્ર! મૂહિન તાં પડખિઇ, આવૂં તાં તુઝ સાથિ." (કાદં. ૧૧૪-૬)

૨. "બ્રાહ્મણુ બોલિઉ યોગીનું અંન ન ખાઇયે." (વૈ. પં. પૃ. ૧૬૩)

૩ "મહંત અપરાધ હુયે તુહિ તે સ્ત્રીનેં મારિયે નહી, કાઢી મુકીયે." ( ,, ૧૦૨)

૪. "છપ્પન કોડિ ટંકા માગીઇ." (વિ. પ્ર ૨૦૮)

(૪) 'આપણ' જોડ કર્તરિ અર્થમાં—(इ–ईइ के इये)

૧. "અથવા આપણ તિહા જાઇ જિમ થાઇ અરથ" (કાદં ૧૧૧–૧૩)

૨. 'આપણ જઇઇં ટાણિ તિમિ." (વૈ ૫. ૫૪)

૩. "તુ રાજા! આપણ માર્ગિ કાઇ વિનોદ કરતા જાયે" (વૈ. ૫. ૯૨)

૪. "આવુ આપણ ભેહ જઈ નિ પૂછીઇ નિર્ધાર" (કાદ ૪૭–૧૫)

૫. "આપણ આપણઇ નગરિ જૈયે (જઇયે) વૈ ૫ ૧૪૦)

(૫) અહ્મો સાથે કર્તરિ અર્થમાં—(ईइ)

૧. "રાત્રિ દિવસ અહ્મો પ્રીતિ બાધ્યા એકિ સ્થાનકિ રહીઈ." (કાદ. ૧૨૩–૭)

છેલ્લા પ્રકારનો પ્રયોગ બહુ જણાતો નથી કાદમ્બરીની હસ્ત એક ની એક પ્રત સ. ૧૬૭૨મા ઉતારેલી મળી છે એટલે સવતના ૧૭મા સૈકાના અતમા આ પ્રત્યય પ્હેલા પુરષમા કર્તરિ અર્થમા વપરાવા લાગ્યો હશે, એમ કલ્પના કરવી પડે છે.

ઠેઠ શામળના સમય સુધી અમ્હે–અહ્મો સર્વનામ સાથે જૂનો પ્રત્યય વપરાયો છે.

ઉદા

"અમો સેવક છૂ તમ તણા, કરવા આવ્યા છૂ સેવ." (સિંહાસનબત્રીશી પૃ ૫૦૪)

વિક્રો કહે રાજા છૂ અમો જે કહું તે કરજો તમો" ( ,, ,, ૫૨૭)

હાલ આપણે 'કરિયે છિયે', 'રમિયે છિયે' વાપરિયે છિયે ત્હારે કોઇ વખત શામળ 'કરિઇં છે' વાપરે છે.

ઉદા.

"વસીઇ છે તો એકજ દેશ, હવડાં છઈઈં કુયારે વેશ."
(,, પૃ. ૫૭૩)

"અમો મનસ્યૂં ઘડીઇ છે ઘાટ, એ વાનાં ખોઇઇ સ્યા માટ ?"
(,, ૫૮૦)

'કરિયે' રૂપ મૂળ ત્રી. પુ. એ. વ. નું હોવાથી 'છે' રૂપ વાજબી છે. 'છિયે' પછી સામ્યથી આવ્યું છે.

## (ભૂતકાળ)

સિદ્ધહેમ સૂત્ર ૮–૩–૧૫૬ પ્રમાણે સઘળા સાધ્યાવસ્થ અકારાંત ધાતુના ભૂતકાળ માટે પ્રાકૃતમાં इअ પ્રત્યય હતો. સંસ્કૃતમાં सेट् ને अनिट् એવા ધાતુના જુદા વર્ગ હતા. કર્મણિ ભૂતકૃદંત બનાવવા सेट् ધાતુને इत પ્રત્યય લાગતો, અને अनिट् ધાતુને સામાન્ય રીતે त પ્રત્યય લાગતો. આ સંસ્કૃતનાં કર્મણિ ભૂતકૃદંત પ્રાકૃતમાં ભૂતકાળના અર્થમાં બહુધા વપરાવા લાગ્યાં. સંસ્કૃતમાં પાછળથી ક્રિયાપદને બદલે કર્મણિ ભૂતકૃદંત વાપરવાનો પ્રચાર વિશેષ થતાં પ્રાકૃતમાં તે પ્રથા ચાલૂ રહી. સં. स कार्यं अकरोत् ને બદલે तेन कार्यं कृतं । सोऽगच्छत् ને બદલે स गतः જેવા પ્રયોગ ઉપરથી પ્રાકૃતમાં કર્મણિ ભૂતકૃદંતે ભૂતકાળના ક્રિયાપદનું કામ કરવા માંડ્યું. આ'ને લીધેજ, સંસ્કૃતમાં ક્રિયાપદને જાતિ ન હોવા છતાં, ગુજરાતીમાં ભૂતકાલાદિ કાળમાં ક્રિયાપદને જાતિના પ્રત્યય લાગે છે, કારણ કર્મણિ ભૂતકૃદંત જાતે વિશેષણ છે, એટલે ત્હેને જાતિના પ્રત્યય લગાડવા જોઇયે.

सेट् अनिट्નો વિવેક પ્રાકૃતમાં બહુધા નાશ પામ્યો હોવા છતાં જે રૂપો સિદ્ધાવસ્થ છે ત્હેમાં इअ ન્હોતો લાગતો. આ इअ પ્રત્યય

મસ્કૃતના क्त પ્રત્યયનો વશજ છે નીચેના રૂપ સિદ્ધાવસ્થ છે આ રૂપ સામાન્ય રીતે अनिट् ધાતુનાજ છે

| સ | પ્રા | સ | પ્રા |
|---|---|---|---|
| कृत | कअ–किअ | भूत | हूअ–हुत्त |
| दृष्ट | दिट्ठ | गत | गअ |
| नष्ट | नट्ठ | लब्ध | लद्ध |
| भग्न | भग्ग | प्रविष्ट | पइट्ठ |
| लग्न | लग्ग | प्राप्त | पत्त |
| बद्ध | बद्ध | तुष्ट | तुट्ठ |

આ રૂપો अनिट ધાતુઓના છે, એટલે સસ્કૃતમાજ इ લાગી નથી, માત્ર त (કર્મણિ ભૂતકૃદતનો) લાગી રૂપ બન્યા છે. તે ઉપરથી પ્રાકૃત રૂપો પ્રાકૃતમા પ્રવર્તતા નિયમોએ સિદ્ધ થયા છે, એટલે ત્હેમા इअ પ્રત્યય નથી ને પરિણામે રૂપો **સિદ્ધાવસ્થ** છે જે રૂપો પ્રાકૃત ધાતુ ઉપરથી इअ લાગી બને તે **સાધ્યાવસ્થ** રૂપ છે ઘણી વખત એક ને એક ધાતુના આ બન્ને રૂપ બને છે

| ધાતુ. | સિદ્ધ. | સાધ્ય | ધાતુ. | સિદ્ધ | સાધ્ય. |
|---|---|---|---|---|---|
| ग्रह् | घेत्त | गहिअ | नम् | नय | नमिअ |
| लभ् | लद्ध | लहिअ | हृ | हिअ | हरिअ |

આગળ ધાતુના પ્રકરણમા જે પ્રાચીન क्तान्त ધાતુઓની વાત કરી છે તેઓને તો આ इअ પ્રત્યય લાગી શકે, છતા પ્રાકૃત–અપભ્રશમા તે નથી લાગતો ત્હેનું કારણ એ છે કે જૂનુ કર્મણિ ભૂતકૃદતનુ સિદ્ધાવસ્થ રૂપ ભૂતકાળના રૂપ તરીકે ચાલૂ રહ્યુ, એટલે ધાતુ ને ભૂતકાળના રૂપ એકજ રહ્યા પરિણામે इअ પ્રત્યય ન લાગ્યો દાખલા તરીકે लग्ग, चुक्क, घट्ट, छुट्ट, વગેરે પ્રાકૃતમા ધાતુ તરીકે વપરાયા

છે છતાં ભૂતકાળમાં પણ તેના તેજ રૂપ જૂની પ્રણાલિકા પ્રમાણે ચાલૂ રહ્યાં છતાં જે જે કર્મણિ ભૂતકૃદંતના રૂપ અપભ્રંશકાળ સુધી ધાતુ તરીકે વપરાતા હતા તેઓના ભૂતકાળના રૂપમાં જૂની ગુજરાતીમાં इअ પ્રત્યય લાગવો શરૂ થયો છે પ્રાકૃતની અસરને લીધે જૂના રૂપ પણ જોડે જોડે ચાલૂ રહ્યા છે, ખાસ કરીને સંયુક્ત વ્યંજનવાળા

अनिट त्तान्त ધાતુઓના ભૂતકાળના રૂપમાં इयो-इउं-यो-यु (હાલના) શી રીતે આવ્યા તે નીચેના ઉદાહરણ ઉપરથી જણાશે

| | સં | પ્રા | અપ | જૂ ગુજ | અર્વા. ગુજ |
|---|---|---|---|---|---|
| ૧ | वृष्टक | वुट्ठओ | वुट्ठउ | વૂઠિઉ | વૂઠિઓ—વૂઠ્યો |
| ૨ | लग्नक | लग्गओ | लग्गउ | લાગિઉ | લાગિઓ—લાગ્યો |
| ૩ | च्युतक | चुक्कओ | चुक्कउ | ચૂકિઉ | ચૂકિઓ—ચૂક્યો |
| ૪ | कृष्टक | कड्ढओ | कड्ढउ | કાઢિઉ | કાઢિઓ—કાઢ્યો |
| ૫ | विनष्टक | विणट्ठअ | विणट्ठउ | વઠિઉ | વઠ્યુ |
| ૬ | अभ्येतक | अब्भिडअ | भिडिउ | ભડિઉ / ભિડિઉ | ભડ્યુ / ભિડ્યુ |
| ૭ | रुष्टक | रुट्ठअ | रुट्ठउ | રૂઠિઉ | રૂઠ્યુ |

જે કર્મણિ ભૂતકૃદંતના રૂપ ધાતુ તરીકે નથી વપરાયા તેમના રૂપમાં કવિતામાં કોઇ વખત પ્રાસ વાસ્તે इअ ઉમેરવામાં આવે છે, પણ તે ટકી રહ્યો નથી નીચેના રૂપ અર્વાચીન ગુજરાતીમાં સિદ્ધ સ્વરૂપ ભૂતકાળના રૂપ છે

(૧) નાઠો (૨) બેઠો (૩) પેઠો (૪) લીધો
(૫) દીધો (૬) કીધો (૭) પીધો (૮) ખાધો
(૯) સૂતુ (૧૦) દીઠુ (૧૧) મુઉ

આમાં ય નથી લાગ્યો કારણ કે પેઠવું, નાઠવું, લીધવું, એમ ધાતુ તરીકે તે ગુજરાતીમાં નથી વપરાતાં હિન્દીમાં બૈઠના, પૈઠના, વગેરે ધાતુ તરીકે વપરાય છે પણ ગુજરાતીમાં તેમ નથી થતું. "સોરઠ માંહિ સહૂ કો નાઠતૂં." (કા. પ્ર ૯) ઉપર 'નાઠતૂં' વર્તમાન કૃદંત તરીકે વપરાયું છે, પણ તેવું રૂપ હાલ નહીં વપરાય.

આ ઉપરાંત કેટલાક ધાતુઓ એવા છે કે જેઓનાં રૂપ વર્તમાન કાળમાં ને ભૂતકાળમાં બે ભિન્ન ધાતુઓ ઉપરથી આવ્યાં છેઃ

| વર્તમાનકાળ | ભૂતકાળ |
|---|---|
| ૧. જવું—याति (या) जाइ—જા | गतकः (गम्) ગયો |
| ૨. લેવું—नयति (नी) नेइ—लेइ—લે | लब्धकः (लभ) લીધો |
| ૩. છે—आस्ते (आस्) अच्छइ—છઈ—છે | भूतकः (भू)—हूओ—હવો<br>भवतकः (भू) होन्तउ हूतउ હૂંતો—હતો |
| ૪. મરવું—म्रियते (मृ) मरइ—મરે | मुक्तकः (मुच्) મૂઓ |
| ૫. જોવું—द्योत्यते (द्युत्) जोइजइ)—જો | दृष्टकः (दृश्) દીઠો કે જોયો |

ઉદા.

૧. "તઉ આભરણુ ચડાવિયઇ સોન્નણમય ઘડિયા,
હીરે માણિકિ મોતીએ બહુ રયણે જડિયા."(સપ્તક્ષેત્રિરાસુ. ૩૩)

૨. "આગઇ કીજઇ રંગ મંડપુ જો પુસ્તકિ કહિઉ." ( ,, ૨૦)

૩. "તઉ વિધિ વાંદિયઉ વીતરાગ શ્રીસંઘુ ઊતારિઉ." ( ,, ,, ૫૩)

૪. "ઇણુ પરિ સુકૃતભંડારુ તોઇ ભવ્ય જીવિહિ ભરિયઉ." ( ,, ,, ૫૩)

૫. "તઊં તિહુયણુસામિણિ સોમવયણિ ગુણરવણી લદ્ધિય." (પ્રા॰ ચિ. ૧૦૦)

૬. "તા વઇરગિ છંટિઉ કામ" (પ્ર. ચિ ૧૩૬)
૭. "મુહિ મીઠઉ નઇ વિસુઠઉ ચિત્તિ" (પ્ર ચિ. ૯૮)
૮. "સીત હરી કા લ્યાવિઉ ‘" (સીતાહરણ ૬૨)
૯. 'નયણે વૂઠાં નીર" (સીતાહરણ ૨૫)
૧૦. "ગુહમાસિ સુંદરલા ગિઉ" (કા. પ્ર. ૮૫)

આ ઉપરાત ઉત્તર ગુજરાત તથા કાઠિયાવાડમાં હાલ વપરાતા 'આણો-ણી-ણું' પ્રત્યયવાળા રૂપ ભૂતકાળના અર્થમાં જૂની ગુજરાતીમા વપરાતા

ઉદા.

૧. "રાજા મોમદેવ તણુઉં કરાવિઉ સરોવર ભરાણું." (સંદર્ભ. ૧૩૪-૧૧)
૨. "દવને ત્રાસવે જે તે સ્થાનક ભરાણઉં" (,, ૮૫-૨૫)
૩. "અનઇ દીસ ઊગતઇ દીવઉ ઓલ્હાણઉ." ( ,, ૮૧-૧)
૪. "સુભૌમની દૃષ્ટિ તેહનઉ કુમાર ઓલ્હાણઉ." ( , ૧૦૨-૨)
૫. "સુભટે ધરાણું નહી." ( ,, ૯૬-૨૨)
૬. "એક નારિ રામઈ ન રખાણી." (સીતા ૩૫)
૭. "ભુવિતલિ રાજાગણુ કહીજઇ, તે મઇ હારિ મનાણા' ( ,, ૩૯)

આ પ્રયોગની નોંધ ડૉ ટેસીટારીએ કરી છે (Notes § 126 (2)) પણ તે શી રીતે આવ્યો તે જણાવ્યું નથી. અર્થ કર્મણિ છે માટે કર્મણિ રૂપ ઉપરથી આવવો જોઇએ. વળી તે રૂપો મૂળ સિંધમાથી કાઠિયાવાડ ને ઉત્તર ગુજરાતમાં આવ્યા હોવાં જોઇયે

ધાતુને કર્મણિ આ લાગી સામાન્ય કૃદંતનું રૂપ गाजउ જેવું બને, અને તે રૂપમાં ભૂતકાળનો ભ્રમ થાય. જુઓ, આપ. 'अकृवणइ न जाइ' જોડે કરી जाइ બન્ને પ્રયોગો એકજ અર્થના હોઇ क्रीमां ભૂતકાળનો ભ્રમ થયો તેવો अक्खण०માં થાય, અને પછી अक्खाणउ માં ભૂતકાળનો ભ્રમ થઇ આ રૂપ પ્રચારમાં આવ્યાની માત્ર કલ્પના રજૂ કરી છે. दिण्ण–किण्ण, दिन्न–किन्न જેવાં ભૂતકૃદંતના સામ્યથી આ પ્રત્યય આવ્યો હોય તો બેવડા न્ન નો ગુજરાતીમાં न બનવો જોઇયે, પરંતુ અહીં ण છે. કદાચ કર્મણિ ભૂતકૃદંતમાં इल्ल ને બદલે अल्ल પ્રત્યય લાગી आल–आड–आण રૂપે આવ્યો હોય, પણ આ બધાનો નિર્ણય સિંધીના પરિચયથી થાય.

## (ભવિષ્યકાળ)

સંસ્કૃતમાં અદ્યતન ભવિષ્યકાળ માટે स्य પ્રત્યય હતો, અને सेट ધાતુઓમાં આ स्यની પૂર્વે इ સામાન્ય રીતે લાગતી. આ सेट्–अनिट्‌નો વિવેક પ્રાકૃતમાં નાશ પામતાં અકારાંત ધાતુને માટે પ્રાકૃતમાં इस्स ને इहि બે પ્રત્યય લાગતા, અને અકારાંત સિવાયના ધાતુઓને માત્ર स्स ને हि લાગતા. ધાતુને આ પ્રત્યયો લગાડ્યા પછી વર્તમાન-કાળના પ્રત્યયો સંસ્કૃત તેમજ પ્રાકૃત–અપભ્રંશમાં લગાડવામાં આવતા. होस्सामि–होहिमि, होस्सइ–होहिइ અને અકારાંત ધાતુમાં हसिस्सामि–हसिहिमि, हसिस्सइ–हसिहिइ. તેમજ સૂત્ર (૮–૩–૧૬૯) પ્રમાણે मि પ્રત્યય પૂર્વે स्स રૂપ થતું. करिस्स (करिष्यामि) भणिस्स (भणिष्यामि). તે ઉપરાંત શૌરસેની પ્રાકૃતમાં સૂત્ર (૮–૪–૨૭૫) "भविष्यति स्सिः" પ્રમાણે करिस्सइ ને બદલે करिस्सिदि રૂપ થતું. આ પ્રમાણે સંસ્કૃત વિરુદ્ધ स्सને આગળ ને પાછળ इ લાગતો.

અપભ્રંશમાં પ્રાકૃતનો हि અને स्सનો स થઇ हि ને स બે પ્રત્યયો આવ્યા છે. हिનો પ્રયોગ કંઇક ઓછો થતો ગયો છે પરિણામે ગુજ-

રાતીમા ईस પ્રત્યય (પૂર્વની इ સાથે) આવ્યો છે સસ્કૃતમા કર્તરિ ને કર્મણિ રૂપમા ફેર માત્ર એટલો હતો કે કર્મણિ રૂપ માટે વર્ત-માનકાળના આત્મનેપદી પ્રત્યય લાગતા ને કર્તરિ રૂપ માટે પરસ્મૈપદી પ્રત્યય લાગતા પણ આ વિવેક પ્રાકૃતમા નાશ પામતા બન્નેના પ્રત્યયો એકજ થયા પરિણામે અપભ્રશ–ગુજરાતીમા પણ એકજ રૂપ રહ્યા પ્રાકૃતમા ભવિષ્યકાળ માટે इज्ज કે इअ વપરાયા નથી, અપ-ભ્રશમા પણ તેમજ છે માત્ર જૂની ગુજરાતીમા કીજ, લીજ, દીજ, જેવા કર્મણિ રૂપ સાથે ભવિષ્યનો स વપરાઇ કર્મણિ ભવિષ્યકાળ થયો છે

પ્રાકૃતમાથી અપભ્રશમા આવતા इस्स પ્રત્યયનો દીર્ઘ सयोगलोपे પ્રવર્તતા एस થયેલો જોવામા ઘણી વખત આવે છે

૧ "विसहि पुत्ति म काउ किलेसहि पुणरवि चिंतियसुहइ लहेसहि."
(ભવિ ૭–૧૪–૫)

૨ "एहु बालु होसइ बहुजाणउ अण्णुवि बहुणरवरह पहाणउ ।
सारेयर वियार जाणेसइ मडइ रायलच्छि माणेसइ ॥"
( , ૧–૧૫–૫)

૩ 'હિવ જિનભુવણહ ગૃહચૈત્યદેવગ૭ કહીસઇ।
કીજઇ કણયબિગાર કલસ જે નીર ભરીસઇ ॥" (સપ્ત-ક્ષેત્રિરાસુ ૨૮)

૪ 'હવઇ ધાતુ તણૂ સ્વરૂપ કહીશઇ" (ગુ ભા સા પુ ૨, પૃ ૪૮)

પ્રથમના બે અપભ્રશ ઉદાહરણમા ક્રિયાપદના રૂપ કર્તરિ પ્રયોગના છે, ને છેલ્લા કર્મણિ પ્રયોગના હોય તેમ લાગે છે અપભ્રશમા इ નો ए થયો છે, જૂની ગુજરાતીમા સયોગલોપ થતા इ ની ई બની છે

૫ "જિણુ ચઉવીસઇ ભણીયણઇ કરિસિઇ કલ્યાણુ' (સપ્તક્ષેત્રિ ૧૧૮)

૬ 'જઉ જિણુસાસણતણી ભૂમિ અતિભનઉ ફ્રસીસિઈ" ( ,, , ૮૬)

વર્તમાનકાળના પ્રત્યયની ઇ પૂર્વે જે વધારાની ઇ આવી છે તે સગદોષથી આવલી છે આ છેલ્લા ઉદાહરણમા કર્તરિ પ્રયોગ છે કર્મણિ રૂપના તે આ રૂપોમા કેૈ નથી ન જવાળુ ઉદાહરણ મુ નરસિહરાવભાઇએ 'ભુવનદીપક'માથી લીધેલુ છે એ રૂપને તેઓશ્રી કર્મણિ રૂપનુ માને છે અને ગુ ભા ના પુ ૨, પૃ ૭૫ ઉપર નીચે પ્રમાણે દલીલ કરે છે–

'कथयिष्यते (Skr) कहिस्सइ (Pr and Apr), काहिसइ–कहिसि (Post Apabhr), કહીશ (Gujarati) meaning I shall tell," or 'thou shalt tell." Note that up to the Pr and Apabhransha stages the idea conveyed is "it will be told' (Passive, third person singular), then in the post-Apabhransha stage the sense is in a state of transition looking on both sides of its position anterior and posterior thus eventually shading off into the Modern Gujarati sense-active voice first or second person singular This thought change is partly due to a misapprehension and partly to a natural shifting of thought "It shall be told" by a conceivable thought-shifting coming to signify 'I shall tell" (or 'thou shalt tell") I have already drawn attention to this thought shif

ting in the remarks on the extract from Bhuvanadipaka (see supra P 48 XI) The sense there lingers in the transitional stage, the form being capable of either sense (passive or active) "

ઉપના ફકરાના અતમા કહેલુ 'ભુવનદીપક'નુ ન ૪નુ વાક્ય છે તે શરૂઆતનુ છે ઉતારાને અંતે 'આ દીહાડા તણૂ ફલ બોલીશિ" છે આ'ની ગ્ગ્યા માલ સ. ૧૫૫૭ છે આમ એકજ ઉતારામા 'કહીશઇ' ને બોલીશિ જે'ના બે રૂપ છે એ બેમા જૂનુ કયુ? જો 'કહીશઇ' મુ નરસિંહરાવભાઇના જણાવ્યા પ્રમાણે "कथयिष्यते-कहिस्सइ-કહીશઇ" રૂપે આવ્યુ હોય તો 'બોલીશિ' રૂપ ઉત્તરકાલીન ગણાય છતા 'બોલીશિ' રૂપને જૂનું માનવા કારણ છે બીજો વાંધો એ છે કે करीशि જે'વુ રૂપ પ્રથમ બીજા પુરુષ એ વ મા વપરાયુ છે તે શા માટે? જો એમ કહેવામા આવે કે 'હુ–તુ' બન્ને જોડે એક સમયેજ પ્રયોગ થયો છે, અથવા 'હુ' જોડે પ્હેલુ વપરાતુ થયુ તો ત્હેના જૂના સાહિત્યમા ઉદાહરણ મળવા જોઇયે પણ તે જ્યહા સુધી ન મળે ત્યહા સુધી અર્વાચીન ગુજરાતીમા વપરાતા હુ કહીશ–ગ્ગીશ રૂપનું સમાધાન હુ નીચે પ્રમાણે કરૂ છુ

(૧) 'કહીશઇ' કરતા 'કહીશિ' રૂપનો વિકાસ પ્રથમ થયો છે.

(૨) હુ 'કહીશ' હાલનુ ને જૂનુ कहीसि બીજા પુરુષના તે'વા રૂપ પરથી આવ્યુ

(૩) ભવિષ્યકાળનો स કે ह વચ્ચેથી ઊડી તે રૂપ આવ્યુ છે

(૪) પાઠાંતથી 'હુ' જોડે જ્યહા 'કહીશઇ' જે'વા રૂપનો પ્રયોગ મળે છે ત્યહા બીજા ક્રિયાપદના સામ્યને લીધે 'કહીસિ' ઉપરથી इ નો अइ થઇ તે પ્રયોગ થયો છે

ઉદા.

(૧) "નદણુ તુ' થાસિ સમણુ એઉ મણુ કમ્મહ' દોસુ" (સાલિભદ્દકક્ક. ૬૨)

(૨) "પાણુહવન્જિજ્જઉ ગુરિ સહિઉ હિંડિસિ કેમ કુમાર ?" ( „ ૩૪)

(૩) "દહવિહ ધમ્મુ કરેસિ કિમ કિમ સોસિસિ નિય અંગુ ?" ( „ ૩૬)

આ 'સાલિભદ્દકક્ક'ની રચ્યા સાલ સં. ૧૩૫૮ છે, જ્યારે મુ. નગસિહરાવભાઈનુ ઉદાહરણ સ ૧૫૫૭નુ છે. વચ્ચે બસો વર્ષનો ગાળો છે તે ઉપગત 'કહીશઇ' જોડે કર્તા વપરાયો નથી એટલે એ પોતે જણાવે છે તેમ અર્થ કર્તરિ ને કર્મણિ બન્ને લેઈ શકાય છે અહીં આપેલા ત્રણ ઉદાહરણમા ક્રિયાપદ બીજા પુરુષ એકવચનનુ છે. ત્હેના સામ્યથી પછી તે ઈસિ પ્રત્યય પ્હેલા પુરુષ એકવચનમા પણ વપરાતો થયો, અને વિક્રમના સોળમા સૈકામા इને બદલે અંતે अइ થયેલો નોધ્યો છે.

(૧) "સુપનખા સમરથ નર દેખી જાણિ હ વર વરીસઇ." (સીતા ૩૦)

(૨) "તૂ કરિસઇ, લેસિઇ, દેસિઇ." (ક્રિયારત્ન સમુચ્ચય)

હવે પ્રશ્ન એ થાય છે કે બીજા પુરુષના 'કહીસિ, બોલીસિ' રૂપમા ભવિષ્યકાળનો પ્રત્યય કયો ને પુરુષવાચક પ્રત્યય કયો ? પ્રાકૃત-અપભ્રશમા આના બે પ્રત્યય હતા (૧) स्स (૨) इह તે ઉપરથી कर ધાતુના બી. પુ એ વ. મા करिस्ससि ને करिहिसि (પ્રાકૃત) करिस्सहि–करिहिहि–करिहहि (અપભ્રશ) તેમજ જૂનો પ્રાકૃતનો सि પ્રત્યય પણ અપભ્રંશમા વપરાતો, તેથી करिहसि જેવું રૂપ પણ અપભ્રંશમાં થાય. વચલો ह ઊડી જૂની ગુજરાતીનું करि–सी सि રૂપ આવેલું લાગે છે.

| એકવચન | બહુવચન |
| --- | --- |
| હુ કરીશ | અમ્હે કરીશુ |
| તુ કરશે | તમ્હે કરશો |
| તે કરશે | તેઓ કરશે |

આ રૂપ ઉપરથી જણાશે કે 'કરીશ' ને 'કરીશુ' મા વર્તમાન કાળના પ્રત્યયો ૩ ને ઇયે આવ્યા નથી ૩ જૂની ગુજરાતીમા વપ રાતો, અને ઇયે વર્તમાનનો વાસ્તવિક પ્રત્યય નથી તે કર્મણિ રૂપ ઉપરથી આ યો તે પ્હેલા ભવિષ્યમા જૂનો અપ હુ ઉપરથી આવેલો જૂની ગુજરાતીનો ૩ પ્રત્યય વપરાવો શરૂ થઇ ગયો હતો આટલા ફેર સિવાય બીજે અપભ્રશકાળના વર્તમાન કાળના પ્રત્યયો ઉપરથી વ્યુત્પન્ન થતા પ્રત્યયો વપરાયા છે પ્હેલા પુરુષમા ઈ ટકી રૂહી છે અને અન્યત્ર ટકી નથી રૂહી ત્હેનુ કારણ મ્હને સ્વરભાર લાગે છે 'કરીશ' ને 'કરીશુ' મા સ્વરભાર 'રી' ઉપર છે તેથી તે ઈ ટકી રહી, બીજે સ્થળે સ્વરભાર અત્ય શ્રુતિ ઉપર છે તેથી તે ઊડી ગઇ છે મુબઇગરી ગુજરાતીમા 'અમ્હે કરશુ ' જેવા પ્રયોગમા સ્વરભાર અત્ય શ્રુતિ ઉપર ગયો છે જૂના રૂપ 'હુ કરીશિ' ઉપરથી અત્ય ઇ મૃદુ બનતા 'કરીશ્ય' જેવો ઉચ્ચાર થઇ છેવટે ય્ ઊડી જઇ 'કરીશ' રૂપ હાલ બન્યુ

ઉદા.

૧ "તૂ કરિસઇ, લેસિઇં, દેસિઇ। તુમ્હે કરિસિઉ। હ કરિસુ। અમ્હે કરિસિઉ" (ક્રિયારત્ન સમુચ્ચય)

૨ "જે હ સમરડ્ગણિ ભિડીસૂં, તે સહ તુજઝ પસાઉ" (પ્ર ચિ ૧૧૬)

૩ "નાન્હઉ એ કેમ ઝૂઝીસિ, એ મનિ માણીસિ ભન્તિ" ( ,, )

| એકવચન | બહુવચન |
|---|---|
| હું કરીશ | અમ્હે કરીશું |
| તું કરશે | તમ્હે કરશો |
| તે કરશે | તેઓ કરશે |

આ રૂપ ઉપરથી જણાશે કે 'કરીશ' ને 'કરીશું' માં વર્તમાન કાળના પ્રત્યયો उ ને इये આવ્યા નથી उ જૂની ગુજરાતીમાં વપરાતો, અને इये વર્તમાનનો વાસ્તવિક પ્રત્યય નથી. તે કર્મણિ રૂપ ઉપરથી આવ્યો, તે પ્હેલા ભવિષ્યમા જૂનો અપ हु ઉપરથી આવેલો જૂની ગુજરાતીનો उ પ્રત્યય વપરાવો શરૂ થઇ ગયો હતો. આટલા ફેર સિવાય બીજે અપભ્રંશકાળના વર્તમાન કાળના પ્રત્યયો ઉપરથી વ્યુત્પન્ન થતા પ્રત્યયો વપરાયા છે પ્હેલા પુરુષમા ઈ ટકી રહી છે અને અન્યત્ર ટકી નથી રહી ત્હેનુ કારણ મ્હને સ્વરભાર લાગે છે. 'કરીશ' ને 'કરીશું'માં સ્વરભાર 'રી' ઉપર છે તેથી તે ઈ ટકી રહી, બીજે સ્થળે સ્વરભાર અત્ય શ્રુતિ ઉપર છે તેથી તે ઊડી ગઇ છે. મુંબઇગરી ગુજરાતીમા 'અમ્હે કરશુ ' જે'વા પ્રયોગમા સ્વરભાર અંત્ય શ્રુતિ ઉપર ગયો છે. જૂના રૂપ 'હુ કરીશિ' ઉપરથી અંત્ય इ મૃદુ બનતા 'કરીશ્ય' જે'વો ઉચ્ચાર થઇ છેવટે य् ઊડી જઇ 'કરીશ' રૂપ હાલ બન્યુ.

ઉદા.

૧. "તૂં કરિસઇ, લેસિઇ, દેસિઇ। તુમ્હે કરિસિઉ। હૃ કરિસુ। અમ્હે કરિસિઉ" (ક્રિયારત્ન સમુચ્ચય)

૨. "જે હૃ સમરઙ્ગણિ ભિડીસૂં, તે સહૃ તુજઝ પહાઉ" (પ્ર. ચિ ૧૧૬)

૩. "નાન્હઉ એ કેમ ઝૂઝીસિ, એ મનિ આણીસિ ભ્રન્તિ." ( ,, )

૧૮ "હાવી હાયઇ (ह) લેશ્ય" (ઉપાહરણ ૯૧)

૧૯ "કરિ શર ધનુષ ગ્રહેશ્ય" ( „ )

૨૦ "વીકુ ભણિ પાઠા જાયિઉ, વચન કહિસ' વેદ" (કા પ્ર ૮૮)

ઉપરના ઉદાહરણ જોતા જણાશે કે પ્હેલા પુરુષ એકવચનમા જૂનો ઉં પ્રત્યય લાગ્યો છે ત્હેમા ઘણી વખતે સની પૂર્વે ए થયો છે, તો કોઇ વખત इ પણ રહી છે વળી ઉમાનો અનુસ્વાર લોપાયો છે આ બધુ નિષ્કાળજીનુ પરિણામ છે બીજુ રૂપ માધ્યને લીધે આવેલુ 'દેખિસિ' જે'વુ પણ વપરાયુ છે 'જીવ્યોસ' 'પ્રણમ્યોસુ' રૂપ કડી પ્રાતમા તે વખત વપરાતાં 'આવ્યોસ' જે'વા ભવિષ્યકાળના રૂપમાથી સ-દ ઊડી જતા હાલ ત્હ્વા 'આવ્યો' રૂપ ગ્રામ્ય ભાષામા ભવિષ્યકાળના અર્થમા વિશેષ વપરાય છે અન્યત્ર પણ 'જો તે આવ્યો તો ભોગ મળશે" જે'વા પ્રયોગમા ભવિષ્યકાળના અર્થમા વપરાય છે આ રૂપ ખાસ પ્હેલા પુરુષ એ વ નું છે તે શી રીતે આવ્યુ હશે, ત્હેની ત્રણ કલ્પના હુ કરૂ છુ

(૧) 'ચડેસુ' જે'વા રૂપ ઉપરથી ए નો ओ થઇને एकोन નો ओगण, તેમજ अनेखउ ઉપરથી अनोखुं થાય છે તે'વી રીતે

(૨) 'કરિયો' 'આવિયો' રૂપો આજ્ઞાર્થે વપરાતા. તે રૂપથી થતી આજ્ઞાનો તે રૂપના જે'વાજ રૂપમા પ્રત્યુત્તર આપવાની ઇચ્છા થતા 'આટલુ કામ કરિયો' જવાબમા "જરૂર 'કર્યોસ' આમ આવ્યુ હોય

(૩) આ રૂપનો મૂળ ઉ પ્રત્યય અંતે હતો તે મ ગદોષથી પૂર્વે આવ્યો હોય લેઇસુ' ઉપરથી 'લેઉસુ' લેઉસ-લેઓમ આજ મભનિત લાગે છે તે સની પૂર્વે લાગતા ઉ' ને વર્ત-

૪. "એહ વાતનઉ મ કરીસિ ફેરુ" (પ્ર. ચિ. ૧૩૧)

૫. "ધિન ધિન માહરુ અવતાર, જે હું દેખિસિ દેવ મુરારિ." (હરિવિ.)

૬. એહવૂ જાણી આણ્યું અહીં આશ્રમ તરુ મેહેલીશિ કિહી." (કાદં. ૨૯)

૭. "કુણુ રાજા વશ નથી, જેહનિ તૂં હ કરેશ ?" (કાદં. ૭૬)

૮. "રત્ન શાં લીધાં નથા. જે તહ્મો લેશુ આજ ?" (કાદં. ૭૬)

૯. "વર વરસ્યૂં એ જોખિ રે નહિ તુ પ્રાણ તજુ તન સોખિ રે." (ઉષાહ. ૮૧)

૧૦. "સહિ ગુરુ આયસ શરિ ધરી આલસ અલગ કરેશિ।
કહિ કવિયણુ હું વિમલમતિ, વિમલપ્રબંધ રચેશિ." (વિ. પ્ર. ૧)

૧૧. "આદિ જિણવર આદિ જિણવર પ્રથમ પ્રણમ્યોસુ" (વિ. પ્ર. ૧)

૧૨. "છૂટ્યોસ તુ વલી જસ વાધીસઇ, નહીતરિ દુસ્તર તાર્યા." (સીતાહરણ ૩૯)

૧૩. "લાહઇ વિણિજુ કરેસુ હઉં છેહઉ માઇ ચએસુ." (સાલિભદ્દકક્ક. ૫૭)

૧૪. "પાલિસુ પંચ મહવ્વઈ બારસ અંગ પઢેસું।
વીરનાહિસું માઇ હઉં નવ કપ્પિહિ વિહરેસુ॥" ( ,, ૪૩)

૧૫. 'ઊજેણિનઉ મારી રાજા લેઈસ સર્વ સ્વરાજ." (વિદ્યાવિલાસ.)

૧૬. "તઇ ટલીસઇ મોરા મનહ દાહ." (પ્ર. ચિ. ૧૧૭) (કર્મણિ)

૧૭. "અન્નવિણુ કુહુ કિમ કીજીસઇ ?" (સીતાહરણ ૨૯) (કર્મણિ)

૧૮ "હાવી હાયઇ (ह) લેશ્ય" (ઉપાહરણ ૯૧)

૧૯ "કિ શર ધનુપ મહેશ્ય" ( ,, )

૨૦ "બીકુ ભણિ, પાઠા જાયિઉ, વચન કહિસં વેદ" (કા પ્ર ૮૮)

ઉપરના ઉદાહરણ જોતા જણાશે કે પ્હેલા પુરૂપ એકવચનમા જૂનો उ પ્રત્યય લાગ્યો છે ત્હેમા ઘણી વખતે सની પૂર્વે ए થયો છે, તો કોઇ વખત इ પણ રહી છે વળી उમાનો અનુસ્વાર લોપાયો છે. આ બધુ નિષ્કાળજીનુ પરિણામ છે બીજુ રૂપ માલ્યને લીધે આવેલુ 'દૃખિસિ' જે'વુ પણ વપરાયુ છે 'જીવ્યોસ' 'પ્રણમ્યોસુ' રૂપ કડી પ્રાતમા તે વખત વપરાતા 'આવ્યોસ' જે'વા ભવિષ્યકાળના રૂપમાથી स–इ ઊડી જતા હાલ ત્હા 'આવ્યો' રૂપ ગ્રામ્ય ભાષામા ભવિષ્યકાળના અર્થમા વિશેષ વપરાય છે અન્યત્ર પણ 'જો તે આવ્યો તો ભોગ મળશે" જે'વા પ્રયોગમા ભવિષ્યકાળના અર્થમા વપરાય છે આ રૂપ ખાસ પ્હેલા પુરુષ એ. વ નુ છે તે શી રીતે આવ્યુ હશે, ત્હેની ત્રણ કલ્પના હુ કરૂ છુ

(૧) 'ચઔરસુ' જે'વા રૂપ ઉપરથી ए નો ओ થઇને एकोन નો ओगण, તેમજ अनेकउ ઉપરથી अनोरुं થાય છે તે'વી રીતે

(૨) 'કરિયો' 'આવિયો' રૂપો આજ્ઞાર્થે વપરાતા. તે રૂપથી सની આજ્ઞાનો તે રૂપના જે'વાજ રૂપમા પ્રત્યુત્તર આપવાની ધુરઝા થના 'આટલુ કામ કરિયો' જવાબમા "જરૂર 'કુર્યોસ' આમ આવ્યુ હોય

(૩) આ રૂપનો મૂળ उ પ્રત્યય અંતે હતો તે સંગદોષથી પૂર્વે આવ્યો હોય લેઇસુ' ઉપરથી 'લેઉસુ' લેઉસ–લેઔ.સ આજ ગભવિત લાગે છે તે सની પૂર્વે લાગતા ઉ' ને વર્ન-

માન કાળનો ગણતાં પ્રત્યયનો ક્રમ બદલાઇ જાય છે. માટે સંગદોષ સ્વીકારવો ઠીક છે.

તા.–કે

ન+ક્રિયાપદ–નિષેધાર્થ ક્રિયાપદઃ—

આ જાતનાં રૂપોનો પ્રયોગ જૂની ગુજરાતીમાં થયો છે. જૂની મરાઠીમાં (જ્ઞાનેશ્વરી) પણ થયો છે. એ પ્રયોગ માત્ર કાવ્યમાં જડી શકે, અન્યત્ર નહીં.

૧. "પણિ કુશિષ્યનઇ વિદ્યા **નાપીઇ**." (ગુ. પ્ર. પુ. ૭૯, પૃ. ૧૬૩)

૨. "લગારઇ મનિ લોભ **નાંણિઉં**." (સંદર્ભ. ૭૩–૧૩)

૩. "એ મનિ **માણીસિ** ભ્રન્તિ." (પ્ર ચિ. ૧૧૬)

આમાં ઘણું કરીને ક્રિયાપદ આ થી શરૂ થનારું હોય છે. (ન+આપ) (મ+આણ). અહીં માત્ર શબ્દને ટુંકાવવા સંધિ થાય છે.

# પ્રકરણ ૧૯ મું

## અર્થ

### આજ્ઞાર્થ

અપભ્રંશમાં આજ્ઞાર્થ બીજા પુરુષ એકવચન માટે સિ હે. સૂત્ર ૮–૪–૩૮૭ "हिस्वयोरिदुदेत्" પ્રમાણે સંસ્કૃતના हि ને स्व પ્રત્યય માટે इत् (इ) उत् (उ), ને एत (ए)–આ ત્રણ પ્રત્યયો હતા. તે સૂત્રમાં "पक्षे सुमरहि । इत्यादि" એમ વાર્તિકમાં લખી જૂનો પ્રાકૃતનો हि પ્રત્યય પણ વપરાય છે. એમ જણાવ્યું છે. પણ બહુવચનના પ્રત્યયો માટે સૂત્ર આપ્યું નથી. છતા સૂત્ર ૩૮૪ના ઉદાહરણમાં બ. વ. નો हु પ્રત્યય જડે છે.

૧. "जइ इच्छहु वड्डत्तणउ देहु म मग्गहु कोइ." (સિ. હે. સૂત્ર ૮–૪–૩૮૪)

૨. "वइसहु भविसयत्तु वोल्लावहु अवरुप्परु सतोसु करावहु." (ભવિ. ૧૦–૧૪–૨)

૩. "अहो देक्खहो तुम्हि कम्मइं तणिय विचित्त गई." (ભવિ.)

૪. "सुदर सुहु वि खणु वि म थक्कहि ल्हु मइ लेइ जाहि जइ सक्कहि. ( ,, ५–१३–७)

આ પ્રમાણે એકવચન માટે इ, उ, ए, ને हि ને બહુવચન માટે हु–हो પ્રત્યયો અપભ્રંશમાં હતા. આ ઉપરથી જૂની ગુજરાતીમાં એકવચન માટે इ, उ, ए ને બ. વ. માટે उ પ્રત્યયો આવ્યા છે. અપભ્રંશનો उ પ્રત્યય हस–वद–चर સં. આજ્ઞાર્થ રૂપમાં અપભ્રંશનો उ ભળી (અંત્ય अ નો उ થઇ) આવ્યો છે. सु ઉપરથી વ્યુત્પન્ન

ઉદા.

૧. "મન મહેલે જે નિવસન્તિ રત્તિ, ઇણી પરિ તૂં સાધે ભુવન તિણિ." (પ્ર. ચિ.)

૨. "રે રે મીરાં રહિ એક તીરાં, મ કરે માંન પરાણુ." (વિ. પ્ર)

૩. 'મુ સીયલાનુ મ કરે વીસાસ, સીલી નઇ પર્વત હુઇ વિણાસ." (પ્ર. ચિ. ૧૩૭)

૪. "પૂજેવુ ત્રિભુવનતુ નાથ, આઘઉ મ કરે અડુઉ હાથ." (વિ. પ્ર. ૨૮૯)

૫. "લેલે! લીલાગતિ ગ્રહુ, સુણિ સુંદરિ, કર્ણપત્ર કરુ હાથિ." (કાદં)

૬. "રે વાનર! જઇ પાઈ લાગિ, મૂઢા! નામ અનેરૂં માગિ." (સીતાહરણ. ૬૯)

૭. "મસાહણી પાંડવ બોલાવ્યા, ઘોડઈ પાખર ઘાલુ." ( ,, ૫૨)

૮. "મૂકિ મૂકિ કહંતાં વાંત, શોકી લીધી સાતઇ ધાત." (હરિષે.)

૯. "જા રે જા વીનવે અબુઝ, ઠક્કુ નગરપતિ માગિ ગુઝ." વિ. પ્ર.)

૧૦. 'ઢૂંઉ ઢૂંઉ અવધાન." (પ્ર. ચિ. ૧૨૭) } (બહુવચન)
૧૧. "રા ભેટાડઉ મહ', ઇમ ભણઇ." (પ્ર. ચિ. ૧૨૮) } (બહુવચન)

૧૨. "એ કથા પૃથ્વી માંહે પ્રસિદ્ધ થાઉ." (વૈ. પં. ૧૮૩) (ત્રી. પુ. એ. વ)

અપભ્રંશ ઉદા. પ્હેલામાં "મ મગ્ગહુ કોઇ" કર્તા કોઽપિ ત્રીજા પુરુષ એકવચનને છે. તેથી મગ્ગહુના મૂળ પ્રાકૃત રૂપ મગ્ગઉમાં હ્ ભળી મગ્ગહુ રૂપ થયું લાગે છે. અથવા કોઇને કર્મ ગણતાં મગ્ગહુ બી. પુ. બ. વ. નું આજ્ઞાર્થ રૂપ ગણાશે. ત્રીજા પુરુષમાં સંસ્કૃતમાં તુ

કરતા सु–हुનો इ् ઊડે તો उ આવે અપભ્રંશમા પ્રક્ષિપ્ત इ ઉમેરવાનુ વલણ છે તો પછી મૂળનો इ् ઊડે તે સ્વાભાવિક લાગતુ નથી. ડૉ ભાણ્ડાર્કર પોતાના ભાષણોના પૃ ૨૧૭ ઉપર પરસ્મૈપદી ને આત્મનેપદી ધાતુઓને પ્રાકૃતમા લાગતા इ (ति) ને ए (ते) ઉપરથી અપભ્રંશના આજ્ઞાર્થના इ ને ए પ્રત્યયો આવ્યા તેમ જણાવે છે. પરંતુ બે પદોનો વિવેક પ્રાકૃતમાં લગભગ નાશ પામ્યો હોવા છતા આ પ્રત્યયો અપભ્રંશ ને તે દ્વારા છેક મિશ્રી મગડીમા ટકી રહે તે શંકાસ્પદ છે સંસ્કૃતના વિધ્યર્થ પ્રત્યયોની પ્રાકૃતમા ઘણા પ્રત્યયો ઉપર અસર થઈ છે पचेय ઉપરથી પાલીમા पचेय्य ને પ્રાકૃતમાં पचेज्ज રૂપ આવ્યુ. पचेत ઉપરથી पचेथ–इ પ્રાકૃતના આજ્ઞાર્થ રૂપ આવ્યા પ્રાકૃતમા પ્રત્યયો પૂર્વે જે ए થાય છે તે વિધ્યર્થના સંસ્કારને લીધે. વળી પાલીમાં સં. गच्छेत्, तिष्ठेत्, વગેરે વિધ્યર્થના રૂપ ઉપરથી गच्छे–तिट्ठे રૂપ આવેલા છે "कोधातिमानस्स वस न गच्छे। मूलडवि तेस पलिखञ्च तिट्ठे ॥" (સુત્તનિપાત ૯૬૮) આ રૂપો ત્રીજા પુરુષ એકવચનના છે, પણ વિધિનો અર્થ હોવાથી ગમે તે પુરુષમા અર્થ લેઇ શકાય પરિણામે एज्ज પ્રાકૃતનુ વિધ્યર્થનુ રૂપ ગમે તે પુરુષ ને વચનમા, તેમજ ગમે તે કાળમા વપરાતુ. પાલીના આ ए ઉપરથી પ્રાકૃતમા ए આવ્યો તે ઉપરથી ए નો વિકલ્પે इ થઇ અપભ્રંશમા આજ્ઞાર્થના બે પ્રત્યયો ए ને इ આવ્યા.

પ્રાકૃતઃ—

"भोगेसु य मा करे पसग" (વસુ ૩૨૮ ૧૭)

અપભ્રંશઃ—

"प्रिय एम्वहिं करे सेल्लु करि छड्डहि तुहु करवालु (૮–૪–૩૮૭)

જૂની ગુજરાતીમા આ ત્રણે પ્રત્યયો શામળના વખત સુધી વપરાયા છે इ કરતા ए કાંઇક વિજ્ઞપ્તિ સૂચવે છે

ઉદા

૧ "મન મહેલે જે નિવસન્તિ રત્નિ, ઇણી પરિ તૂ સાધે ભુવન તિણ્ણિ" (પ્ર ચિ)

૨ "રે રે મીગ રહિ એક તીરા મ કરે માન પગણુ" (વિ પ્ર)

૩ 'મુ સીવનાનુ મ કરે વીસાસ, સીલી નઇ પર્વત હુઇ વિણાસ" (પ્ર ચિ ૧૩૭)

૪ "પૂજેવુ ત્રિભુવનનુ નાથ, આવઉ મ કરે અકુઉ હાથ" (વિ પ્ર ૨૮૯)

૫ 'લે લે! લીનાગતિ ગ્રહુ, સુણિ સુદરિ, કર્ણપત્ર કર કામિ" (કાદ)

૬ 'રે નાનગ! જઇ પાઈ લાગિ, મૂઢા! નામ અનેરૂ માગિ" (સીતાહરણ ૬૯)

૭ "મસાહણી પાડર મોલાવા વોડઈ પાખર ઘાલુ" ( , ૫૨)

૮ 'મૂકિ મૂકિ કહતા વાત, શોફી લીધી સાતઇ ધાત" (હરિષો)

૯ "જા રે જા વીનવે અબૂઝ, ઠઠ નગરપતિ માગિ ગુઝ" રિ પ્ર)

૧૦ "દૃઉ દૃઉ અવધાન" (પ્ર. ચિ ૧૨૭)
૧૧ "રા ભેંટાડઉ મહ', ઇમ ભણુઇ' (પ્ર ચિ ૧૨૮) } (બહુવચન)

૧૨ 'એ કથા પૃથ્વી માહે પ્રસિદ્ધ થાઉ" (વૈ ૫ ૧૮૩) (ત્રી પુ એ વ)

અપભ્રશ ઉદા પ્હેનામા "म मग्गहु कोइ" કર્તા कोऽपि ત્રીજા પુરુષ એકવચનનો છે તેથી मग्गहुના મૂળ પ્રાકૃત રૂપ मग्गउમા हू ભળી मग्गहु રૂપ થયુ લાગે છે અથવા कोइને કર્મ ગણતા मग्गहु બી પુ બ વ નુ આજ્ઞાર્થ રૂપ ગણાશે ત્રીજા પુરુષમા સસ્કૃતમા तु

પ્રત્યય હતો ત્હેમાંનો त ઊડતા પ્રાકૃતમાં उ રહ્યો છે. તે પ્રાકૃતનાં થોડાં ઉદાહરણ ઉપરથી સ્પષ્ટ થશે આ उ જૂ. ગુ. માં પણ વપરાયો છે.

१. "जो न सहइ सो पच्छओ लग्गउ त्ति." (વસુ. ૭૮) (लग्नो भवतु)

૨. "तीए भणिय-भुंजउ अइनेहेण." (વસુ. ૯૫) (भुनक्तु)

૩. 'एव होउ, वीसमसु मुहुत्तग जाव" ( ,, ૯૫) (भवतु)

૪ "अइउक्का गधा, पमीय. विमज्जिज्जतु." ( ,, १०६) (विमृज्यन्ताम्) (બહુવચન)

૫. "जयसेणो मे सहायो दिज्जउ त्ति." ( ,, १०३) (दीयताम्)

કરજે-કરજો, આવજે-આવજો, વગેરે રૂપોમાં વિજ્ઞપ્તિનો અર્થ છે, અને તે ભાવી કાળની ક્રિયા જણાવે છે. આ પ્રત્યયો પ્રાકૃતના एज्ज ને एज्जा વિધ્યર્થ પ્રત્યયો ઉપરથી આવ્યા છે. ज्ज પ્રત્યય પચેય વિધ્યર્થ રૂપ પરથી આવ્યો ને ज्जा પ્રત્યય બીજા, ત્રીજા, વગેરે ગણોમાં લાગતા या પ્રત્યય ઉપરથી (कुर्यात , वृणुयात्) આવ્યો. બન્નેની પૂર્વે ए થતો. ડૉ. હોર્નલ (Comparative Grammar of Gaudian Languages § 499) होज्जइને भूयते (કર્મણિ રૂપ) ને होज्जाइ કર્મણિ य ને બદલે મૂળનો या ધાતુ વપરાઈ भू+या ઉપરથી આવેલાં માને છે. તેજ કલમમા ગુ 'ભણજે-ભણજો' ને भणिज्जइ (કર્મણિ) भणिज्जउ (કર્મણિ આજ્ઞાર્થ) ઉપરથી વ્યુત્પન્ન કરે છે, અને પ્રાકૃત एज्ज-ज्जा ઉપરથી બનતા રૂપ અર્વાચીન આર્યાવર્તની ભાષાઓમાં આવ્યાં નથી એમ જણાવે છે. ડૉ ભાણ્ડારકર ભાષણો પૃ. ૨૧૫-૧૬ ઉપર સિધી ને ગુજરાતી માટે આ'વાં રૂપ પ્રાકૃતના एज्ज-ज्जा પ્રત્યય ઉપરથી આવ્યાં, પણ મરાઠી, હિન્દી, વગેરેનાં

તે'વા રૂપ કર્મણિ રૂપ પરથી આવ્યા, એમ જે સિદ્ધાંત સ્વીકારે છે મુ નરસિંહરાવભાઇ (શુ ભા સા પુ ૧ પૃ ૪૭૭ (ક) તથા પુ ૨, પૃ ૭૬) કર્મણિ રૂપ પરથી વ્યુત્પન્ન થયેલા માને છે ડૉ ટેસીટોરી વિધ્યર્થરૂપ પરથી વ્યુત્પન્ન કરે છે (Notes § 120)

'કરજે–આવજે' રૂપ જો કર્મણિ રૂપ ઉપરથી આવ્યા હોય તો તેનું પૂર્વ રૂપ करिज्जइ ને आविज्जइ હોવુ જોઇએ પરતુ અપભ્રશમા करिज्जहि ને दिज्जहि જે'વા રૂપ આ અર્થમા મળી આવે છે કીજે–લીજે–દીજે એ રૂપો માટે કીજઇ–લીજઇ ને દીજઇ રૂપો પૂર્વાવસ્થાના મળે છે આ રૂપો શુદ્ધ કર્મણિ છે માટેજ લીજે ને લેજે, કીજે ને કરજેના અર્થમા ફેર છે

१ 'तहिं मि कालि अम्हहिं सुमरिज्जहि एकवार मुहदसणु दिज्जहि।
परधणु पायधूलि मणिज्जहि परकलत्तु मइ समउ गणिज्जहि॥,'
(ભવિ ૩–૧૯)

२ "आयहिं जम्महिं अन्नहिं वि गोरि। सु दिज्जहि कन्तु"
(૮–૪–૩૮૩)

આ બે ઉદાહરણમાં दिज्जहि રૂપ 'દેજે'ના અર્થનુ છે બીજા दिज्जहिને બદલે देज्जहि પાઠાન્તર છે આજ વાસ્તવિક જૂનુ રૂપ છે બન્ને વિધ્યર્થ एज्ज ઉપરથી આજ્ઞાર્થ हि પ્રત્યય લાગી આવ્યાં છે હેમાચાર્ય સૂત્ર ૮–૩–૧૭૫મા અકારાંત ધાતુ માટે આજ્ઞાર્થ इज्जसु इज्जहि ને इज्जे પ્રત્યય આપે છે हसेज्जसु हसेज्जहि ને हसेज्जे પ્રાકૃતમાજ एज्जनो इज्ज हूस्व સયોગ નિયમ પ્રવર્તતા થયો છે, પરિણામે અપભ્રશમા બહુધા इज्ज પ્રત્યય વપરાયો કેવળ इज्ज પણ આજ્ઞાર્થે વપરાયો છે 'मा मनिज्ज" (૮–૪–૪૧૮) આ एज्जना इज्ज ને કર્મણિ इज्जनो વિવેક નષ્ટ થતા ઘણી વખત ભૂલ થાય છે, તે આગળ બતા-

પ્રત્યય હતો ત્હેમાંનો त ઊડતા પ્રાકૃતમાં उ રહ્યો છે. તે પ્રાકૃતનાં થોડાં ઉદાહરણ ઉપરથી સ્પષ્ટ થશે. આ उ જૂ. ગુ. માં પણ વપરાયો છે.

१. "जो न सद्दइ सो पच्चओ लग्गउ त्ति." (વસુ. ૭૮) (लग्गो भवतु)

૨. "तीए भणिय-भुंजउ अइनेहेण." (વસુ. ૯૫) (भुनक्तु)

૩. "एव होउ, वीरामसु मुहुत्तगं जाव" ( „ ૯૫) (भवतु)

૪ "अइउक्कडा गथा, पमीय. विसज्जिज्जंतु." ( „ ૧૦૬) (विसृज्यन्ताम्) (બહુવચન)

૫. "जयसेणो मे सहायो दिज्जउ त्ति." ( „ ૧૦૩) (दीयताम्)

કરજે–કરજો, આવજે–આવજો, વગેરે રૂપોમાં વિજ્ઞપ્તિનો અર્થ છે, અને તે ભાવી કાળની ક્રિયા જણાવે છે. આ પ્રત્યયો પ્રાકૃતના एज्ज ને एज्जा વિધ્યર્થ પ્રત્યયો ઉપરથી આવ્યા છે. ज्ज પ્રત્યય पचेयं વિધ્યર્થ રૂપ પરથી આવ્યો ને ज्जा પ્રત્યય બીજા, ત્રીજા, વગેરે ગણોમાં લાગતા या પ્રત્યય ઉપરથી (कुर्यात , वृणुयात्) આવ્યો. બન્નેની પૂર્વે ए થતો. ડૉ. હોર્નલ (Comparative Grammar of Gaudian Languages § 499) होज्जइને भूयते (કર્મણિ રૂપ) ને होज्जाइ કર્મણિ य ને બદલે મૂળનો या ધાતુ વપરાઈ भूय्या ઉપરથી આવેલાં માને છે. તેજ કલમમાં ગુ 'ભણજે–ભણજો' ને भणिज्ज (કર્મણિ) भणिज्जउ (કર્મણિ આજ્ઞાર્થ) ઉપરથી વ્યુત્પન્ન કરે છે, પ્રાકૃત एज्ज–ज्जा ઉપરથી બનતાં રૂપ અર્વાચીન આર્યાવર્તની ઓમાં આવ્યાં નથી એમ જણાવે છે. ડૉ. ભાણ્ડારકર ભાષણો ૨૧૫–૧૬ ઉપર સિધી ને ગુજરાતી માટે આ'વાં રૂપ પ્રા: एज्ज–ज्जा પ્રત્યય ઉપરથી આવ્યાં, પણ મરા

कीसु" સૂત્રમા क्रिये ને બદલે એક कीसु ને બીજુ किज्जउ "पक्षे साध्यमानावस्थात क्रिये इति संस्कृतशब्दादेव प्रयोग बलि किज्जउ सुअणस्सु" આપે છે એટલે किज्जउનો અર્થ હેમાચાર્ય क्रिये લે છે વળી આ સૂત્રના ઉદાહરણમા 'बलि कीसु' ને બદલે તેજ ગતના બીજા દુહામા જોઇન્દુ કવિ 'बलि किज्जउं' આપે છે અર્થ "I may be sacrificed at the alter of that good man" એમ છે

વળી 'ભવિસયત્તકહા'ની પ્રસ્તાવના પૃ ૨૫ ઉપર ડૉ ગુણે किज्जइ રૂપને optative (વિધ્યર્થ) માને છે પણ તે કર્મણિ વર્ત. કાળ ની પુ એ વ નુ રૂપ છે क्रियते-किज्जइ જુઓ—"किं किज्जइ राय वद्दइ भारिय कज्जगइ" (ભવિ ૬-૮) 'હે રાય ! શુ કરિયે (કરાય) ? કાર્યની ગતિ ભારે છે" એવા અર્થ છે આ પ્રમાણે કર્મણિ ને વિધ્યર્થ રૂપનો વિવેક કાઇક નષ્ટ થયો છે, છતા વિધ્યર્થ આજ્ઞાર્થ રૂપોમા એ વ મા हि ने બ વ મા हु વિધ્યર્થ રૂપની સાક્ષી પૂરે છે

જો લીજે ને લેજે બે રૂપ એકજ (કર્મણિ) હોય તો રૂપફેર ને અર્થફેર શાથી આવ્યો ? नीयते-लिज्जइ-લીજઇ-લીજે કર્મણિ રૂપ છે ને लेज्जहि કે लेज्जे ઉપરથી પરભાર્યું 'લેજે' રૂપ આવ્યુ આ પ્રમાણે બન્ને ફેર આવ્યા છે વળી करिज्जइ રૂપ ઉપરથી 'કરજે' આવ્યુ હોય તો જૂની ગુજરાતીમા આનુ 'કરીયઇ-કરીઇ-કરિયે' રૂપ થાય છે કદાચ એમ માનિયે કે करिज्जइમાથી 'કરિયે' ને 'કરજે' બે રૂપ બે ભિન્ન વિકાસક્રમથી આવ્યા તો જૂની ગુજરાતીમા આના करेजइ ને करीयइ બે રૂપ થવા જોઇયે, પણ करेजइ જેવુ રૂપ ઉપલબ્ધ થતુ નથી વળી अइનો એકદમ ए આ રૂપમા કેમ થયો, ત્હેનો ખુલાસો પણ જડતો નથી કારણ જૂની ગુજરાતીમાજ કરેજે-વદેજે જેવા રૂપ વપરાયા છે

વાશે. एज्ज ને બદલે કોઇ વખત પ્રાકૃતમા इज्ज થાય છે, ત્હેનાં ઉદા-હરણુ નીચે આપ્યા છે, જોડે જોડે ઉભરે કર્મણિ રૂપ પણ છે.

१. "तुम पुण एयस्स सोहण परिक्कमण करेज्जासि." (વસુ ૩૦)

२. "से सुमरमाणी न जीविज्जा इ." (વસુ. ૩૨,

३. "जो तावसस्वी तरुणो गिहमागच्छेज्जा ता तस्स समागमेन दारिय देज्जासि." (વસુ ૧૯)

४ 'जयसेणो मे सहायो दिज्जउ" (વસુ. ૧૦૩)

५ "जइ मे तित्तीए भोयण अइमुकिरयस्स दिज्जइ तो भुंजिस्स." (વસુ. ૯૫)

६. "सा च दारिया पत्तजोव्वणा 'दमगस्स दिज्जामि' त्ति सोऊणं भणइ–जइ एयस्स एवगयस्स दिज्जामि त्ति तो मारेमि अप्पाण." (વસુ. ૧૧૫)

ઉદાહરણ ૪–૫–૬માં दा ધાતુનું કર્મણિ રૂપ છે. ઉદા. ૩માં देज्जासि (दद्याः) વિધ્યર્થ રૂપ છે. ઉદા. ૧–૨માં પણ વિધ્યર્થ રૂપ છે, પણ ઉદા ૨માં जीवेज्जा ને બદલે जीविज्जा રૂપમાં इज्ज વપરાયો છે અપભ્રંશમાં પણ देज्ज ને બદલે दिज्ज વપરાયો છે. આ રીતે વિધ્યર્થ ને કર્મણિ इज्ज એક રૂપે જણાતાં "तसु हउ कलि जुगि दुल्लहो बलि किज्जउं सुअणस्सु." (સિ. હે. ૮–૪–૩૩૮)ના ઉદા-હરણમાં किज्जउं રૂપને ડૉ. ભાણ્ડારકરે વિધ્યર્થ માની ત્હેની સંસ્કૃત છાયા "तस्याह कलियुगे दुर्लभस्य बलिं करोमि सुजनस्य." (ભાષણ પૃ. ૧૧૦) આપી છે. વળી અગ્રેજી ભાષાન્તર "I worship that good man...." એમ કર્યું છે અહીં 'क्रिज्जउ'ની છાયા कुर्याम् કે करोमिને બદલે 'क्रिये' (કર્મણિ) રૂપ થવુ જોઇયે. વિધ્યર્થ લેવો હેમાચાર્યના અભિપ્રાય વિરુદ્ધ છે, કારણ સૂત્ર ૮–૪–૩૮૯ 'क्रियेः

कीसु" સૂત્રમા क्रिये ને બ લે એક कीसु ને બીજુ किज्जउ "पक्षे साध्यमानावस्थात क्रिये इति संस्कृतशब्ददेव प्रयोग बलि किज्जउ सुअणस्सु' આપે છે એટલે किज्जउનો અર્થ હેમાચાર્ય क्रिये લે છે વળી આ સૂત્રના ઉદાહરણમા 'बलि कीसु' ને બદલે તેજ જાતના બીજા દૂહામા જોઇન્દુ કરિ 'वलि किज्जउ' આપે છે અર્થ "I may be sacrificed at the alter of that good man" એમ છે

વળી 'ભવિસયત્તકહા'ની પ્રસ્તાવના પૃ ૨૫ ઉપર ડૉ ગુણે किज्जइ રૂપને optative (વિધ્યર્થ) માને છે પણ તે કર્મણિ વર્ત કાળ ત્રી પુ એ વ નુ રૂપ છે क्रियते–किज्जइ જુઓ—' किं किज्जइ राय वद्दइ भारिय कज्जगइ" (ભવિ ૬–૮) 'હે રાય ! શુ કરિયે (કરાય)? કાર્યની ગતિ ભારે છે" એ'વા અર્થ છે આ પ્રમાણે કર્મણિ ને વિધ્યર્થ રૂપનો વિવેક કાઇક નષ્ટ થયો છે, છતા વિધ્યર્થ આજ્ઞાર્થ રૂપોમા એ વ મા हि ને બ વ મા हु વિધ્યર્થ રૂપની સાક્ષી પૂરે છે

જો લીજે ને લેજે બે રૂપ એકજ (કર્મણિ) હોય તો રૂપફેર ને અર્થફેર શાથી આવ્યો? नीयते–लिज्जइ–લીજઇ–લીજે કર્મણિ રૂપ છે ને लेज्जहि કે लेज्जे ઉપરથા પરભાર્યું 'લેજે' રૂપ આ યુ આ પ્રમાણે બન્ને ફેર આવ્યા છે વળી करिज्जइ રૂપ ઉપરથી 'કરજે' આવ્યુ હોય તો જૂની ગુજરાતીમા આનુ 'કરીયઇ–કરીઇ–કરિયે' રૂપ થાય છે કદાચ એમ માનિયે કે करिज्जइમાથી 'કરિયે' ને 'કરજે' બે રૂપ બે ભિન્ન વિકાસક્રમથી આવ્યા તો જૂની ગુજરાતીમા આના करेजइ ને करीयइ એ રૂપ થવા જોઇયે, પણ करेजइ જે'વુ રૂપ ઉપલબ્ધ થતુ નથી વળી अइનો એકરૂપ ए આ રૂપમા કેમ થયો, ત્હેનો ખુલાસો પણ જડતો નથી કારણ જૂની ગુજરાતીમાજ કરેજે–વલેજે જે'વા રૂપ વપરાયા છે

વાશે. एज्ज ને બદલે કોઇ વખત પ્રાકૃતમા इज्ज થાય છે, ત્હેનાં ઉદા-હરણ નીચે આપ્યા છે, જોડે જોડે છેવટે કર્મણિ રૂપ પણ છે.

१. "तुम पुण एयस्स सोहग्ग परिक्खण **करेज्जासि.**" (વસુ. ૩૦)

२. "से सुमग्गमाणी न **जीविज्जा** इ." (વસુ. ૩૨,

३. "जो तावसस्सी तरुणो गिहमागच्छेज्जा ता तस्य समागमेव दारिय **देज्जासि.**" (વસુ. ૧૯)

४ 'जयसेणो मे सहायो **दिज्जउ**" (વસુ ૧૦૩)

५ "जइ मे तित्तीए भोयण अइमुक्खियस्स **दिज्जइ** तो भुजिस्सं." (વસુ. ૯૫)

६. "सा च दारिया पत्तजोव्वणा 'दमगस्स **दिज्जामि**' त्ति सोऊणं भणइ–जइ एयस्स एवंगयस्स **दिज्जामि** त्ति तो मारेमि अप्पाण." (વસુ. ૧૧૫)

ઉદા

૧ 'હોજ્યો સુખિઉ સીખવીસ્યૂ વયરવગ્ગી વિલાપ" (પ્ર ચિ)
૨ "તૂ વરીજે જામિની અગ્ગિરદ્ !" (પ્ર ચિ ૧૧૭)
૩ 'દમ્ભ ! વલેજે વહિલઉ ખેમિ" (પ્ર ચિ)
૪ "રાખેજો રે રૂડિ પિરિ ધરિ ભૂપ આવિઉ એ" (ઉપાહરણ)
૫ 'રાજરીતિ રૂડી રાખેજ્યો" ( , )
૬ "મલ્યા મન મેલજ્યો એ" ( , )
૭ 'શિષ્યની પિરિ શીખામણ એહનિ કિહિજ્યુ સાર" (કાદ)
૮ "પુણુ લેજે વેલાબન પિયાણિ" (પ્ર ચિ ૧૧૭)
૯ 'લક્ષ્મીમદ તે જાણજ્યુ ભાઇ !" (કાદ ૭૩)
૧૦ "પઇસી પ્રાણિ અસુર મારેજે" (કા પ્ર ૨૨)
૧૧ 'તૂ કીજ', તુમ્હે કીજઉ, હ કીજઉ' ઇત્યર્થે કર્મણિ વર્તમાના" (ક્રિયારત્ન સ) ભાષાન્તર—
"त्व क्रियमे, यूय क्रियध्वे, अह क्रिये ' ( ,, ,, )
૧૨ "તૂ કરિજે-त्व कुर्या । હુ કરિજઉ-अह कुर्याम" ( , , )
૧૩ "કર્મણિ તુ કીજઉ, લીજઉ-क्रियताम-लायताम्" ( ,, , )
૧૪. "જન્મનઉ ફલ લેજઉ । દેજઉ-जन्मन फल गृह्णीयात्-गृह्णीत वा । दद्यात ददीत वा" ( , , )
૧૫ 'શોક ન કીજિ" (કાદ ૯૦)

તા કે

વળી 'તુ' સર્વનામના પ્રથમા (તુ) ને તૃતીયા (તહે) એમ બન્ને વિભક્તિમા જુદા રૂપ થતા હોવાથી "तइ करिनइ" જેવા

બીજું 'તુ કરજે' ને 'આમ ન કરિયે' એ'માં પણ અર્થભેદ છે તે શાથી આવ્યો ? જો બન્ને રૂપ કર્મણિ करिज्जइ ઉપરથી આવ્યા હોય તો આમ અર્થ કરે તે સંભવતું નથી.

વળી દીજિયે-* **કીજિયે-લીજિયે** રૂપ પણ કર્મણિ છે. અને તે રૂપ दीयते, क्रियते, नीयते રૂપોના પ્રા રૂપ किज्जइ-दिज्जइ-लिज्जइ ઉપરથી જૂની ગુજરાતીમાં **કીજઇ-દીજઈ-લીજઇ** રૂપ ઉપરથી **સંગદોષથી** અત્ય इने લીધે પૂર્વની શ્રુતિમાં પણ इ ભળી **કીજિઇ-દીજિઇ-લીજિઇ** ઉપરથી **કીજિયે-દીજિયે-લીજિયે** રૂપ આવ્યાં છે. પ્રા. વિધ્યર્થ किज्ज ધાતુ ઉપરથી इज्ज લાગી આવ્યાં નથી. જો તેમ હોય તો किज्ज (વિધ્યર્થ) રૂપને પછી કર્મણિ પ્રત્યય इज्ज લાગી क्रिजिज्जइ જેવું રૂપ પ્રાકૃત અપભ્રંશમાં વપરાયું હોવું જોઇયે, પણ તેમ નથી થયું. સસ્કૃતમાં कृ ધાતુ ઉપરથી કર્મણિ વિધ્યર્થ રૂપ क्रियेत થાય. તે પણ સૂચવે છે કે પ્હેલાં કર્મણિ પ્રત્યય લાગે ને પછી વિધ્યર્થ પ્રત્યય આવે. સૂત્ર ૮-૩-૧૬૦ "ईअ-इज्जौ क्यस्य"નાં ઉદાહરણમાં "बहुलाधिकारात् क्वचित् क्योऽपि (કર્મણિ य) विकल्पेन भवति। मए नवेज्ज। मए नविज्जेज्ज। तेण लहेज्ज। तेण लहिज्जेज्ज॥", વગેરે રૂપો ઉપરથી બે વાત જણાય છે: (૧) इज्ज ને एज्जनो વિવેકનાશ. (૨) પ્રથમ કર્મણિ પ્રત્યય इज्ज ને પછી વિધ્યર્થ પ્રત્યય एज्ज. 'मए नवेज्ज'માં नवेज्ज જો વિધ્યર્થ રૂપ હોય તો કર્તા ત્રીજીમાં ન આવે, 'मए नविज्जइ'ને બદલે તે રૂપ વપરાયું છે.

* મુ. ધ્રુવ સાહેબ "કાદંબરી પૂર્વ ભાગ" પૃ **૨૨૫** ઉપર આ क्रिज्जने વિધ્યર્થ ધાતુ માને છે-"સંસ્કૃત कृ ધાતુ ઉપરથી हैं. व्या. ૮/ ૩/ ૧૭૮/ પ્રમાણે ज्ज ભળ્યાથી પ્રાકૃતમાં किज्ज મૂળ થયું. તે અપભ્રંશમાં થઇને ગૂજરાતીમાં 'કીજ' રૂપે ઊતરી આવ્યૂં. તેનૂં અકર્તરિ (passive) વર્ત. ત્રી પુ. એ. વ નું રૂપ તે કીજઇ."

મૂળ કર્મણિ અપભ્રંશ રૂપ ઉપરથી, જેમ 'ઙયે' પ્રત્યય અમ્હે જોડે કર્તરિ અર્થમાં વપરાવા લાગ્યો તેમ, 'તુ કરજે' જેવા પ્રથમા સાથેનો પ્રયોગ આવી શકે તેમ નથી

આ ઉપરાંત ભવિષ્યકાળમાં પણ આજ્ઞા થાય છે: 'તું ત્યહાં ન જઇશ' જેવા પ્રયોગમાં ભવિષ્યકાળનો 'ઇસ' વપરાય છે તે જૂના इसि પ્રત્યય ઉપરથી આવ્યો છે. આ જાતનો પ્રયોગ સંસ્કૃતમાં પણ છે "प्रमविष्यध्व" (ગીતા ૩–૧૦) ફેર માત્ર એટલોજ છે કે સંસ્કૃતમાં બ. વ. માં પ્રયોગ છે, ગુજરાતીમાં એ. વ. માં થાય છે. જુઓ પૃ. ૨૭૦ ઉદા

૧. "કહિ સૂતાર મ આણિસિ ભેદ, તે મેલઉ હઉં માને વેદ" (પંચાખ્યાન ૩૩૮)

૨. "માહરઉ વચનુ અન્યથા મ કરિસિ" (મ દર્ભ. ૧૯–૮)

૩. "એહ વાતનઉ મ કરીસિ ફેરુ." (પ્ર ચિ. ૧૩૧)

## ક્રિયાતિપત્ત્યર્થ

આ અર્થ ક્રિયાની અતિપત્તિ (નિષ્ફળતા) સૂચવે છે અમુક કામ બન્યું હોત તો અમુક બનત. પણ પ્રથમ કામ ન બન્યુ એટલે ત્હેના ઉપર આધાર ગણનાર બીજુ પણ નથી જ બન્યું. આ રીતે ક્રિયાની નિષ્ફળતા આ અર્થ સૂચવે છે. અંગ્રેજીના Conditional pluperfectના જેવોજ આનો અર્થ છે.

પ્રાકૃતમાં આ અર્થ વિધ્યર્થના પ્રત્યય एज्ज–ज्जा લાગી બનતો (સિ હે. સૂત્ર ૮–૩–૧૭૯) આ ઉપરાંત વર્તમાન કૃદંતનાં વિકારી રૂપ પણ વપરાતા. અપભ્રંશકાળ સુધી વર્તમાન કૃદંતને જાતિવાચક પ્રત્યય લાગતા. જૂની ગુજરાતીમાં જાતિવાચક પ્રત્યય વપરાતા બંધ થઇ અવિકૃત વર્તમાન કૃદંત વપરાવા લાગ્યું.

ઉદા.

૧. "एस रायपुत्तो न होज्ज तो मह मण पि न हरेज्जा." (અભય-સિંહ કથા)

૨. "जो य न करेज्ज नियम निद्धमो जो कय न भजिज्जा" (કુંદકથા)

૩. "जइ एस वग्घो होंतो तो पडिय मम लग्गेंतो." (વસુ. ૧૨૬)

૪. "जइ पढमउ जि होंतु तुहु एहउ तो किग्को करंतु मणि रेहउ." (ભવિ. ૨-૫)

૫. 'જઈ કરત, જઈ લેત, જઈ દેત-इत्यादौ क्रियातिपत्तिः" (બાલ-શિક્ષા. સંવત્ ૧૩૩૬)

૬. "જઇ કીજત, લીજત, દીજત-इत्यादौ क्रियातिपत्तेरात्मनेपदम्." ( ,, ,, )

૭. "જઇ કિમઇ અમુકં કરત, લિઅત, દિઅત। તઉ અમુકં હુયત, ઇત્યર્થે અતીતકાલે ક્રિયાતિપતને ક્રિયાતિપત્તિ." (ક્રિયારત્ન-સમુચ્ચય)

---

# પ્રકરણ ૨૦ મું

## કૃદંત

### સંબંધક ભૂતકૃદંત

સિ. હે. સૂત્ર ૮-૩-૧૫૭ પ્રમાણે પ્રાકૃતમાં હેત્વર્થનો બહુ પ્રચ-લિત પ્રત્યય उ છે, ને સંબંધાર્થ ભૂતકૃદંતનો પ્રત્યય ऊण છે. सेद्

મૂળ કર્મણિ અપભ્રંશ રૂપ ઉપરથી, જેમ 'ઙ્યે' પ્રત્યય અમુક જોડે કર્તરિ અર્થમા વપરાવા લાગ્યો તેમ, 'તુ કરજે' જેવો પ્રથમા સાથેનો પ્રયોગ આવી શકે તેમ નથી

આ ઉપરાત ભવિષ્યકાળમા પણ આજ્ઞા થાય છે: 'તુ ત્હા ન જઇશ' જેવા પ્રયોગમા ભવિષ્યકાળનો 'ઇશ' વપરાય છે તે જૂના દૃસિ પ્રત્યય ઉપરથી આવ્યો છે આ જાતનો પ્રયોગ સસ્કૃતમા પણ છે 'प्रमविष्यत्र'' (ગીતા ૩-૧૦) ફેર માત્ર એટલોજ છે કે સસ્કૃતમા બ વ મા પ્રયોગ છે, ગુજરાતીમા એ વ મા થાય છે જુઓ પૃ ૨૭૦

ઉદા

૧ "કહિ સતાર મ આણિસિ ખેદ, તે મેનઉ હઉ માને વેદ" (પચાખ્યાન ૩૩૮)

૨ "માહરઉ વચનુ અન્યથા મ કરિસિ" (મ દર્શ ૧૯-૮),

૩ 'એહ વાતનઉ મ કરીસિ ફેરુ" (પ્ર ચિ ૧૩૧)

## ક્રિયાતિપત્યર્થ

આ અર્થ ક્રિયાની અતિપત્તિ (નિષ્ફળતા) સૂચવે છે અમુક કામ બન્યુ હોત તો અમુક બનત પણ પ્રથમ કામ ન બન્યુ એટલે તેના ઉપર આધાર રાખનાર બીજુ પણ નથી જ બન્યુ આ રીતે ક્રિયાની નિષ્ફળતા આ અર્થ સૂચવે છે / અગ્રેજીના Conditional pluperfectના જેવોજ આનો અર્થ છે

પ્રાકૃતમા આ અર્થ વિધ્યર્થના પ્રત્યય एज्ज-ज्जा લાગી બનતો (મિ હે સૂત્ર ૮-૩-૧૭૯) આ ઉપરાત વર્તમાન કૃદતના વિકારી રૂપ પણ વપરાતા અપભ્રંશકાળ સુધી વર્તમાન કૃદતને જાતિવાચક પ્રત્યય લાગતા જૂની ગુજરાતીમા જાતિવાચક પ્રત્યય વપરાતા બધ થઇ અવિકૃત વર્તમાન કૃદત વપરાવા લાગ્યુ

ઉદા.

૧. "एस रायपुत्तो न होज्ज तो मह मण पि न हरेज्जा." (અભય-સિંહ કથા)

૨. "जो य न करेज्ज नियम निद्धमो जों कयं न मजिज्जा" (કુંદકથા)

૩. "जइ एस वग्घो होंतो तो पडिय मग लघेंतो." (વસુ. ૧૨૬)

૪. "जइ पढमउ जि होंतु तुहुं एहउ तो किग्को करंतु मणि रेहउ." (ભવિ. ૨–૫)

૫. 'જઈ કરત, જઇ લેત, જઇ દેત–इत्यादौ क्रियातिपत्तिः" (બાલ-શિક્ષા. સંવત્ ૧૩૩૬)

૬. "જઇ કીજત, લીજત, દીજત–इत्यादौ क्रियातिपत्तेरात्मनेपदम्." ( ,, ,, )

૭ "જઇ કિમઇ અમુકં કરત, લિખત, દિખત। તઉ અમુકં હુયત, ઇત્યર્થે અતીતકાલે ક્રિયાતિપતને ક્રિયાતિપત્તિઃ" (ક્રિયારત્ન-સમુચ્ચય)

---

# પ્રકરણ ૨૦ મું

## કૃદંત

### સંબંધક ભૂતકૃદંત

સિ. હે. સૂત્ર ૮–૩–૧૫૭ પ્રમાણે પ્રાકૃતમાં હેત્વર્થનો બહુ પ્રચલિત પ્રત્યય ઉ છે, ને સંબંધાર્થ ભૂતકૃદંતનો પ્રત્યય ઊણ છે. સેટ્

ધાતુમાં લાગતા इ સાથે પ્રત્યયો इउ ને इऊण થયા. આ પૂર્વે લાગે છે તે इ માત્ર અકારાંત ધાતુને લગાડવામાં આવતી. ત્હેનો પાછલા अ સાથે ए વિકલ્પે થતો. हसेउं–हसिउ (હેત્વર્થ), हसेऊण–हसिऊण (સંબંધાર્થ)

પ્રાકૃતકાળથીજ આ બે પ્રત્યયોનો વિવેક નાશ થવા પામ્યો છે. હેત્વર્થ કૃદંત સંબંધાર્થ કૃદંત તરીકે ઘણું વપરાયું છે, પણ સંબંધાર્થ કૃદંત હેત્વર્થ કૃદંતને બદલે ઓછું વપરાતું. આ ऊण પ્રત્યય સિવાયનાં પણ કેટલાંક સિદ્ધસાધ્યાવસ્થ રૂપ વપરાતાં.: सोच्चा (श्रुत्वा), घेत्तु (गृहीत्वा), पासित्ता (दृष्ट्वा), दट्ठूण (दृष्ट्वा), વગેરે. घेत्तुं રૂપ હેત્વર્થ કૃદંતનું હોવા છતાં તેવાં રૂપ ઘણી વખત સંબંધાર્થે વપરાતાં, તે નીચેનાં બે ઉદાહરણ ઉપરથી માલૂમ પડશે.

૧. "गोसे अपिच्छिउं पियर चंदो जंपइ." (કુમાર. પ્રતિ ૪૨૧) (अप्रेक्ष्य)

૨. "त सोऊण विसन्नो आढत्तो विलविउं चंदो" ( ,, ) (विलपितुम्)

અપભ્રંશમાં—

(૧) હેત્વર્થ કૃદંતના પ્રત્યયો–एर, अण, अणहं, अणहिं, एप्पि, एप्पिणु, एवि, एविणु એકંદરે આઠ છે. (૮–૪–૪૪૧). વાસ્તવિક રીતે પ્હેલા ચાર.

(૨) સંબંધક ભૂતકૃદંતના પ્રત્યયો–इ, अवि, इउ, इवि, एप्पि एप्पिणु, एवि, एविणु. એકંદરે આઠ છે. સિ. હે. સૂત્ર ૮–૪–૪૩૯ પ્રમાણે માત્ર પ્હેલા ચાર.

હેત્વર્થ કૃદંતના રૂપનાં ઉદાહરણ આપનાં હેમાચાર્યે નીચેના દુહા આપ્યા છે

"देव दुक्करु निअयधणु करण न तउ पडिहाइ।
एम्वइ सुहु भुञ्जणहं मणु पर भुञ्जणहिं न जाइ॥
जेप्पि चएप्पिणु सयल धर लेविणु तवु पालेवि।
विणु सन्तें तित्थेसरेण को सक्कइ भुवणे वि॥"

આમા एव, अण, अणह, अणहिं, एप्पि एप्पिणु, एविणु, एवि આઠ પ્રત્યયો અનુક્રમે વપરાયા છે પ્હેલા ચાર પૈકી एव तव्यक પ્રત્યય ઉપરથી બનતા करव्वउ-करिव्वउ રૂપના દ્વિતીયા એકવચનના રૂપ कर्त्तव्वम्-करेवम् ઉપરથી આવ્યો છે ક્રિયાવાચક નામ બનાવના સંસ્કૃતમા લાગતા अन પ્રત્યય ઉપરથી બીજો अण પ્રત્યય આવ્યો છઠ્ઠીના ह સાથે अणह, ને હેત્વર્થે સપ્તમીના हिं પ્રત્યય સાથે अणहिं પ્રત્યય આવ્યા છેલ્લા ચાર પ્રત્યયો વાસ્તવિક રીતે હેત્વર્થ કૃદંતના નથી, પણ સંસ્કૃતમા शक् ધાતુને યોગે તે કૃદંત વપરાતુ, તેથી હેમાચાર્યે તેમ્હને હેત્વર્થ કૃદંતના ગણેલા લાગે છે બાકી વ્યુત્પત્તિની દૃષ્ટિએ છેલ્લા ચાર પ્રત્યયો સંબંધાર્થ કૃદંતના છે ડૉ ભાણ્ડારકર તેમ્હને વૈદિક સંસ્કૃતમા વપરાતા त्वी ને त्वीन પ્રત્યય ઉપરથી વ્યુત્પન્ન કરે છે त्त નો प्प થઇને ને પછી પાછો प નો व થઇને પરંતુ કોઇ પણ પ્રાકૃતમા આ પ્રત્યય વપરાયેલો જણાતો નથી તો તે અપભ્રંશમા શી રીતે આવે, તે શંકાનુ બને સમાધાન કરતા જણાવે છે કે બોલચાલની ભાષામા તે ચાલુ રહ્યો હોય (ભાષણો પૃ ૧૧૭-૮)

અથવા બીજી રીતે પણ સંપ્રદાયનો વિચ્છેદ થયા સિવાય एप्पिणु વગેરે આવી શકે છે. પાલીમા આ કૃદંત વાસ્તે त्वा કે त्वान પ્રત્યયો વપરાતા હતા निपतित्वा, सच्छिकत्त्वा, वीनिसारेत्वा, सुत्वान, विदित्वा कत्वान, भुत्वान दिस्वान, તેમજ त्वा નો त्ता થઇ छेत्त. આ છેલ્લુ રૂપ પાલી જેટલુ જૂનુ લાગતુ નથી, માત્ર ત્હેનો વાણીમા વિનાસ થયો હોય આ પાલીના त्वा ને त्वान ઉપરથી પ્રાકૃતમા त्ता ને

त्ताण પ્રત્યયો આવ્યા છે. सपद्दारेत्ता (सप्रहार्य), उत्तारित्ता (उत्तार्य), करेत्ता (कृत्वा), पक्खालेत्ताण (प्रक्षाल्य). આ त्ता ને त्ताण ઉપરથી અપભ્રંશમાં ઉમેરાતી इ લાગીને તથા त નો प्प થઇ करेत्ता ઉપરથી करेप्पि–करेप्पिणु રૂપ થયાં. પછી प् નો व થઇ करेवि ને करेविणु રૂપ આવ્યાં હોવાં જોઇએ इ વધારાની उની માફક અપભ્રંશમાં લાગે છે, ખાસ કરીને અવ્યયને: સં. परत्र ઉપરથી અપ. परत्ति, સં. अद्य ઉપરથી અપ. अज्जि કે अज्जु.

शक् ધાતુને યોગે અર્વાચીન ગુજરાતીમાં સંબંધાર્થ કૃદંત વપરાય છે, સંસ્કૃતમાં હેત્વર્થકૃદંત વપરાતું. પણ પ્રાકૃત કાળમાં આ બે પ્રત્યયોનો વિવેક નષ્ટ થતાં આ ધાતુને યોગે સંબંધાર્થ કૃદંત નીચેનાં ઉદાહરણમાં વપરાયું છે.

પ્રાકૃત.

૧. "न एस सक्कइ एवं पराजिणित्ता." (વસુ. ૪૯–૨૪)

૨. "न सक्केगो पइदिवस तुम्हं अहोभागं **पालित्ता.**" (વસુ. ૩૩–૧૮)

ઉદા.

૧. "બિહુ રાઇ વચિ રહી ન સકીઇ ઇમ બોલે પરધાન."

૨. "તેહ સિરિ કોઇ ન સકઇ ભિડી." (પ્ર. ચિ. ૧૩૬)

૩. "પહિરી જાંણઇ ભૂષણ વસ્ત્ર, જાંણઇ સવિ અભ્યાશી શસ્ત્ર." (વિ. પ્ર. ૧૨૫)

૪. "જાણુઇ નહી તે પાલણી વહી." (હરિષે. ૬૭)

શૌરસેની પ્રાકૃતમાં સંબંધાર્થ પ્રત્યય इअ હતો. તે સંસ્કૃતના य પ્રત્યય ઉપરથી આવ્યો છે આ इअ ઉપરથી અપભ્રંશના इ–इउ આવ્યા. અથવા તો હેત્વર્થ પ્રાકૃત પ્રત્યય ઉપરથી અનુસ્વાર ઊડી અપભ્રંશમાં इउ આવ્યો. अवि ને इवि પ્પિ ઉપરથી प નો व થઈ આવ્યા છે.

ઉદા.

૧. "ત્રિકુટ કોટ મેહલેવિ જિમણુ આગઇ છઇ અજૂઆલું." (સીતાહરણ ૫૮)

૨. "બાણાસુર કૈલાસિ સંચરુ પરણુમિઅ એ સ્વામી ય એ.' (ઉષાહરણ ૭૭)

૩. "તઉ સંઘાતી સવિ વેગુ કરિ અ તુમ્હ ભણી અ પેસિય.' ( „ „ )

૪. "અરાવણુ તિહાં ભોગ અણાવી પુરુષ હણઇ બિ મુહુટા." (સીતાહરણ ૫૯)

૫. "એકઇ ગમિ ઊતરિઉ સાંતલ ઘણુ મેલાવુ લેઅ." (કા. પ્ર.)

૬. "ફૂલના ભારિ રણ્યા નગ નમ્ય." (કાદં. ૨૫)

થયુ પ્રાકૃત करेत्तानु અપ करेप्पिणु–करेविणु ને णु સિવાય करेप्पि ને करेवि રૂપ આવ્યા

આ પ્રમાણે न ને ण સબધાર્થ કૃદતના અગભૂત હોય તેમ લાગે છે, પણ વાસ્તવિક રીતે તે આગન્તુક છે આ न एविणु, વગેરેમા રહેલા ण ઉપરથી અને મહારાષ્ટ્રી પ્રાકૃતના ऊण ઉપરથી મરાઠી वसून, घेऊन, વગેરે રૂપોમા ચાલુ રહ્યો

વૈદિક સસ્કૃતમા વપરાતા ઉપમાવાચક न ને સભાવનાવાચક नु ઉપરથી સસ્કૃતમા ननु શબ્દ થયો તે ઉપરથી પ્રાકૃતમા ण ને णइ થયા તે બન્ને અવધારણ અવ્યય તરીકે વપરાતા આ ण ઉપરથી णु આવ્યો તે પણ અવધારણ અવ્યય છે હાલ ગુજરાતીમા 'કરી–કરીને'મા વપરાતો 'ને' પ્રાકૃત णइ ઉપરથી આવ્યો છે તેથી અર્થનુ દઢીકરણ થાય છે

તા ક ડૉ ટેસીટોરી 'Notes § 131"મા ગુજરાતી સબધાર્થ કૃદતનો ई અપભ્રશ इ ઉપરથી નથી આવ્યો, પણ ભૂતકૃદતના સતિમસમીના રૂપ ઉપરથી તે આવ્યો છે, એમ જણાવે છે તેઓને વાધો માત્ર એ છે કે અપ इનો ગુજરાતીમા ई (દીર્ઘ ई) શી રીતે થાય, તેમજ પ્રા इअ પ્રત્યય અપ મા વપરાતો માની શકાય નહીં એટલે આ ગુજરાતીનુ इવાળુ રૂપ સતિમસમીના ભૂતકૃદત ઉપરથી આવ્યુ.

(૧) ગજાનઇ પાસિ–'ગજાનિ પાસિ' જૂનુ રૂપ થાય, છતા હાલ 'ગજાની પાસે'મા इ દીર્ઘ છે

(૨) પ્રા जिण ધાતુનુ ભૂતકૃદત जित થાય, એટલે ભૂતકૃદતના સાતમી વિભક્તિના રૂપ ઉપરથી સબધાર્થ કૃદત આવુ હોય તો 'જિણી મકઇ નહી" (સર્ગ ૨૮–૭,મા 'જિણી' ને બદલે 'જીતી' વાપરવુ જોઈતુ હતુ

૭. "રા અસિસરિસુ બાહુ ઉબ્ભારિય બુલ્લઇ હઠિ હેક્કા હક્કારિઅ." (રણમલ ૬)

૮. "ઉલ્લાલવિ ખગ્ગ કરગ્ગિ નિરગ્ગલ ગણઇ તિણઇ દલ અગ્ગલઆ." ( „ ૧૨)

૯. "ધરી અ ખગ્ગભાઇરચ અમુર સિરિ ચમ્પવિ બઇસૂં." („ ૧૪)

૧૦. "સીખામણ દેઉ ચાલિઉ રાઉ." (નમૂનો)

૧૧. "શ્રીધર્મનાથહૂઈ પ્રદક્ષિણા દેઉ આગલિ બઇઠા નરેશ્વર એઉ." (પૃથ્વીચંદ્ર)

૧૨. "કરીઉ, લેઉ, દેઉ इत्यादौ क्त्वा." બાલશિક્ષા (સંવત્ ૧૩૩૬)

૧૩. "ચાલ્યુ વિદૂર હિતારથ લેય, ગંગાનીરિ મિલ્યા મૈત્રેય." (હરિવે. ૪૮)

### આ કૃદંતનો આગન્તુક न–णः—

વૈદિક સંસ્કૃતમાં સદર કૃદંત માટે त्वा, त्वान, त्वी ને त्वीन પ્રત્યયો હતા. પાલીમાં પણ त्वा ને त्वान આવ્યા. પરંતુ પાણિનિએ આ આગન્તુક न ને પડતો મૂકી त्वा પ્રત્યય આપ્યો. છતાં પાલીમાં ચાલુ રહેલા नએ પાણિનિના મનસ્વી નિયમનનો અનાદર કરી પ્રાકૃતમાં ટકી રહેવાનું યોગ્ય માન્યું. પરિણામે પાલીના त्वानમાં રહેલો न त्वाना व નો ऊ થઇ तूण રૂપે પ્રાકૃતમાં આવ્યો. તે પ્રત્યય *गृहीत्वाना* પ્રાકૃત રૂપ घेत्तूणમાં દેખા દે છે. આ तूण ઉપરથી પૈશાચી પ્રાકૃતમાં तूण, શૌરસેનીમાં दूण, મહારાષ્ટ્રી પ્રાકૃતમાં ऊण પ્રત્યયો આવ્યા. માગધીમાં વરરુચિએ પ્રાકૃત પ્રકાશ સૂત્ર ૧૧–૧૬માં નોંધેલાં રૂપ करिदाणि, शाहिदाणि, વગેરે રૂપોના दाणि પ્રત્યયમાં इ સાથે णिમાં આ આગન્તુક न ટકી રહ્યો. તે न અપભ્રંશમાં પણ उ સાથે આવ્યો. पुनः–અપ. पुणु કે पुणि, विना–અપ. विणुમાં જેવું उ છે તેવું नમાં उ ભળી णु

થયુ પ્રાકૃત करेत्तानु અપ करेप्पिणु–करेविणु ને णु સિવાય करेप्पि ને करेवि રૂપ આવ્યા

આ પ્રમાણે न ને ण સબંધાર્થ કૃદતના અગભૂત હોય તેમ લાગે છે, પણ વાસ્તવિક રીતે તે આગન્તુક છે આ न एविणु, વગેરેમા રહેલા ण ઉપરથી અને મહારાષ્ટ્રી પ્રાકૃતના ऊण ઉપરથી મરાઠી बसून, घेऊन, વગેરે રૂપોમા ચાલૂ રહ્યો

વૈદિક સસ્કૃતમા વપરાતા ઉપમાવાચક न ને સભાવનાવાચક नु ઉપરથી સસ્કૃતમા ननु શબ્દ થયો તે ઉપરથી પ્રાકૃતમા ण ને णइ થયા તે બન્ને અવધારણ અવ્યય તરીકે વપરાતા આ ण ઉપરથી णु આવ્યો તે પણ અવધારણ અવ્યય છે હાલ ગુજરાતીમા 'કરી–કરીને'મા વપરાતો ને' પ્રાકૃત णइ ઉપરથી આવ્યો છે તેથી અર્થનુ દ્દઢીકરણ થાય છે

તા ક ડૉ. ટેસીટોરી ' Notes § 131"મા ગુજરાતી સબધાર્થ કૃદતનો ઈ અપભ્રશ इ ઉપરથી નથી આવ્યો, પણ ભૂતકૃદતના સતિસપ્તમીના રૂપ ઉપરથી તે આવ્યો છે, એમ જણાવે છે તેઓને વાંધો માત્ર એ છે કે અપ इનો ગુજરાતીમા ઈ (દીર્ઘ इ) શી રીતે થાય, તેમજ પ્રા इअ પ્રત્યય અપ મા વપરાતો માની શકાય નહી એટલે આ ગુજરાતીનુ इवाळु રૂપ સતિસપ્તમીના ભૂતકૃદત ઉપરથી આવ્યુ

(૧) રાજાનઇ પાસિ–'राजनि पार्श्वे' જૂનુ રૂપ થાય, છતા હાલ 'રાજાની પાસે'મા ઈ દીર્ઘ છે

(૨) પ્રા जिण ધાતુનુ ભૂતકૃદત जित થાય, એટલે ભૂતકૃદતના સાતમી વિભક્તિના રૂપ ઉપરથી સબધાર્થ કૃદત આવ્યુ હોય તો 'જિણી સકઇ નહી" (ગ્રન્થ ૨૮–૭,મા 'જિણી' ને બદલે 'જીતી વાપરવુ જોઈતુ હતુ

(૩) ખાધો–પીધો–લીધો, વગેરે માટે એ રીતે 'ખાધી–પીધી–લીધી' સબધક ભૂતકૃદતના રૂપ થવાં જોઇયે. પણ હાલ તેમજ જૂ ગુ. મા 'ખાઇ–પી–લેઇ' રૂપ વપરાય છે ને વપરાતાં.

માટે इ નો ઈ થયો તે માત્ર લખાણુની તેવી પદ્ધતિ કે જૂની ગુ મા વપરાતા इअ નો अ ઊડતાં ઈ થયો, એમ સમાધાન કરવું ઇષ્ટ છે.

## (૨) હેત્વર્થકૃદંત

સંબંધાર્થ ભૂતકૃદંતના પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે अण, अणह, एव, अणहिं હેત્વર્થકૃદતના પ્રત્યયો પૈકી જૂની ગુજરાતીમાં अण ને अणह વપરાયા છે, ને एव ને બદલે कर्तव्यक અપ करिएव्वउ–करेव्वउના અંગ करेवામાં રહેલો एवा પ્રત્યય વપરાયો છે. રહેને तण (तणेण) પ્રત્યય લાગી करेवानइ–करिवानइ વપરાયા છે.

ઉદા.

૧. "ખેલન વાવી સુખાલી" (વ. વિ. ૧૫)

૨. "મોહ મહાભડ ભજિજવા અવરુ ન જોઇસિ આહિ." (પ્ર. ચિ. ૧૦૫)

૩. "એહ રાઉ વસિ આણિવા બીજઉ નથિ ઉપાઉ." (,, ૧૦૫)

૪. "એહ નગર લેવા તણી કુમર! મ કરીજે ઝંખ." (પ્ર. ચિ. ૧૧૯)

૫. "દ્રવ્ય ઊપાર્જિવા તણઈ કારણિ દેવદેવતા આરાધઇ."

૬. "સ દેહ સાજિવાનઇ ઊભઉ હાથ."

૭ "પુનરપિ પામેવાનિ પતિ જાણી વ્રત કરિઇ છિ સતી." (કાદં. ૩૧)

૮ "ચિત્રલેખા ઉષાની સહીયર કીધી. દીધી ૨૦ પણ રાખવા એ." (ઉષાહરણ ૧૦૮)

૯. "કોડ કૈલાસ જઈ ઉમયા પૂજવા, મઝનઈ." (ઉષાહરણ ૭૯)

૧૦. "કરી મઢી તિહાં રામ પુઢેવા બીજી સીતા રાણી." (સીતાહરણ ૨૯)

૧૧. "મારણિ આવી, પામી મૃત્ય." (હરિષે. ૧૪૪)

'समर्थ' શબ્દને યોગે પણ હેત્વર્થ કૃદંત વપરાતું.. "कर्तुं अकर्तुं अन्यथा कर्तु समर्थः" અપભ્રંશમાં પણ તે સાથે આ કૃદંત વપરાતું હતું.

ઉદા.

૧. "तहो कोवि न भउ करणहं समत्थु." (ભવિ. ૨૧-૫)

૨. "तं गयउरु को वण्णणहं समत्थु?" (ભવિ. ૧-૬)

ગુજરાતીમાં પણ હેત્વર્થ કૃદંત ચાલું રહ્યું છે. કરવા-જવા-બોલવા સમર્થ છે. 'વિમળપ્રબંધ'માં आहन्तु-आघतु (મારવા માટે) પ્રયોગ થયો છે. પણ તે પ્રચલિત હોય તેમ લાગતું નથી.

૧. "એ તુ આઘતુ કોઇ ન ધાલઇ ધાઉ તુ." (વિ. પ્ર. ૧૯૭)

૨. "દૈત્ય હણણ જહિ અવતરિઉ રઘુવંશિ શ્રીરામ." (સીતાહરણ.૨૪)

આ છેલ્લા ઉદાહરણમાં 'હણણ'નો અર્થ 'હણવા માટે' લેઇયે તો તે હેત્વર્થકૃદંત છે, નહીં તો સિ. હે. સૂત્ર ૮-૪-૪૪૩ "तनोणअः" પ્રમાણે अण કર્તૃવાચક ગણાય. તે પ્રમાણે 'હણનાર' એ'વો અર્થ થશે. આ સૂત્ર પ્રમાણે 'ભવતારણ' જે'વા શબ્દોમાં અન પ્રત્યયનો કર્તૃવાચક અર્થ ગુજરાતીમાં આવ્યો હોય.

## (૩) વર્તમાનકૃદંત

આ કૃદંતના સંસ્કૃતના अत् ને मान પ્રત્યયોને બદલે પ્રાકૃતમાં न्त ને माण વપરાતા. પરસ્મૈપદ ને આત્મનેપદનો ઝાઝો વિવેક ન હતો: हसन्तो-हसमाणो; वेपन्तो-वेवमाणो. એ પ્રમાણે વર્તમાનકૃદંત

બનતાં, પણ છેવટે माण પ્રત્યય આત્મનેપદી ક્રિયાપદ પેઠે નાશ પામ્યો. એટલે અપભ્રંશમાં न्त પ્રત્યય બહુધા વપરાતો. ગુજરાતીમાં પણ થોડાક કાળ न्तમાંનો न् ટકી રહ્યો, પણ પાછળથી તે કથાવશેષ થયો. વર્તમાન કૃદંતને સસ્કૃતમા પણ જાતિવચનવાચક પ્રત્યયો લાગતા, તેથી ગુજરાતીમાં તે પ્રત્યયો ચાલુ રહ્યા. માત્ર ક્રિયાતિપત્ત્યર્થમાથી કાળે કરી તે પ્રત્યયો ગુજરાતીમા નાશ પામ્યા, એટલે ત્હેમાં અવિકારી રૂપ થયું.

વર્તમાન કૃદંતનો ક્રિયાપદ તરીકે પ્રયોગ અપભ્રંશમાં થયો છે. હાલ પણ ગુજરાતીમાં **નિયમિત ભૂતકાળમાં** ત્હેનો પ્રયોગ મુખ્ય ક્રિયાપદ તરીકે થાય છે. વળી 'હતો' ભૂતકાળનું રૂપ વર્તમાનકૃદંત ઉપરથી આવ્યુ છે. भवत्कः—होन्तउ—हूंतउ—હૂતઉ—હૂતો—હતો. આ પ્રમાણે વર્તમાન કૃદંત ઉપરથી ભૂતકાળનું રૂપ આવે તે અપભ્રંશમાં મુખ્ય ક્રિયાપદ તરીકે થતા વર્તમાન કૃદતના પ્રયોગને આભારી છે. राणउ इत्यु जसोहणु होंनउ सो इउ तिलयदीउ भुंजंतउ." (ભવિ. ૫–૧૨)

ઉદા.

૧. "જિ બક્કા અરક્કા શરક્કા વહુન્તા, જિ સબ્બા સગબ્બા ઝરબ્બા સહુન્તા." (રણમલ. ૧૪)

૨. "અનેક દૈત્ય આવન્તઇ ચાલી, રામચંદ્ર જુ ભાજઇ." (સીતાહરણ. ૩૨)

૩. "મઇ જીવન્તઇં બેટડઇ મ ધરસિ અણુરઇ બાપ !" (પ્ર. ચિ. ૧૧૬)

૪. "આંગણિ જેનાં અતિથ જ આવ્યુ, જાણ્યુ કોઇ સન્યાસી." (સીતાહરણ ૩૭)

૫. "લહુડપણિ દિહાડી પ્રતિ હૂં બિ કરસ ઘી જિમતુ." (ક્રિયારત્નસમુચ્ચય.)

"अथवा सामान्यतोऽतीतकाले–આગઇ કરતઉ, આગઇ લેતઉ, આગઇ કરતા, આગઈ લેના." (ક્રિયારત્નસમુચ્ચય)

કર્મણિ રૂપ ઉપરથી પણ વર્તમાન કૃદંત બનતાં. તેઓને પણ त પ્રત્યયજ ગુજરાતીમાં લાગે છે. ફેર માત્ર એટલો કે इज्ज નો ई ત્હેમાં કાયમ રહ્યો છે, ને અર્થ પણ કર્મણિજ છે. નીચે આપેલાં કૃદંતો પૈકી પ્હેલાં પાંચ ઈવાળાં હાલ પણ વપરાય છે.

૧. उपलक्ष्यमाणकः–ओलक्खिज्जतओ–ओलखीयंतउ–ઓળખીતો
૨. ज्ञायमानकः–जाणिज्जतओ–जाणीयतउ–જાણીતો
૩. मान्यमानकः–माणिजंतओ–माणीयतउ–માનીતો
૪. अचिन्त्यमानकः–अचिंतिज्जतओ–अचिंतीयतउ–ઓચીંતો
૫ दृश्यमानकः–देक्खिज्जंतओ–देखीयतउ–દેખીતો
૬ सेव्यमानकः–सेविज्जतओ–सेवीयतउ–સેવીતો
૭. दृश्यमानकः–(दिस्सइ) दिस्संतओ–दीसंतउ–દીસતો

ઉદા.

૧. "ચ્યારિ સહસ માંહિ હાટ મંડાઇ, તે સાહુ જાણીતા." (સીતાહરણ. ૪૩)
૨. 'બ્રહ્મલોક જગિ જાણીઇ, એહ વદીતઊં નામ." (પ્ર. ચિ. ૧૧૮)
૩. "સેવીતા અઠ રસ વિરસ ઇક્કાઇક્કઇ જોઇ." (પ્ર. ચિ. ૯૬)
૪. "કાનિં પડિઉ કાંઈ નથી સાંભલીતું." (કા. પ્ર. ૬૯)

૫. "તીણઇ મારીતઇં બીજાઇ ચોગ મધ્યલાઈ કહિયા." (સંદર્ભ. ૯૫–૨૪)

૬. "જે સુપનંતરિ દીસતા તે મઝ મિલિઆ આજ." (વિદ્યાવિલાસ. ૩૦)

૭. "ઇસી પરિ વખાણીતુ સ્થાનકિ આવિઉ." (સંદર્ભ. ૧૪૯–૫)

૮. "સાતમઇ દિહાડઇ કુંભીમાહિં પચીનઓાનરગિ જાએસિ." (સદર્ભ. ૭૯–૩)

અર્વાચીન કર્મણિ પ્રત્યય આવાળું રૂપ પણ ક્વચિત્ વપરાતું.

૧. "નગરમાંહિ પોસાતા પાયક, તેહ ન મૂકઇ માણુ." (કા. પ્ર ૯ (પુષ્યમાળા)

૨. "આલા તાહારી જે આકૃતિ ચપલ નથી જણાતી મત્ય" (કાદ. ૧૦૨)

ભૂતકૃદંતની માફક વર્તમાન કૃદતને પણ ક્ષ્ઢ પ્રત્યય લાગતો.

૧. "વાટ ન કો સલકી સકઈ, જો રે ભણતેલા ભાટ નાશી ગયા નાટતુ." (વિ. પ્ર. ૧૯૮)

માન પ્રત્યયવાળું રૂપ પણ વપરાયું છે, પણ ત્યહાં સામાન્ય કૃદતને માન લાગ્યો જણાય છે.

૧. વિશ્વરૂપ બાંધ્યુ નવિ જાઈ, બાંધણમાનઇ મોટું થાઇ." (હરિવો. ૧૪૯) (વધ્યમાને)

## (૪) ભૂતકૃદંત

આપણે ભૂતકાળમાં જોયું તેમ ભૂતકાળનું રૂપ કર્મણિ ભૂતકૃદંત ઉપરથી બનેલું છે. જે કર્મણિ ભૂતકૃદંત સંસ્કૃતમાં વિશેષણનું પણ કામ કરતાં તે પ્રાકૃત–અપભ્રંશમાં ભૂતકાલિક ક્રિયાપદ તરીકે વપરાવા લાગ્યા, તેથી વિશેષણનો અર્થ સ્પષ્ટ કરવા પ્રાકૃતકાળમાં ભૂતકૃદંતનાં

રૂપને પાછો इल्ल પ્રત્યય લગાડવામાં આવ્યો. આ इल्ल પ્રત્યય પણ સં. इत પ્રત્યયનોજ વિકાર છે. इत–इत्त–इड्ड–इल्ल.

१. "मया महतो उववासो कयल्लओ." (વસુ. ૯૫–૧૩)

२. "आणियल्लियं बइल्ल घेत्तूण विक्कोसमाणो गतुं पयत्तो." (વસુ. ૫૭–૨૧)

૩. "गिद्धिणा खेत्तनियत्तण दिण्णेल्लयं." ( ,, ૩૦–૨૫)

વિશેષણ બનાવવા આ इल्ल નામ, વિશેષણ, અને અવ્યયને પણ લગાડવામાં આવતો.

दक्षिण+इल्ल=दाहिणिल्ल (વસુ. ૭૩–૧૫) अभ्यतर+इल्ल=अब्भितरिल्ल (વસુ. ૭૩–૧), पार्श्व+इल्ल=पासिल्लिय (વસુ. ૫૫–૧૯), सार्थ+इल्ल=सत्थिल्लय (વસુ. ૪૪–૨૦) છેવટે આવતો य क સ્વાર્થે પ્રત્યયનો અવશેષ છે.

ઉપરનાં ઉદાહરણ પરથી જણાશે કે આ इल्ल કર્મણિ ભૂતકૃદંતના રૂપને લગાડવામાં આવતો. હાલ પણ જે ભૂતકાળનાં રૂપ સિદ્ધાવસ્થાનાં છે તેઓને લગાડવામાં આવે છેઃ પેઠેલો, બેઠેલો, સૂતેલી, લીધેલું, વગેરે. પણ પેસેલું, બેસેલો, લેવેલું, વગેરે વપરાતાં નથી, છતાં વપરાય તો તે ખોટાં છે, ને કેવળ 'કરેલું', 'પડેલું' વગેરેના સામ્યને લીધે આવ્યાં ગણાય.

ઉદા.

૧. "અરે રાઉ ભણિ મંત્રિ ! ન શીખેલૂં કાજ તુ." (વિ. પ્ર. ૨૦૧)

૨. "ગૌરીઇ દીયલી વાણિ, સાહેલડી રે" (ઉપાહરણ ૮૦)

૩. "ચંદલડિ જિતલઉ મયંક." (વિ. પ્ર. ૩)

૪. "સૂતલો સીંહ જગાવિઉ." (રાવણ મંદોદરી સંવાદ ગુ. પ્ર.)

૫. "તેણઈ સમઇ સુરનર, પન્નગ, કિન્નર ત્રિભોવનિ જાઉલા આનંદ." હરિવિ. ૫૪૧

## (પ) વિધ્યર્થ કૃદંત

સંસ્કૃતના વિધ્યર્થ કૃદંતના "तव्यक" પ્રત્યયને બદલે અપભ્રંશમાં 'इएव्वउं'–'एव्वउ' ને 'एवा'- એ'વા ત્રણ પ્રત્યયો હતા. एवा પ્રત્યય 'एव्वउं'નું અંગ છે. પરિણામે તે જૂની ગુજરાતીમાં હેત્વર્થ કૃદંત તરીકે વપરાવા લાગ્યો. આમાં વિધિ–ફરજનો અર્થ પ્રધાન છે પણ પાછળથી ત્હેણે સામાન્ય કૃદંતનો અર્થ ધારણ કર્યો: કરવું, જવું, રમવું, વગેરે સામાન્ય કૃદંત આ एव्वउ ઉપરથી આવ્યાં છે. સામાન્ય કૃદંત તરીકે વપરાતાં વિભક્તિ પ્રત્યયો પણ લાગતા: કરવાને, કરવાથી, કરવામાં, વગેરે.

મૂળ સંસ્કૃતમાં तव्य પ્રત્યય લાગી કર્મણિ રૂપ બનતું, એટલે રચનામાં કર્તાને ત્રીજી વિભક્તિ લાગતી, ને કર્મ પ્રથમામાં આવતું. તેજ રચના અત્યાર સુધી ચાલતી આવે છે. 'इदं कार्यं मया कर्तव्यम्' નું અપભ્રંશ રૂપ 'एउ कज्जु मइं करिव्वउं'; જૂની ગુજરાતીમાં 'એ કાજ મેં કરવું'; અર્વાચીન ગુજરાતીમાં 'એ કામ મ્હારે કરવું'.

આ પ્રમાણે 'મેં' ને બદલે 'મ્હારે' હાલ વપરાય છે. માત્ર પ્હેલા ને બીજા પુરુષનાં સર્વનામમાં આ પ્રમાણે બને છે, બીજે બનતું નથી. મ્હારે–અમ્હારે–ત્હારે–તમ્હારે. આમ્હની વિભક્તિ ત્રીજી છે. પ્રથમામાં વપરાતા કર્મને હાલ બીજીનો 'ને' પ્રત્યય કોઇ વખત લાગે છે. એ સિવાય બીજી રચના સંસ્કૃત પ્રમાણે છે.

ઉદા.

૧. "તેં તજવો તેહનો દેહ." ('દેહ' નરજાતિ માટે 'તજવો' નરજાતિ)

૨. "હવે કરવો મેં કવણ ઉપાય ?" ('ઉપાય' નરજાતિ માટે 'કરવો' નરજાતિ)

૩. રુક્મિણીને મેં કરવી સહાય." ('સહાય' નારીજાતિ માટે 'કરવી' નારીજાતિ)

હાલ જ્યાં માંડ ઉપકારક ક્રિયાપદ સાથે બનતા સંયુક્ત ક્રિયાપદમાં સામાન્ય કૃદંતનું અંગ વપરાય છે ત્યાં જૂની ગુજરાતીમાં તેવું રૂપ કોઇ વખત થતું ન હતું. મુખ્ય ને ઉપકારક બન્ને ક્રિયાપદને જાતિવાચક પ્રત્યય લાગતો. "કાદંબરીના સંક્ષિપ્ત ગુજરાતી ગદ્યકથાનક"નાં ઉદાહરણ. ઉદા.

૧. "ચંદ્રાપીડિ વૈશંપાયનનિ શોધવૂ માંડયુ." (શોધવા માંડ્યો)

૨. "સમાચાર પૂછ્યો માંડ્યો." (પૂછવા માંડ્યો)

૩. ભક્તિ કરવી માંડી." (કરવા માડી)

## (૬) કર્તૃવાચક 'હાર'

સંસ્કૃતમાં गमन, मरण, करण, दहन, વગેરે ક્રિયાવાચક નામ ધાતુને अन પ્રત્યય લાગી બનતાં હતાં. આ अनવાળાં રૂપ હાલ મરાઠી, સિંધી, અને હિન્દીમાં સામાન્ય કૃદંત તરીકે વપરાય છે, ગુજરાતીમાં तव्य ઉપરથી બનતાં રૂપ વપરાય છે આ अनવાળાં નામમાં તે તે ક્રિયા કરનાર એમ સૂચવવા कार પ્રત્યય ઉમેરતાં गमनकार–मरणकार–करणकार–दहनकार, વગેરેના જેવાં કર્તૃવાચક નામ બને. अनાદિ कનો પ્રાકૃતમાં લોપ થતાં गमणआर, करणआर, भंजणआर, વગેરે થાય. ત્હેમાં જૂની ગુજરાતીમાં શબ્દનું એકંદર વજન જાળવવા અમાં हूનો પ્રક્ષેપ થતાં ગમણહાર–કરણહાર–ભંજણહાર–ઘડણહાર, વગેરે રૂપો બન્યાં. જૂની ગુજરાતીના કાળ પછી આ પ્રક્ષિપ્ત हू પાછો મોળો પડતાં ઊડી ण નો न થઈ 'નાર' કરનાર–જનાર–આવનાર–જેવાં રૂપોમાં આવ્યો. આ પ્રમાણે આ 'નાર' સ્વતંત્ર પ્રત્યય નથી, પણ જૂના अन નો न ને कारના आरનો આ ભળી न+आर=नार રૂપે આવ્યો છે, એટલે ત્હેમાં ક્રિયાવાચક ને કર્તૃવાચક બન્ને પ્રત્યયોના અંશ છે.

ઉદા.

૧. "તઇ લાધૂ એ મિસ મઈં હંતિ છાંડણહારિ." (પ્ર. ચિ. ૧૦૦)

૨. "ઘાડણહાર તૂં, ભંજણહાર, તુહ ગુણ તણ નવિ લાભઇ પાર." (સીતાહરણ. ૬૬)

૩. "તૂં કાલી નાથણહાર ગોરી સિઉં મ વહીસિ ખાર." (પ્ર. ચિ. ૧૨૦)

૪. "પંચવીસ સહસ અસવાર, બિમણા પાલા ઝૂઝણહાર."*
(કા. પ્ર.)

૫. "તિણિ દિવસિ હુઉ બુધવાર, સકલ લોક પ્રતિપાલણહાર."
(કા. પ્ર. ૯૯)

---

# પ્રકરણ ૨૧ મું

## અવ્યય

### નામ ગી

વ્યુત્પત્તિની દૃષ્ટિએ નામયોગી અનેક શબ્દવર્ગમાંથી બનેલા છે.

(૧) નામ—तले-तलि-तळे, पार्श्वे-पस्सइ-पासइ-पासि-पासे, सार्थेन-सत्थि-साथि-साथे वृत्ते-वट्टि-वडइ-वडि-वडे-वते, निमित्तेन-(नि) मित्ते-मटइ-माटि-माटे, कार्येण-कज्जि-

કાજિ-કાજે, मेत्रेन-मेलि-मिलि-મેળે-મેતે, अग्रे-अग्गे-આગિ-લ-આગગ, कर्णे-कण्णे-कन्नई-कन्हइ-કનિ-કને, वैदिक पश्चके-पच्छइ-પછિ-પછી ।

(૨) વિશેષણ—सदृशक-सरिसओ-सरिसउ-સરિસો-સરસો, प्रथम-पढमिल्ल-पहिल्लउं-પ્હેલા

(૩) કર્મણિ ભૂતકૃદંત—लब्धे-लद्धे-લીધે, लग्ने-लग्गे-लग्गइ-લગી, विलुब्धक-विलुद्धओ-વિલૂધઉ-વળૂધો, अध स्थित -अहट्ठिय-હેઠે

(૪) અવ્યય—नीचै -નીચે, उपरि-ઉપર

(૫) કૃદંત—भणित्वा-भणिअ-ભણી, करतां (व कृ.)-કરતા (થી)

(૧) ભણી—આ અવ્યય હાલ 'તરફ' અર્થમા વપરાય છે તે સ્વરૂપે સબધાર્થ ભૂતકૃદત છે ડો ટેસીટોરી ત્હેને भणिते-भणिइ ઉપરથી વ્યુત્પન્ન કરવા પ્રયાસ કરે છે પણ ત્હેનો અપભ્રશનો પ્રયોગ જોતા પણ તે કર્મણિ ભૂતકૃદતને બદલે સબંધક ભૂતકૃદત ઉપરથી આવ્યાની વિશેષ ખાત્રી થાય છે આ 'ભણી' જૂની ગુજરાતીમા જુદા જુદા અર્થમા વપરાયેલુ જડે છે મૂળ भण् (બોલવુ ) ઉપરથી બોલીને, ઉદ્દેશીને, કહીને, માટે, લીધે, તરીકે, જાણી, તથા હાલના 'તરફ' એ અર્થમા વપરાયુ છે

(૧) અપભ્રંશ

(૧) 'जा तिय वेस भणिवि जणु जाणइ तहि धणु देइ अगि रइ माणइ" (ભવિ ૧૬-૯-૯)

(૨) "मग्गेवि लइय सा तेण वत्त निवसिद्धि भणिवि हरियालिण दिम" (ભવિ ૧-૮-૭)

(૩) "मो मियवतु भणिवि अणुमग्गहो मइ पर खीणविहउ अव-गग्गहो" (ભવિ ૭-૪-૯)

(૪) "परिपालिउ बालु लच्छिए दोहित्तउ भणिवि." (ભવિ. ૫-૩-૧૦)

(૧) જે સ્ત્રીને લોક વેશ્યા તરીકે ઓળખે છે ત્હેને ધન આપી અંગે સુખ માણે છે.

(૨) તે કન્યાને ત્હેણે માગી લીધી, (અને) હરિબલે નૃપ-શ્રેષ્ઠી જાણી દીધી.

(આમાં વપરાયેલ લઇય (લીધી) 'લે' ધાતુ સં. ની ધાતુ ઉપરથી આવ્યો ત્હેની સાક્ષી પૂરે છે.)

(૩) એને શ્રીમંત જાણી તમ્હે અનુમતિ આપો છો, (ને) મ્હને ગરીબ (જાણી) અવગણો છો.

(૪) દૌહિત્ર ગણી (જાણી) લક્ષ્મીએ તે બાળકનું પાલન કર્યું.

(૨) જૂની ગુજરાતી—

(૧) "જા રે જા કુણ તાહરુ ધણી દૂત ભણી કિમ લાંખુ હણી?" (વિ પ્ર. ૨૪૩ જાણી)

(૨) "વડા ભણી જુ દીધી શોભ, તુ ડોકરનિ વાધિઉ લોભ." (વિ. પ્ર. ૨૫ જાણી)

(૩) "ઈં માતા ભણી ચલણે લાગૂં." (સીતા. ૩૫ જાણી)

(૪) "વયર ભણી કહગઈ મોકલિઉ." ( ,, ૨૮ ઉદ્દેશીને-માટે)

(૫) "મતી પીડાયે શા ભણી દમયંતી સરખી." (નળાખ્યાન. માટે)

(૬) "ઉર્ણ પત્વા ભી ભણી પવનનિ ચલગુ જાણિ" (કાદં. લીધે)

(૭) "સુદરતા જોના ભણી, મદસનોચન થયઉ સુર ધણી" (લીધે)

(૮) "મત્યવાદી ભણી લોક માહિ પ્રસિદ્ધ થિઉ" (સદર્ભ. ૧૦૬–૨, તરીકે)

(૯) "ત્રીજી કલ્ય ભણઇવિ નાહ, જઉ અમ્હ છાડેમિઉ" (જબુસ્વામિ ૨૭–તરીકે)

(૧૦) "એયુ તેલુ ઘીઉ ભણી જાણઇ" (સદર્ભ ૧૯૪–૨૧ તરીકે)

(૧૧) "મણિ મદિર નગર ભણી ચાલિઉ" (મદર્ભ ૧૭૦–૨૯ તરફ)

(૧૨) "વન ભણી પુહતુ" (સદર્ભ ૬૬૫–૧૫ તરફ)

ભણી'ની પૂર્વનુ નામ આ રીતે કર્મ વિભક્તિનુ છે, (ઘીઉ ભણી=ઘૃત મણિત્વા) છતા હાલ આપણે 'ભણી'ને નામયોગી ગણી પૂર્વના નામ-સર્વનામને છઠ્ઠીનુ ગણિયે છિયે અને સર્વનામને તથા કોઇ વખત નામને છઠ્ઠીનો પ્રત્યય લગાડિયે છિયે તે રૂપસામ્યને આભારી છે

(૨) લગી—સ લગ્ને ઉપરથી મતિ સપ્તમીના પ્રયોગમાથી આ નામયોગી અવ્યયની ઉત્પત્તિ થઇ છે મુખ્ય બે અર્થમા જૂની ગુજરાતીમા આ અવ્યય વપરાયુ છે (૧) કારણદર્શક (૨) મર્યાદાવાચક પ્રથમ અર્થ જૂનો છે

ઉદા

(૧) કારણદર્શક—

૧ 'મૂરહઇ એહ ઊપરિ કિસા કારણ લગી સ્નેહ તણઉ અતિશઉ" (સદર્ભ ૨–૯)

૨. "મસ્તિકાદિ શકા વ લી મનિ મગ ઉપજઇ" (સદર્ભ ૫–૪)

૩. "ગુરુનઇ વચનિ વૈરાગ્ય લગઈ દીક્ષા લીધી.' (સદર્શ ૮૧-૨૦)

(૨) મર્યાદાવાચક—

૪ 'સુ બાલકુ જન્મલગી સુભગી હુયઉ" (સદર્શ ૧૩-૨૩)

૫ 'લાખ ઘર લગઇ સુરંગ ખણાની મૂકી છઇ" ( „ ૮૩-૨)

૬ જિણદાસિ આપણઉ વૃત્તાંતુ મૂલ લગી મગલૂ કહિઉ" ( „ ૪૫-૧)

૭ "તીણઇ ધુરિ લગઇ મહઇ કહી મુહતઉ આણિઉ આવસ લહી" (વિદ્યાવિ ૧૩૭)

(૩) કરી—આ અન્વયના બે ઉપયોગ થયા છે (૧) ક્રિયાની સંપૂર્ણતા બતાવવા વાસ્તે (૨) કરણાર્થે બન્ને અર્થમા कृत्वा-करिअ-કરી રૂપે વ્યુત્પત્તિ છે 'હાથે કરી' જેવા પ્રયોગમા તે કરણાર્થ છે स्कधे कृत्वा-शिरसि कृत्वाના જેવા પ્રયોગ ઉપરથી हस्ते कृत्वा-હાથે કરી જેવો પ્રયોગ શરૂ થયો હોવો જોઇયે 'ખાઇ કરી' જેવા પ્રયોગમા તે સંપૂર્ણતાર્થે વપરાયો છે 'हस्ते कृत्वा'મા 'हस्ते' સાતમી વિભક્તિમા હતો તે હાલ 'હાથે કરી'મા અપભ્રંશ દ્વારા તૃતીયાનો થયો છે અપભ્રંશમા આ બીજી જાતનો પ્રયોગ મળે છે "धणहो निमित्तें करिवि महामइ" (ભવિ ૫-૪-૪) આ'મા निमित्तें તૃતીયામા છે 'નિમિત્તે કરી' 'માટે કરી' અર્થ છે

ઉદા

(૧) સંપૂર્ણતાર્થે—અબધાર્થ કૃદંતને 'ને' લાગવો શરૂ થયો તે પ્હેલાનો આ પ્રયોગ છે

(૧) 'ઇમઉ પૂર્વભવુ માલની કરી ચિતુ રહઈ જાતિસ્મરણ ઊપનઉ" (સદર્શ ૩૧-૧૮)

(૨) "લક્ષ્મી સુપાત્રિ દેવી કરી પરિગ્રહ પરિમાણ કરી સતઉ" ( „ ૩૧-૨૦)

(૪) કરણાર્થે

(૧) "જિમ ઇંધનહું કરી વૈશ્વાનરુ પ્રજ્વલઇ તિમ ઔષધહું કરી સુ શોકુ રોગુ વૃદ્ધિ ગયઉ." (સંદર્ભ. ૩૦–૬)

(૨) "નાભિ કરી આગઇ લીલાવતી, તઇ આદરી તહ હઉં કર્મિહિં કરી લીલાવતી હોઇસુ." (સંદર્ભ. ૧૯–૪)

(૪) **જિમ**—આ અવ્યયનો જે રીતે ઉપયોગ થાય છે, ને જૂની ગુજરાતીમાં થયો છેઃ (૧) રીતિદર્શક અવ્યય (૨) નામયોગી તરીકે-(માફક-પેઠે અર્થમાં) રીતિદર્શક તરીકે યથાના અર્થમાં ને નામયોગી તરીકે इवના અર્થમાં વપરાય છે. હેમાચાર્ય સૂત્ર ૮–૪–૪૦૧માં यथा માટે जेम-जिम-जिह-जिध અપભ્રંશ રૂપ આપે છે, પરંતુ थ નો म થઇ जेम-जिम આવે, તે સંભવિત લાગતું નથી. जिध ને जिह આવે તે સંભવિત છે એટલે जेम-जिमની વ્યુત્પત્તિ અન્યત્ર શોધવી રહી. તે સૂત્ર ઉપર જે ઉદાહરણ આપ્યા છે. ત્હેમાં जिवँ-जेवँ રૂપ છે, એટલે આ રૂપ સં इव ઉપરથી આવ્યું છે, એમ ખાત્રી થાય છે. પ્રથમ વાંધો એ નડે કે इनो यि થાય કે કેમ. પાલીમાં તેમ થાય છે. एव ને બદલે પાલીમાં येव વપરાતુ, તેમજ इवने બદલે પાલીમાં यिव વપરાતું. આ જાતનો પાલીનો સંસ્કાર પ્રાકૃતમાં પણ આવ્યો છે. 'एव'ને માટે શૌરસેની પ્રાકૃતના રૂપ માટે વરરુચિ (૧૨–૨૩) ज्जेव આપે છે, ત્હારે હેમાચાર્ય (૮-૪–૨૮૦) य्येव આપે છે. આ य्येव પાલી येव જેવોજ છે, અથવા एव જે इवના અર્થમાં વપરાતો તે ઉપરથી પણ આવ્યો હોય. જુઓ આપ્ટેનો કોષ

આ પ્રમાણે इव-यिव जिव-जिवँ-जिम-जेम રૂપ થયાં લાગે છે. તેજ પ્રમાણે जिम-जेमના સામ્યને લીધે किम-केम, तिम-तेम, इम-एम અવ્યય વ્યુત્પન્ન થયાં છે.

ઉદા

(૧) રીતિદર્શક—

૧ 'જિમ જિમ પડઇ અવત્થડી, તિમ તિમ સહઇ શરીર' (સીતાહ ૩૫)

૨ 'જિમ મેઘતણઉ ગર્જિતુ સાભલી કરી મયૂરુ નાચઇ તિમ તેહનઉ વચનુ સાભલી કરી ગઉ હરખિઉ" (મદર્શ ૩-૨૧)

(૨) નામયોગી

૧ "સર્વ દિસિ મિલિત સુભટહ વન માહિ ગજ જિમ વેઢિઉ" (મદર્શ ૮-૪)

૨ "આપણા બાંધવ જિમ મૂ દેખતા હુતા તેહ દેવ રહઇ મૂ ઊપરિ મહાત પ્રીતિ ઉલ્લસી" (મદર્શ ૨-૮)

આ પ્રયોગ અપભ્રંશકાળ જેટલો જૂનો છે

उद्धरहि पडतु एवहिँ तुम्ह पायसरणु ।
धणमित्तहो जेम जाम न ढुक्कइ त मरणु ॥ (ભવિ ૨૧-૧)

(૫) વડઈ-વડે—આ પ્રયોગ પણ મતિસપ્તમીના પ્રયોગ ઉપરથી આવ્યો લાગે છે

ઉદા

૧ 'ઇહ વડઇ અન્દરહઈ ઘૃત-તેલ-ધાન્યાદિ વિમાહણઉ આપિ' (સદર્શ ૫૪-૨૧)

૨ 'અલ્પ મૂલ્ય વડઇ સુવર્ણ કુશા લિયતઉ તૃપ્તઉ ન થાઈ' ( ,, ૫૫-૩)

૩ 'સુ કઉડા વડઇ વસ્તુ લેઇ કરી વેચઈ' ( ,, ૧૩-૬)

(૬) સીમ (પર્યંત)—આ શબ્દ सीमन् ઉપરથી આવ્યો છે

ઉદા.

૧. "દસ-દિવસ-સીમ દીયમાનઇ હતી માહરા ઘર હતી નહી જાઇ" (સદર્ભ. ૨૧-૧૫)

૨ ઇસી પરિ નવ દિવસ સીમ કરઇ" (સદર્ભ. ૨૧-૨૧)

(૭) પાખતી-પાખલી-આ બન્ને पक्षत. ઉપરથી આવ્યા લાગે છે (આસપાસ)

ઉદા

૧ "ઇસઉ ચીતવી અદૃષ્ટ થિકઉ તૂ પાખતી ફિરિઉ" (સદર્ભ ૧૫-૧૮)

૨ "ગજ પાખલિ પાયક સઇ પચ, તે પૂતાર કરઇ પ્રપચ" (સુદયવત્સ. ૨૭)

(૮) સિઉં-સ્યુ-શું-આ અવ્યય सम ઉપરથી આવ્યુ છે सम-सवँ-सिउ-स्यु-शु અપભ્રશમા समउ-सिउ આ અર્થમા વપરાયા છે. પૂર્વ નામની વિભક્તિ ત્રીજી છે

ઉદા

૧ "एव्वहिँ एण समउ ण चविज्जइ" (ભવિ ૨-૬)

૨ "धणवइ कुगग्गहो सिउ पुत्तें" ( ,, ૧૦-૩)

૩ 'એકિ મિત્ર સિઉં વાર્તાલાપ માડઇ" (પૃથ્વીચદ્ર ૧૧૨)

૪ "આવ્યા મુનિ નારદજી, તેણિ અનિરુદ્ધ સ્યૂ વાત કીધી" (ઉપાહરણ ૮૭)

૫ 'સિરસપત્તિ તીહહકડી છઇ જિણઆણ હિયડ સઉં જડી" (માતૃકાચઉપઇ)

૬ "નગ નગ સિઉં ગહુ ઓલવણી, ઘરિ ઘરિ ગોડિ ભમંત" (નમૂનો)

## તુલનાદર્શક અવ્યય

જૂની ગુજરાતીમાં (૧) થી, (૨) પાહિં, (૩) પાઈં, (૪) પેં, (૫) કન્હા, (૬) ઊપહિરઉ, (૭) પાખે, વગેરે તુલનાવાચક અવ્યય તરીકે વપરાતા હતા. પ્હેલા ચારની વ્યુત્પત્તિ વિભક્તિપ્રકરણમાં દર્શાવી છે (૫) કન્હા–कर्णस्मात् ઉપરથી આવ્યો છે. પાલી ભાષામાંજ સર્વનામના પ્રત્યયો નામને લાગવા શરૂ થયા હતા. સાતમીનો હિં જૂનો પ્રત્યય પણ તે'વી રીતે સ્મિન્ પ્રત્યય ઉપરથી આવ્યો છે. 'કને' ને कर्णस्मिन् ઉપરથી વ્યુત્પન્ન કર્યો છે, જ્યારે 'કન્હા' પાંચમીના स्मात् પ્રત્યય ઉપરથી આવ્યો છે. जहां–तहां રૂપ પણ તે'વુંજ છે. (૬) ઊપહિરઉ–उपरिस्थित ઉપરથી આવ્યું લાગે છે. (૭) 'પાખે' पक्षके ઉપરથી આવ્યો છે. पार्श्वे ઉપરથી અપ. पासिउ આ અર્થમાં વપરાયેલું જડે છે. "पहु भणइ हसतु तउ **पासिउ** महु मइ पउर." (ભવિ. ૨૧–૭–૩૩) "ત્હારા **કરતાં** મ્હારી મતિ પ્રવર છે."

ઉદા.

૧. "જાં હીંદૂથા ખિમણા મરુ, તાં તુમ્હે પાછા મન ઉસરુ." (કા. પ્ર.)

૨. "તુ ઉપવાદ **પાખે** મરણ વારુ." (વૈ. પં. ૧૨૫)

૩. "એતા દિન રહ્યા તે ફોક, ભાઈ **પાંહિ** ભલા તે લોક." (વિ. પ્ર.)

૪. "ધૂર્ત્ત પડિઉ નઇ સહૂ ઇ ધાયૂં; ભલા **પાહિ** ભલેરા." (સીતાહ. ૩૦)

૫. "તઉ સત્ય **કન્હા** અધિક પુણ્યકારકુ હુયઇ." (સંદર્ભ. ૧૧–૬)

૬. "પુત્રહી **કન્હા** અતિવલ્લભુ સિંહુ નામિ એઉ." (,, ૨૩–૨૪)

૭. "પાંચસઈ હલ ઊપહુરાં ક્ષેત્રનઉ નિયમ." (સંદર્ભ. ૧૧૫-૧૨)

૮. 'આરિ ગોકુલ ઊપહિરઉં' નીમ." ( „ ૧૧૬-૨૧)
('ઊપહિરઉં'માં 'થી વધારે' એવો અર્થ છે.)

૯. "આતમા પાઇં અધિક વાહાલી, તેજનુ અંબાર." (કાદં. ૬૯-૪)

૧૦. 'લોહપે' વજર કઠણુ લોક વદે, પણ વજરપે' કઠણુ મારૂં રૂદે." (પ્રેમાનંદ)

૧૧. "તેહથી વલી વડું આકાશ." (વિ. પ્ર. ૩૮૩)

૧૨. "અછઈ ભલા વર નેમિહિ પાસ" (નેમિનાથચતુ. ૨૪, કરતાં)

હાલ તુલનાદર્શક અવ્યય તરીકે 'કરતાં' વિશેષ વપરાય છે. તે મૂળ વર્તમાન કૃદંતનું અપ. છઠ્ઠીના બ. વ. નું રૂપ છે. આ 'કરતાં' નો આવો તુલનાદર્શક અવ્યય તરીકેનો પ્રયોગ પ્રેમાનંદના નળાખ્યાનમાં નજરે ચડે છે. તે પ્હેલાં થયો હશે કે કેમ તે શંકા છે. "અંતર શો અમો કાગ કરતાં, મિત્ર જો અમારી પેર રે." (નળા. કડવું. ૮)

આ તુલનાદર્શક અવ્યય વર્તમાન કૃદંત 'કરતાં' ઉપરથી શી રીતે આવ્યું ત્હેની માત્ર કલ્પના નીચે રજૂ કરી છે.

(૧) એ ન કરતાં આ કરવું.

(૨) એ ના કરતાં આ કરવું.

નિષેધાર્થ અવ્યય તરીકે 'ન' તેમજ 'ના' બન્ને વપરાય છે. જે'નો નિષેધ કરવાનો છે તે ખોટું છે, અને જે'નો વિધિ કરવાનો છે તે સારૂં છે, એ વાત જે ગર્ભિત હતી તે સ્પષ્ટ થતાં, તેમજ નિષેધવાચક 'ના' છઠ્ઠીના પ્રત્યય તરીકે પૂર્વ નામ જોડે જતાં

(૩) એના કરતાં આ કરવું. ( ? સારૂં છે માટે)

(૪) એના કરતાં આ કરવું સારૂં છે.

આ રીતે 'કરનાં' તુલનાદર્શક અવ્યય તરીકે વપરાવા લાગ્યો હોવો જોઇએ

## નિષેધાર્થ મ-મન

સંસ્કૃતમાં વપરાતા નિષેધાર્થ માને બદલે પ્રાકૃત-અપભ્રંશમાં મ વપરાતો જૂની ગુજરાતીમાં ઉપરના બે અવ્યયો વપરાય છે. મ ઉપરથી 'મ' ને મ ઉપરથી કે મન્ન ઉપરથી 'મન' આવ્યો લાગે છે.

ઉદા.

૧. "પુરપારથ મ બોલિગિ મામા ! વલી વલી તુમ્હ વારૂં." (સીતાહરણ. ૩૧)

૨. "કોઇ મ કરઉ અમ્હારી ધીર." (પ્ર. ચિ.)

૩. "તૂં કાલી નાયણહાર ગોરી મિશિં મ વહીસિ ખાર." (પ્ર. ચિ. ૧૨૮)

૪. "બિઇઠઉ આસણથી મન ચલે, બોજનિ અવર સાથિ મન ભલે." વિ. પ્ર.)

૫. "મન કરિ મધુકરિ રૂણઝુણિ નીઝણિ રહણુ સુહાઇ." (નેમિનાથફાગ. ૧૦)

૬. "જાં હીંદૂયા ખિમણા મરુ, તાં તુમ્હે પાઠા મન ઉસર." (કા. પ્ર.)

## નિશ્ચય કે અવધારણ દર્શક.

(૧) કિરે-કિરિ—આ અવ્યય સં. किल ઉપરથી આવ્યું છે

ઉદા.

૧. "જાણિયઇ કિરિ દુર્ભિક્ષ્યરહઇં દેવુ રૂઠઉ." (સંદર્ભ. ૨૭-૨૭)

૨. 'ધાઇ ધમઇ અનઇ ધડહડઇ, ફિરિ આમાહિ અંબર ગડ ગડઇ" (સુદયવત્સ ૩૧)

(૨) હૂ-હુ—આ અવ્યય સ. खलु ઉપરથી પ્રાકૃતમા થતા खु ઉપરથી આવ્યું છે

ઉદા.

૧ "કાઇ પાપ કીધઉં ફઇ તે હૂ કહીઇ." (સદર્શ. ૧૦૮-૨૫)

૨ "ઍહનઈ હીયઇ અનેરઉ કુણુ હુ' છઇ" (,, ૧૧૧-૧૪)

(૩) ઊ-ઉ—ઉપરના 'હ'નો લોપ થતા બનેલુ

ઉદા

૧ "ઇમ અનેર ઊ જિ કો વચઇ તે ઇમ શોચઇ." (સદર્શ ૯૬-૧)

૨. 'ચડપ્રદ્યોત ધરી જીવતુ ઉ ધરિ આણિઉ" (,, ૮૦-૧૫)

(૪) જિ-જ-જુ—સસ્કૃત एव ઉપરથી ज्जेव પ્રાકૃતમા થઇ અપભ્રશમા ज्ञि-जि થયુ તે ઉપરથી 'હાલનુ 'જ' આવ્યુ પ્રાકૃતનુ ચિઅ (च+एव) પણ કદાચ ज्जेव ઉપરથી આવ્યુ હોય આજુબાજુના 'ઉ' ને લીધે કોઇ વખત 'ઉ' વધારાતુ ભળી જુ' પણ તે અર્થનુ મળી આવે છે

ઉદા.

૧ "થોડે જિ દિહાડે પ્રૌઢ શ્રીવત વ્યવહારિઉ થિઉ" (સદર્શ ' ૧૬૪-૨૫)

૨. "પૂણ્યૂ જુ સમસ્તમતસપૂરકુ" (,, ૩૯-૧૧)

૩ "અનેરઇ ઊ ધર્મ સાચઉ જ કહિતુ" (,, ૭૯-૧૩)

(૫) હિં-હીં-ઇં-ઈ—સંસ્કૃત अपि ઉપરથી પ્રા. वि નો इ ને અવધારણ અવ્યય हि ઉપરથી અનુસ્વાર ભળી इ-हिं અનુક્રમે સમાવેશાર્થ ને અવધારણ અવ્યય આવ્યા છે.

ઉદા.

૧. "જિ કે ભક્ષ્યભેદ સંભવઇ તિ સગલાઇ કરઉ" (સંદર્શ. ૫-૧૨)
૨. "વિદ્યુત્સુંદરનામિ તિહાંઇં જિ દેવુ હૂયઉ." ( „ ૩-૧)
૩. "હરિદત્ત કુમારિ તિમહિં જિ પૂર્વભવ સંબંધુ કહિઉ." (૩-૧૬)
૪. "સવહીં આહારતણા સ્વાદ લિઉં. ( „ ૫-૧૫)
૫. "જિ દાતાર હૂંતા તેઇ યાચકુ હૂયા." ( „ ૧૩-૧૭)
૬. "રત્ન કાઢીતેઇ સુ બિલુ તિમહીં જિ ભરિઉ દીસઇ." ( „ ૧૩-૧૮)

### પ્રાકૃત णइ-णं

પ્રાકૃતમાં સં. ननु ના અર્થમાં णं ને णइ અવધારણાર્થે વપરાતા. તે ઉપરથી જૂની ગુજરાતીમાં 'ન' અને 'નઇં-નિ-ને' આવ્યા છે. હેમાચાર્ય સૂત્ર ૮ ૨-૧૮૪મા આ णइનો નિર્દેશ કરે છે. 'નઇં' જૂની ગુજરાતીમાં છૂટો વપરાતો, હાલ પૂર્વ શબ્દ જોડે વપરાય છે. તે ઉપરાંત વૈદિક न ઉપમાર્થનો પણ ઉપયોગ હાલ તેમજ જૂની ગુજરાતીમાં हि સાથે થતો હતો. णइમાંથી णं આવ્યો નથી, પણ બન્ને ननु ઉપરથી આવ્યા છે. ત્હેના પ્રયોગ નીચે પ્રમાણે થાય છે.

(૧) સંબંધાર્થ ભૂતકૃદંત સાથે—હાલ કૃદંતને જોડાઇને લખાય છે, પણ જૂની ગુજરાતીમાં જુદો પણ લખાતો. 'ખાઇને-રમીને'માં જે 'ને' છે, ત્હેને દિ. બ. ધ્રુવ સાહેબ णइ ઉપરથી આવેલો માને છે. (કાદં. પૂ ભાગ, પૃ ૨૧૩) મુ નરસિંહરાવભાઇ

अन्यत्–अन्नइ–अनइ ઉપરથી નીપજતા अनि- नि ઉપરથી વ્યુત્પન્ન થયેલો માને છે. (ગુ. ભા. સા. પુ. ૭, પૃ. ૫૭-૬૦, ૩૦૮)

"વાસુદેવનઇ તજી છાંડીનિ અનિ બીજા દેવનઇ ઉપાસિ." (પાંડવી ગીતા) આ ઉદાહરણ ઉપરથી મુ. નરસિંહરાવભાઇ એમ માને છે કે 'છાંડિનિ' માંનો 'નિ' મૂળ अनि હતો, અને બીજો अनि આવી પુનરુક્તિ થઈ છે. જો કે આ પ્રમાણે વસ્તુસ્થિતિ હોય, એમ હું ઇચ્છું છું. પણ નીચેની બાબતોનો વિચાર કરતાં એ પ્રમાણે હશે કે કેમ તે શંકા ઉત્પન્ન કરે છે (૧) સંબંધક ભૂતકૃદંતને नइ લાગવો શરૂ થયો તે પૂર્વે 'કરી' આગળ જણાવ્યા પ્રમાણે લાગતો. અને જે અર્થમાં તે વપરાતો તેજ અર્થનો णइ છે. ત્હેણે 'કરી'નું સ્થાન લેતાં 'કરી'નો પ્રયોગ ઘણો જૂજ થયો લાગે છે. આ અનુમાન માત્ર "પ્રાચીન ગુજરાતી ગદ્યસંદર્ભ" ઉપરથી કર્યું છે. (૨) કાવ્યમાં ઘણી વખત अ પૂર્તિ માટે વપરાતો; તેમજ 'કરિઅ' 'પડિઅ' એવાં રૂપ પણ 'કરી' 'પડી' વાસ્તે વપરાતાં. પછી नि લાગે, એટલે 'અ' મૂળ સંબંધક ભૂતકૃદંતનો અંગભૂત હતો તે 'नि' જોડે લખાતાં 'अनि' જેવું 'અને'ના અર્થનું રૂપ લાગે. (૩) જે ઉદાહરણ આપ્યું છે ત્હેની રચ્યા સાલ તથા ઉતાર્યા સાલ બન્ને કલ્પનાધીન છે. અલબત સંવત્ ૧૬–૧૭ સૈકામાં તેવું રૂપ વપરાતું હતું, એમ કબૂલ કરવું પડે, કારણ કાદંબરીનો તેવો પ્રયોગ ત્હેમણે નોંધ્યો છે, અને બીજે પણ મળે છે. "કૌતુક હુઇ તુ સાંભલુ જી થઇ અનિ સાવધાન." (૧૨-૧૭) આવો પ્રયોગ 'નઇ'ના પ્રયોગની શરૂઆતમાંજ થયેલો નંધાય તોજ વિશ્વાસપાત્ર ગણી શકાય. બીજું 'છાંડીનિ અનિ'માં કાદંબરીના જેવો 'અનિ' છે, પણ તે ઉપરથી 'છાંડિનિ' માંનો 'નિ' પણ अनि ઉપરથી આવ્યો તે માની લેવું, હું ધારું છું કે ઉપપન્ન નથી. વળી તે ફકરાને અંતે એકલું 'પણીનિ' છે. આની વાસ્તવિક ઉત્પત્તિ નોંધવા ૧૪–૧૫ સૈકાનું ગદ્ય લખાણ જોવાની જરૂર છે. (૪) વૈદિક સંસ્કૃતથી

આવતો આવેલો न-ण પાલી-પ્રાકૃત અપભ્રંશમા ચાલુ રહ્યો છે માગધીમા (ह्य) णि પણ વપરાતો એટલે 'ન'ને તેવોજ માનવો વ્યાજબી છે (૫) "કરે અને જાય'નુ જૂનુ રૂપ કરતા "કરઇ- નિ અનિ જાઇ" = કરી અનિ જાઇ જેવુ રૂપ થતા વર્તમાનકાળનુ રૂપ સબધક ભૂતકૃત તરીકે ગણાયુ હોય તોજ 'અનઇ' લાગી 'નિ' આવ્યુ, એમ માની શકાય નહી તો નહી

ઉદા

१ "એક દર્પણ કરિ ગ્રહી **નિ** તિલક કરતી ભાવિ" (કાદ)
२ એક લેઇ ઉલટુ **નિ**, રગતી'તી પાગ" (કાદ)
૩ કૌતુક હુઇ તુ ગાભનુ જી થઈ **અનિ** સાવધાન" (કાદ)
૪ 'વાસુદેવનઇ તજી **છાંડીનિ અનિ** બીજા દેવનઈ ઉપાસિ" (પાડવી ગીતા)
૫ મૃતક **ઊડીનઇ** મહી મુજલૂઇ આહણિસિઈ" (સદભ ૧૬૪, સ ૧૫૦૦)
૬ 'તે મૃતક લગારેક **સલસલીનઇ** ઊઠિવા લાગઉ "( , વિ સ ૧૫૦૦)
७ "**મરીનઈ** દેવ હૂઓ" (મદર્શ ૯૫-૭, સ ૧૪૮૫)

(૨) આચાર્ય બીજા પુરુષ એક અને અનેક વચનના ક્રિયાપદ સાથે **'કરની-બેસને-ઊઠોને'** જેવા રૂપોમા પ્રાકૃત णइ છે **'ન'** તેમજ **'નઇ-નિ'** બન્ને વપરાતા શ્રીયુત મધુસૂદન મોદી બુ પ્ર ૧૯૩૩ના જુનના ત્રૈમાસિક અકમા 'જૂ**ના** ગૂ**જરાતી** દૂહા'ના વઇશિ ઉપર ટિપ્પણ લખતા (પુ ૮૦, પૃ ૨૦૨) આ પ્રાકૃત ण-न ને **'કરની-બેસને'** જેવા રૂપોમા વપરાતા **'ને'** સાથે કશો સબધ નથી, એમ જણાવે છે કારણ (૧) **'કરોને-બેસોને'** જેવા રૂપ જૂની ગુજરાતીમા વપરાયા નથી (૨) 'બઇસિનઇ' જેવુ રૂપ ગદ્યપદ્યમા જોવામા આવ્યુ નથી માટે **'ન' 'नइ'** ઉપરથી

આવ્યો હોય તેમ લાગતુ નથી

પ્રાકૃત ण–णइ અર્થે એક હોવા છતા જૂની ગુજરાતીમા ત્હેમના બે જુદા રૂપ ચાલુ રહ્યા છે નીચેના ઉદાહરણ ઉપરથી જણાશે કે બહુવચનમા પણ 'ન'–'નિ' વપરાયો છે પાછળથી અર્વાચીન ગુજરાતીમા સર્વત્ર 'નિ–ને' વપરાયો એટલે 'નઇ' ઉપરથી 'ન' આવ્યો એમ માનવા કારણ નથી

ઉદા

૧ 'કહઉ ન તુમ્હગ્હઇ એહ રૂપ માહિ કિસી પરિ પનતુ રૂપઉ ?" (સદર્શ ૪૪–૧૪)

૨ 'જોયઉ ન, એ વાણિયા ધનનનાભનિમિત્ત મરીન્ન મર્નસ્વૂ જોપીમિ ધાતી કરી દૂર વિસમ દેશાન્તર પૂર ફિરઈ" (સદર્શ ૧૫–૧૬)

૩ 'કહુ નિ કાદબરી તિ દીઠી ? ઓગાસી તિ બા ) ?" (કાદ )

૪ [ હિા તાહારુ સ્વામી પ્રહ્લાદ ! ગાઢિ કરિ નઇ તેહનઇ આદ" (હરિયા ૧૦૧)

૫ "જઇ જનમમા કીધૂ કામ માગિ ન એક અનુપ હનામ" (સીતાહરણ)

૬ 'ઇણિ મસારિ દૂખભડારિ લઈ ન જીવ કાય ધમ ઊગારિ" (માતૃકાચઉ)

૭ લિઉ ન કચોતી કુકુમ તણી, આવ્યા ગમ અજોધ્યા ધણી ' (સીતાહરણ)

૮ "કહુન૰ એહનઇ કુણ પરણસિ ?" (ઉપાદ. ૮૬)

) છઠ્ઠીના પ્રત્યયને જોડાઇને–ત્હા એવડા પ્રત્યય જેવો લાગે છે "કાદમ્બરીનુ ગુજરાતી સક્ષિપ્ત ગદ્ય-વાનકં"મા આ ઉપયોગ નજરે પડ્યો હતો

ઉદા

૧ 'વાત કહી વિગ્રહની મહાશ્વેતા કાદમ્બરીનાની " (કદાચ અનિ–નિ)

(૪) છઠ્ઠીના પ્રત્યયનુ સ્થાન પચાની પડે છે આ'વે પ્રસગે ળ્ઇના રૂપાન્તરને પૂર્વ શબ્દ જોડે લખિયે તો છઠ્ઠી વિભક્તિ સામાનાધિકરણ્યે મનાય, અને જુદુ લખિયે તો તે કેવળ અવધારણ અવ્યય ગણાય

ઉદા.

૧ "ઘાટ ઘડિયા પછી નામરૂપ જુજવા અતે તો હેમ નુ હેમ હોયે "

૨ 'તે નુ તે ભાસે તુને ભોગ બપોગ શરીર "

૩. તે નો તેજ છોકરો

૪ તે ની તેજ છોડી

૫ "પૈસા ના પૈસા ગયા ને ચોર બન્યા

આ પ્રમાણે છઠ્ઠીના પ્રત્યયનુ સ્થાન લે છે એટલે જાતિવચનના પ્રત્યયો લાગે છે પરતુ આમ બને છે માત્ર પ્રથમા વિભક્તિમા, બીજે સ્થળે 'ને'જ વપરાશે 'ત્હેને ને ત્હેનેજ દેખી રહ્યો છે'

(૫) "લે ! ત્હને તો બધુ આવડે છે !" મા જે'વો પ્રયોગ થયો છે તે'વા અપભ્રશમા યતો હતો તે પણ પ્રા. ળ્ઇ ઉપરથી આવેલો લાગે છે

ઉદા.

૧ "लइ खनिउ खमिउ पुव्वावराहु" (ભવિ ૧૨–૧૧)

૨ "लइ करहु ताम जलजत-कम्मु" ( ,, ૩–૨૫)

૩ "लइ कहमि सयलु एयहो चरिउ" ( ,, ૮–૧૫)

૪ "लइ त करउ किंपि ज विहियउ..... लिहियउ' ( ,, ૩–૮)

(૬) આ પ્રયોગ વૈદિક न ઉપમાવાચક જે'વો હિના ઉમેરણ સાથે થાય છે

ઉદા.

૧. "સહસ્ર ભુજ કલ્પાંત કાલનૂં નહિ દેખાડિ હાસ્ય." (કાદં. ૧૬ જાણે)

૨. "જેહે પાએ આગઈ ભુંઇ છિવી ન હુંતઈ તેહે પાએ ભૂમિ માથઇ નહીં હીંડતઉ પુણ્યપ્રમાણુ પ્રકટિવા તણુઇ કારણિ રાય તણી અગ્રમહિષી છઈ મહી તેહનઇ માથઇ જાણે પગ ધરઇ છઇ." (સંદર્ભ. ૩૯–૧૭) 'નહિ' જોઇએ. (જાણે)

## પરચુરણ

(૧) જિહાંકણિ—જિહાં–તિહાં–ઇહાં કે જહિં–તહિં–ઇહિં સાથે 'કણિ' લાગી આ અવ્યયો બન્યાં છે. આંકારાંત પાંચમીનાં રૂપ છે, બીજાં સાતમીનાં છે. તેમાં ઉમેરાયેલો 'કણિ' સં. કટે (બાજુ) ઉપરથી આવ્યો છે. સિઉં–સ્યું–શું નીચે આપેલા ઉદાહરણ નં. ૫ માં 'તીહકડી'માં આ કટ વપરાયો છે. વળી 'भविसयत्तकहा'માં 'जुअरायकडइ संपत्त वे वि' (૧૩–૧૩–૩) વપરાયો છે. કર્ણે ઉપરથી લેતાં જેમ 'કને'માં ન થયો તેમ અહીં પણ થવો જોઇતો હતો. પણ 'કણિ'માં 'ણ' છે, માટે તે કટના ટ નો થયો છે.

ઉદા.

૧. "તિહાંકણિ બીસી નિ ઘણી વાર કહિ આત્તા કરિ કુમાર." (કાદં. ૧૫૫)

૨. "જિહાંકણિ કર્ણકમલ તાં લોચન, દંતછવિ અંગરાગ." ( „ ૧૨૮)

૩. "મજ્જન તાં અહીંકણિ કર્યું, અહીં પૂજિઆ ત્રિપુરારિ." ( „ ૧૫૧)

(૨) જિહારિ–यद्–तद्–किम् ઉપરથી जि–ति–कि થઇ बार

ઉમેગતા જિવાર–તિવાર–ક્વિાર શબ્દો થયા જૂની ગુજરાતીમાં ત્હેમના સાતમીના રૂપ કિવારઇ–જિવારઇ–તિવારઇ છે. વ્‌નો લોપ થઇ રહેતા આમા હ્‌નો પ્રક્ષેપ થતા જિહારઇ–તિહારઇ–કિહારઇ જે'વા રૂપ થના અથવા વાર ને બદલે વાલ શબ્દ ઉમેરાઇ થયા હોય તે જૂની ગુજરાતીમા વપરાયા છે તે ઉપરથી હાલના જ્હારે ત્હારે, વગેરે આવ્યા છે

ઉદા

૧. "જિવારઇં રુદન કરઇ તિવારઇં પાછિવા ભરનઇ નામિ બોલાવઇ" (સંદર્ભ ૧૬૬–૧૭)

૨. 'કહારિ બાહુ માલીઇ ગજગામિની સખિ ગાય" (કાદ ૩૭)

૩. 'મી પૂછી જુ વાર તિહાર, લાજતી બોલી તા નાગિ" (કાદ ) ૧૬૦)

(૩) કાંઇ–કાં–'શા માટે' ના અર્થમા (અપ काइ ઉપરથી)

ઉદા.

૧. "काइ अहोमुह तुज्झु" (૮–૪–૩૬૭)

૨ "તઉ મનોવાછિતુ કાંઇં ન માગિયઇ?" (સંદર્ભ. ૫૩–૫)

૩ "તુમ્હે માગિઉ કાંઇ નહી?" ( ,, ૩૧–૭)

૪ "અમ્હ સામુહઉ કાઈ દેખઉ નહી?" ( ,, ૨૫–૨૫)

૫ "કહિએક વરનઉ પાણિગ્રહણુ કરઇ કાં નહી?" ( ,, ૧૭૦–૯)

(૪) કિમક–સ किमपि–કિમઇ–કિમહિ–કિમઇ–કેમે અર્થની દૃષ્ટિએ कथमपि વિશેષ યોગ્ય છે

ઉદા

૧. કિમઇ ધર્માથકી ચૂકઇ નહી" (સંદર્ભ ૧૬૩–૧૫)

૩. "હુવઇ આશ્ચર્યની વાત ગાંભલિ" ( ,, ૧૬૭-૨૮)

૪. "તુ હુઆ એ માદરુ ભક્ષ." ( ,, ૧૬૯-૪)

૫. "મિત્ર! ચિંતા સી કિજઇ ! હિવ ભાગ્યજ કલઇ." ( ,, ૧૬૯-૧૩)

છેલ્લા ઉદાહરણમાં અથવા અર્થ બંધબેસતો આવી રહે છે.

(૮) પખે-પાખે—પક્ષે ઉપરથી સામાન્ય રીતે વ્યુત્પન્ન કરવામાં આવે છે. તે વ્યુત્પત્તિ સર્વમાન્ય થતી જાય છે. અપ પક્ખઇ છે. ઉદા.

૧. "તુ ઉપવાદ પાખે મરણ વારુ." ( વૈ પં. ૧૨૫. કરતાં)

૨. "પાંચ દિવસ પાખિ." ( વૈ. પં. ૧૩૨ પછી)

૩. "મુ પાખિ ભોજન ન કરી" ( વૈ. પં. ૧૪૦ સિવાય)

૪. "ધન પાખઇ પ્રભાતિ કિસી પરિ યાચકમુખ દેખીસિઈ?" (સંદર્ભ. ૨૧-૧૧)

(૯) જેતલઇ-તેતલઇ—યાવત્-તાવત્ના અર્થમાં.

ઉદા

૧. "જેતલઇ માંસ કાપવા લાગઉ તેતલઇ રાક્ષસ હર્ષિઉ કહઇ." (સંદર્ભ. ૧૬૯-૫)

(૧૦) જિસઇ-તિસઇ—ઉપરના અર્થમાં અગર જ્યહારે-ત્યહારે અર્થમાં.

ઉદા.

૧. "તિસઇ ચંદ્રલેખા કુમારસ્ત્રી પ્રતિ કહઇ." (સંદર્ભ. ૧૭૦-૧૯)

(૧૧) જીછે તીછે—સં. યસ્મિન્, તસ્મિન્ ઉપરથી -जस्सि-तस्सि, जिस्सि-तिस्सिं, જીછે-તીછે.

ઉદા

૧ 'જીછે તિહુયણમરણ આમિ પૂજીજ્જઇ જિણવર'' (મસ-ક્ષેત્રિગસુ ૨૯)

૨ 'તીછે તાનારગ પડઈ બહુ ભાટ પઢતા ' ( ૪૮)

(૧૨) પાછ્ક-પચ્છ-પઠી-વૈદિક પશ્ચે ઉપરથી અપ પચ્છઇ

ઉદા

૧ 'તઉ પાછ્ર તિણિ દેવિ મહાત્મા પૂછિઉ ' (મદર્ભ ૨-૮)

૨ ' પછ્ર કન્યા કહઇ '' (મદર્ભ ૧૬૮-૮)

(૧૩) સહી—મ સ+હિ ઉપરથી કે અગમી સહીદ ઉપરથી

ઉદા

૧ "મનિ ચીતવઇ એઉ સહી ગુણતણુઉ આગર' (મદર્ભ ૧૪૫-૧૩)

૨ "સહી કાઈ માહગ જ્નપમાહિ દોદવઉઓ ઈઓ" ( , ૧૬૪-૧૪)

(૧૪) જઉ-જુ—ત્રણ અર્થમા વપરાય છે (૧) યદિ-જઇ જઉ-જુ (૨) યાવત્-જાવ-જવ-જઉ-જુ (૩) યત-જઉ-જુ

(૧) યદિના અર્થમા—

ઉદા

૧ "જઉ તુમ્હે ભણઉ તઉ મિરુ ગાધી મરી ચનાવિયઇ'' (સદર્ભ ૨૫-)

૨ આજુ જઉ પિયાણઉં આવઉ મિહુ ન ગ્રઉ તઉ '' (સદર્ભ ૨૫-૯)

(૨) यावत्‌ના અર્થમાં—

૧ "જઉ ન લાધા તઉ ગઉ નગર બાહિરિ નીસરિઉ" (સંદર્ભ ૩૩-૯)

૨ 'જઉ દિન ૫-૬ હુઆ તિહાં તઉ પાછઇ બીજે...કહિઉ" ( „ ૨૫-૬)

(૩) यत्‌ના અર્થમાં—

૧ 'મહારાજ[1] જુ (यत) તુમ્હઇ એતઉ અનુતાપુ હયઉ, તિણિ કરી તુમ્હઈ અપરાધુ કો નહી" (સંદર્ભ. ૩૮-૭)

૨. "અધન્યુ હઉ જુ (यत्) માહરઇ ઘરિ ભગવંતુ ન આવિઉ" ( „ ૪૯-૯)

(૧૫) જા-તાં—यावत्-तावत्, याम-ताम, जाम-ताम, जा-ता. ઉદા

૧ "ધર્મવિરોધુ તાં હુયઇ જાં દર્શનુ ન હોઇ સંતહ રહઇ" (સંદર્ભ ૪૦-૧૫)

૨ "જાં લગઇ આપણઇ મુખિઈ ચોરી ન માનઇ તાં એહ હૂઇ નિગ્રહ કરાઇ નહી" ( „ ૧૦૮-૧૪)

(૧૬) પુણ-પણિ-પણ—આ અવ્યય સં પુન ઉપરથી પાલીમાં पन-पना થઇ પ્રાકૃતમાં पुण રૂપે આવ્યું છે અપભ્રંશમાં વપરાતો पर પણ पुन ઉપરથી આવેલો છે જુઓ પૃ ૧૪૯ 'પણ' જો पर-पड-પણ રૂપે વ્યુત્પન્ન થયો હોય તો તેમાં કેવળ **વિરુદ્ધાર્થ** હોવો જોઇએ પણ **સમાવેશાર્થ**-અપિના અર્થમાં પણ ગુજરાતીમાં તે વપરાય છે માટે पुन ઉપરથી વ્યુત્પન્ન કરવો ઇષ્ટ છે पर કેવળ વાક્યની શરૂઆતમાં વપરાય છે, જ્યારે 'પુણ' સર્વથા તેમ નથી વપરાતો

(૧) વિરુદ્ધાર્થ—

૧ "મઇ દયા લગી મેલ્હાવિઉ છઇ, પુણ બીજઉ કોઇ મેલ્હાવિસિ નહી " (સદર્ભ ૪૨-૧૦)

૨ "માહરા પ્રાણ હરઉ, પૂણ તોઇ ..પીયઉ નહી " ( ,, ૧૫-૨)

(૨) સમાવેશાર્થ—અપિના અર્થમા—

૧ "કુમારુ પુણ અગ્સઉ નીમગિઉ " (સદર્ભ ૨૫-૧૫)

૨ 'તેહે વૈરી પુણ માગિયા " ( ,, ૩૭-૯)

૩. "હઉ પુણિ વાદી કરી તિહા બઇઠઉ " ( , ૨-૭)

(૧૭) નહીંતરિ—નહીતરિ—नहि+तर्हि ઉપરથી

ઉદા

૧. 'બાહરિથી ભિક્ષા લિઉ, નહીંતરિ નહી " (સદર્ભ ૮૦-૨)

૨. "સૂઝતઉ આહાર વહઉ તઉ લિઉ, નહીતરિ ન લ્યુ" ( ,, ૭૧-૧૭)

(૧૮) જે (ઉભયાન્વયી) यत् जइ—જે यत સસ્કૃતમા પણ ગૌણ વાક્યની શરૂઆતમા વપરાતુ

ઉદા

૧ 'અભિગ્રહ લીધુ—જે મિં ઇણઈ જ ગામિં રહિવુ " (સદર્ભ ૮૧-૨૧)

૨ તવારુ પીનવઇ મહારાજ ! જે ભૂમિગોચરુ ચોરુ હુયઇ તઉ માહરઇ પાડિ હુયઇ " ( ,, ૩૩-૨)

૩ 'તુ રૂ નદિષેણ મનિ ઇશુ ચીતવઇ કિમ એ મહાત્માનઇ સમાધિ કરિસુ કિમ એ સાજઉ થાસિ " ( ,, ૭૪-૫)

છેલ્ના વાકયના 'કિમ' (સ क्रिम) ઉપરથી કિ-કે રૂપે હાવનો 'કે' ઉભયાન્વયી વ્યુત્પન્ન થઇ શકે તેમ છે

(૧૯) વિકલ્પાર્થ 'કઇ'—'કિ'—સ क्रिम् ઉપરથી

ઉદા.

૧. "કઇ સોનગિરુ પાલટુ પ્રાણિ કઇ અમ્હ આયુધ નાખુ." (કા. પ્ર.)

૨. "કઇ મઇ મન્મથ દૂભવ્યું કઇ ટ્ં નિર્ગુણ નારી" (કા. પ્ર.)

(૨૦) નવિ—સૂત્ર ૮–૨–૧૭૮ "णवि वैपरीत्ये" સૂત્રમાં આપેલો णवि 'ઊલટાપણા'ના અર્થમાં વપરાતો. આ 'નવિ' નકારાર્થ છે. પણ બન્નેનું મૂળ એક જ લાગે છે. न+अवि (वि)=णवि—नवि રૂપે આવ્યો છે.

ઉદા.

૧. "વલિ વિમાસઇ હઇયડલા માંહિ, દૈવયિના નવિ જાણીઇ." (વિદ્યા વિ. ૩૪)

૨. "એ નર નવિ, કપિઉ જે ન જાઇ." (પ્ર. ચિ. ૧૧૯)

(૨૧) અરહુ–પરહુ—સં. आरात् ને परतः ઉપરથી વ્યુત્પન્ન થયાં છે.

ઉદા.

૧. "પાદુકા તીરિ મૂકી ઓરહઉ પરહઉ જોઇ કરી" (સંદર્ભ. ૩૨–૧૫)

૨. "ઓરહા આવઉ; શ્રીમહાવીર વાંદઉ." ( „ ૫૧–૨૧)

૩. "ચંદનબાલાનુ હાથ પરહઉ કીધઉ." ( „ ૭૦–૧૦)

૪. "તુમ્હે એઉ પરહઉ મેલ્હઉ. (નમૂનો.)

૫. "જુ તુરકાણૂં આણૂં અરહું." (કા. પ્ર.)

(૨૨) સામ્હુ—સં. सन्मुख–सम्मुह–સામુહ–(વિશેષણ ને અવ્યય)

ઉદા.

૧. "મિત્રાણુંદુ પૂર્વ પ્રતિપન્નતા લગી રાયગહઇ સામુહઉ ઊઠિઉ." (સંદર્ભ. ૪૦–૧૪)

૨. "આવતઉ સાંભલી કરી સામ્હઉ આવિઉ." ( „ ૫૮–૩)

# પ્રકરણ ૨૨ મું

## પદવિન્યાસાદિ

અર્વાચીન ગુજરાતી ને જૂની ગુજરાતીના પદવિન્યાસમાં બહુ ફેર નથી. સંસ્કૃતથી માંડી વાક્યરચના એક પ્રકારની ચાલી આવી છે. છતાં જે થોડોઘણો ફેર જોવામાં આવે છે તે બને તેટલો નોધ્યો છે. શબ્દની ગોઠવણ પદ્યસાહિત્યમાં ગદ્યસાહિત્યથી ભિન્ન હોઇ શકે છે. પરંતુ ત્હેને પ્રમાણભૂત ગણી શકાય નહીં, માટે આ સંબંધી ગદ્યસાહિત્ય તરફજ દષ્ટિ કરવી રહે છે.

"પ્રાચીન ગૂજરાતી ગદ્યસંદર્ભ" માંથી તે જોવા થોડાં ઉદાહરણ લેવાં યોગ્ય ધારી ત્હેને નીચે આપ્યાં છે.

**(૧)** સાધારણ બોલીમાં ને ગદ્ય લખાણમાં અત્યારે આપણે ખાસ ભાર મૂકવાનો ન હોય ત્યહાં વિશેષણને વિશેષ્યની પૂર્વે મૂકિયે છિયે, પણ જૂની ગુજરાતીમાં તેવે પ્રસંગે વિશેષણને વિશેષ્યની ઉત્તરે મૂકેલું કોઇ વાર જોઇયે છિયે.

ઉદા.

૧. "ગ્રામિ એકિ અતિ દરિદ્રતા કરી દુકિખત ડોકરિ એક હૂંતી." (૫૮–૨૩)

૨. "નગરિ એકિ સેઠિ એક તણા બિ પુત્ર લેખ્રાલ પઢઈ." (૫. ૨)

૩. "આજ્જુ જઉ પિયાણઉં આઘઉં સિંહુ ન કરઇ." (૨૫–૮)

(૨) પ્રત્યય લોપ (વિભક્તિનો)

ઉદા.

૧. "વૃક્ષ તણી શાખા છીકઉં બાંધી કરી આપણપઈં તિહાં

ચડી કરી વિદ્યા જપઇ" (૬–૨)

(૩) કોઇ વખત સમાસભગ (પ. તત્પુ) થતાં પૂર્વપદને પ્રત્યય લાગે છે અહીં મગદોષથી ઉત્તરપદની જે વિભક્તિ હોય છે તે વિભક્તિપ્રત્યય પૂર્વપદને પણ લાગતો જોવામાં આવે છે.

ઉદા.

૧ "ચારિ પગિ લાગી વાહર વનમાહિ આવી." (૬–૧૨) (ચોરપગિ)

૨. "તિણિ આહારિ દોષિ રાઉ મૂયઉ" (૫–૧૬) (આહારદોષિ)

૩. "તઉ પાછઇ તિણિ નૈમિત્તિકિ વચનિ કરી" (૨૭–૧૦) (નૈમિત્તિકવચનિ)

૪. "ઇમ જીવ અણછતીઇં વસ્તઇં મોહઇં કરી" (૯૯–૧૩) (વસ્તુમોહઇં)

૫. 'જુ જીવુ સદેહુ–પરુ હુયઇ સુ ગ્રાસય સુહુ ન લહઇ." (૫–૮) (સંદેહ–પરુ)

(૪) અવધારણ અવ્યય 'જ'ને હાલ આપણે વિભક્તિ પ્રત્યય પછી મૂકિયે છિયે, પણ જૂની ગુજરાતીમા તે પ્રકૃતિ ને પ્રત્યય વચ્ચે મુકાયેલો જડે છે.

ઉદા.

૧. 'પેલી આપણા કર્મજિહઇ દોસ દિઇ." (૧૬૩–૧૪)

૨. "હસિઉ ચીંતવઇ સ્ત્રીઇજિના વૃંદમાહિ થિણી રહઇ." (૧૬૮–૧૧)

(૫) વિશેષ્ય એકવચનમાં ને વિશેષણ બહુવચનમાં–ખાસ કરીને આકારાંત કૃદંત સાથે. આ પ્રયોગ અપભ્રંશ સમયથી થતો આવ્યો છે.

ઉદા.

૧. "આ તાહરી માતા તઉં દેખતાં મારિસુ." (૧૧૨-૨૦)

૨. "મઝ જોઅંતાં મમ્યક મહી, હરિ અમોવડી કો સમરથ નહીં." (હરિગો. ૧૪૭)

૩. "મઝ જોતાં તિહાં બોલિઉ 'ગય" પ્ર. ચિ. ૧૧૩)

(૬) 'નહીં' અવ્યય ક્રિયાપદ પછી

ઉદા.

૧. "જોયણ મય ઊપરી હઉં જાઉ નહીં." (સંદર્ભ. ૨૪-૨૦)

(૭) સંગદોષથી પ્રત્યય-(પૂર્વ શબ્દના સગદોષથી)

ઉદા.

૧. "શીતલિ તરતલિ વિશ્રામિ નિમિત્ત બઇઠઇ હૂંતઇ" (૭-૧૧) (વિશ્રામનિમિત્ત)

(૮) વિશેષણવિશેષ્ય એક વિભક્તિમાં, હાલ ભિન્ન વિભક્તિમાં—

(૧) "બાપ જઇ આંધલઉ હુઇ તઉ બેટઈં આંધલઈં હવઉં ?" (સંદર્ભ. ૧૦૪-૨૫) (હાલ "બેટે આંધળા થવું ?")

(૯) બ ભિન્ન ભિન્ન જાતિના કર્તાને લીધે હાલની માફક ક્રિયાપદ નાન્યતરજાતિ બહુવચનમાં—

૧. "બેઉ ઘણ કાલ તિહાં રહિઆં" (સંદર્ભ. ૧૭૦-૭)

---

# પ્રકરણ ૨૩ મું

## વિવૃત એ—ઓની પૂર્વાવસ્થા

જૂની ગુજરાતીના સમયમા વિવૃત એ-ઓ નિષ્પન્ન થયા નથી. માટે ત્હેની પ્હેલાંની અવસ્થા-સ્વરૂપ અહીં નોંધી તે ઉચ્ચારની પાછળથી સમીક્ષા કરવાની જરૂર છે.

ઉદા.

1. ૧. તે જોવા જણ મિલિનિ બહુ, સેન સહિત તિહા બઇઠઉં મહ." (સીતાહરણ ૭૦)
2. ૨. 'નિતુ નિતુ વહઇ સુધાકર સોઇ, વયરીનઉ ભય એવડુ હોઇ" (પ્ર. ચિ. ૧૦૯)
3. ૩. 'આપણપા પીપલ સહિઉ, મોહ જિ મ-લઉ મૂલિ" (પ્ર ચિ ૧૪૧)
4. ૪. "ગઉખિ બઇઠી ગયમઐ નેમિનાહુ નિરખઇ." (આગધના ૧૭)
5. ૫ "સઉકિ તણઉ જઇ દસુ મતાપુ." (પ્ર ચિ. ૯૮)
6. ૬. "ડામધેન તે (અ) ઉખર કરઇ." (વિ. પ્ર ૭૫)
7. ૭ "બોલતી છઉિ ઊતારઇ" (પૃથ્વીચદ્ર ૧૨૫)
8. ૮. "સાટિ પઇસઇં, જુઇં, દઉઇ." ( ,, ૧૦૪)
9. ૯. "પણાગના રમી ધરિ મઉિઉ આવ્યઇ" (મંદર્ભ. ૧૭-૨૩)
10. ૧૦. 'રાણીનઇ સુઉિણા માહિ નગર દેખાડઇ." ( ,, ૮૮-૧૩)
11. ૧૧. "રાઉ પુણિ ચોર પૂકિ દ્રવડિઉ" ( ,, ૩૪-૬)
12. ૧૨. 'તુમ્હારઇ ક્રીડોદ્યાનિ ચઉમાસિ ગહિયા હૂતા ..ઊપનઉ" ( ,, ૨૭-૨૫)
13. ૧૩. "અથિ અસુદ્રિ ધનવતિ ચઉથઇ દિવસિ પડિમિયા" ( ,, ૧૧-૧૨)
14. ૧૪. "પરહુણઉ પડી .....ન જાણઇ" ( ,, ૧૨૦-૧)
15. ૧૫ "તેહ મેહિનુ ભદંસિનઉ ચાગણહાર સુભગ નામિઈં પીડાર." ( ,, ૧૦૯-૮)

૧૬. "એવ ચઉરાસી ચઉહટા જાણિના" (સદર્શ. ૧૨૯–૨૦)

૧૭. "જવહરીહટી" ( ,, ૧૨૯–૬)

૧૮ "હીમ ભરી ચહિના અગાર ઘાતી નાકઓ" (સદર્શ ૭૪–૨૦)

૧૯ 'દેવદૂષ્ય વસ્ત્ર આભરણ પહિરાવી પઉઢાડિઉ" ( ,, ૧૦૮–૧૬)

૨૦. "મહુતઉ નાઇ બનાતકારિ હિં બઇસાવી કરી ભણિઉ" ( ,, ૪૦–૧૬)

૨૧. "પહિલઉં પરમેસરુ નમી અવિકલ અવિચલ ચિંતિ" (પ્ર ચિ. ૯૬)

૨૨ "ભણઇ વિભીષણ, પુહરા કીજઇ આવી રાત અન્ધારી" (સીતાહરણ ૫૭)

૨૩ "સોલ સહસ્ર સાહણ કરી ગોપી ગેલિગહિલ્લ" (પ્ર ચિ ૧૧૯)

૨૪ "આવ્યા સજન સધે નુહની" (વિ પ્ર ૧૬૧)

૨૫ 'જેહનઇ થડિ દીના બવઇ, તે તૂ જઠનઇ લેઇ" (સીતા હરણ ૫૭)

૨૬. "તઇ તુમ્હે મુઆ હુઉત" (સદર્શ ૨–૧૭)

૨૭ "ફૂઆ ખટખડિ ગજિઆ દઉલતિ દાન ઉદાર" (સિંહાસન બત્રીશી ૧–૨૨) (સવત્ ૧૬૭૯–સાહિત્ય–એપ્રીલ)

૨૮. "માટીની પાલિ બાધી ખન્ડના અગાર ઘાલ્યા" (સદર્શ ૮૧–૧૨)

૨૯ 'ચઉરી માહિ ચ્યારિ માગલિક વર્ત્યા" ( , ૧૪૮–૨૮)

જાતે પદ્યમા ચાલૂ રહ્યુ તે અદ્યાપિ કાવ્યમા વપરાય છે, અને ક્યારે પ્રયાગમાથી નષ્ટ થશે, તે કહી ન શકાય વિ સ ૧૪૫૦ના 'મુગ્ધાવબોધ ઔક્તિકમા' કઉણ વપરાયુ છે, જ્યારે સ ૧૪૭૮ના 'પૃથ્વી ચદ્ર ચરિત'મા 'કવણ' વપરાયુ છે આવી જાતના બીજા રૂપ તણો, વેરો છે તે અપભ્રશમા વપરાતા તે'વાજ રૂપે હાલ વપરાય છે, ને વપરાશે નરસિંહ્યાનનુ 'કવણ ગયની દીકરી કવણ તેહનુ ગામ ?" તેમજ લોકપ્રિય દુહામા "કવણ ખટકાવે કમાડ મેડી છે ગણકાદેનની ?" મા વપરાયેલુ कवण જૂ ગુ कउण ઉપરથી આવ્યુ, એમ માનવુ વ્યાજબી નથી એ પ્રમાણે તો અપ कवणनु જૂ ગુ મા कउण થયુ, ને પછી જૂની ગુજરાતીમાજ પાછુ कवण થયુ આમ ભાષા-વિકાસના એકજ કાળમા કોઈ રૂપ વિકૃત થઇ પાછુ મૂળરૂપમા આવે તે સભવિત લાગતુ નથી

જૂની ગુજરાતીમા નીચેના શબ્દોમા મૂળ व्नो उ થયો છે બધામા વિવૃત ઑ છે પાછો अउनो જૂની ગુજરાતીમાજ अव-अव् વિવૃત ઉચ્ચાર વાસ્તે થયો એ સભવિત નથી, તેમ अउनो अव થયાના ઉદાહરણ પણ ઠીક પ્રમાણમા નથી

| | |
|---|---|
| १ धवल-धउल-ધોળ | २ (दे) छवड्डी-छउड-ઠોડ |
| ३ कवलक-कउलउ-કોળિયો | ४ गवाक्ष-गउक्ख-ગોખ |
| ५ द्रुत-द्रवड-दउड-દોડવુ | ६ सपत्नी-सवत्ती-सउक्ि-શોક્ય |
| ७ द्विअर्ध (दिवड्ढ-दिवड्ढ)-दउढ-દોઢ (હિ ड्योढ) | |

હમેશા ફેરફાર થવોજ જોઇયે એમ કહી શકાય નહી, કારણ પરિસ્થિતિ તેમ હોત તો પ્રા त्तण પ્રત્યય ગુ 'એ'વાતણ'મા, અપ प्पण પ્રત્યય 'ગાળપણ, બચપણ'મા, પ્રા त्तन પ્રત્યય શૂરાતન, પુરપાતન'મા, પ્રા અપ प्प પ્રત્યય 'મોટપ, સારપ'મા ટકી ન રૂહેત એટલે જેમ અપ तणो તેમ कवण બન્ને અવિકૃત રૂપે ચાલુ રહ્યા છે, ને ભવિષ્યમા કાયમા રૂહેશે

બીજો વાધો એ છે કે अव ઉચ્ચારણ શક્ય નથી अवમાના વનો म ઊડે, એટલે તુરત उ થવુ જોઇએ, કારણ उ+अ=च, એટલે વનો अ ઊડતા उ થવુ જોઇએ જો એમ માનિયે કે આ ઉચ્ચાર ફારસી ભાષાને આભારી છે તો ઉદાહ ણ ૨૭મા ફારસી શબ્દ दव्लत છે ત્હેનો ગુજરાતીમા 'દઉલતિ' થયો છે, તે બતાવી આપે છે કે ફારસી ઉચ્ચાર ગુજરાતીને અનુકૂળ નથી, એટલે વૂનો उ થવો જોઇયે જો વસ્તુસ્થિતિ આમ છે તો જૂની ગુજરાતીના अइ–अउ ના अय–अव, अय्–अव् ક્રમની આવશ્યકતા જણાતી નથી

ત્રીજો વાધો એ છે કે ઉદાહરણોમા બતાવ્યા પ્રમાણે જૂની ગુજરાતીમા બહુધા अइ–अउ રૂપ મળી આવે છે ત્હેનો વિવૃત ઉચ્ચાર થવામા જો अय–अव ક્રમની જરૂર હોય અને તેવા રૂપ ઉચ્ચારમા પ્રચલિત થયા હોય તો તે જરૂર મારા પ્રમાણુમા નથાયા વગર ન રહે ઉ૦ ૨૭ સવત્ ૧૬૭૯ની સાલનુ છે પછી ૧૮મા સૈકામા તો વિવૃત ઉચ્ચાર થયો છે, તો જો अव् ક્રમની જરૂર હાય તો મૂળભૂત ફારસી अवूनो अउ સ ૧૬૭૯મા શા માટે થયો તે સમઝાતુ નથી

આ કારણોથી अय–अव ક્રમ કૃત્રિમ લાગે છે વ્યાજબી ક્રમ अइ–अउ છે તે આધારે गवाक्ष શબ્દના પ્રા गवक्ख ઉપરથી જૂની ગુજરાતીમા મધ્યેગલોપ થતા પ્હેલા ખોળાનુ મતાન गवाख गवक्ख આગળ ચાલુ રહેતા ત્હેનુ गऊक्ख થયુ આ गऊख રૂપે 'ગૂખ'ને જન્મ આપ્યો ને गऊख–गउख અતે ચાલુ રહેતા છેવટે 'ગોખ' શબ્દને જન્મ આપી મૂળ રૂપ પ્રયોગલુપ્ત થયુ क पुन ના પ્રા० कोउण–कउण રૂપે અપભ્રશના कवण રૂપને જન્મ આપ્યો અપ कवण રૂપે જૂની ગુજરાતીના कउण ગદ્યરૂપને જન્મ આપ્યો આ कउण રૂપે 'કુણ' ને પછી 'કોણ' ને જન્મ આપ્યો ઉત્તરાવસ્થામા कवण વાઝિયુ રહ્યુ નથી, તેમ 'કોણ' તે ત્હેનો પુત્ર નહી, પણ પૌત્ર कवण ઉપરથી कवणनो જન્મ થયો ને વૃદ્ધ થવા છતા ત્હેની જરૂરને

લીધે તે ઠેઠ ટકી રહ્યું છે ...ડે જનદરુ યક્રિમએ ટયણુ પગાઇ આમ' (હલામાતૃ-ન ૪૯) નીચેના વંશવૃક્ષ ઉપરથી આ બાબત વિશેષ સ્પષ્ટ થશે




અઇ-અઉમાંથી સંવૃત ઐ-ઔ તથા વિવૃત એ-ઓ થયા ૨૫૨

ભાર अ ઉપર પડે તો વિવૃત ઉચ્ચાર થાય ને इ-उ ઉપર પડે તો સંવૃત ઉચ્ચાર થાય, એ ધોરણ વ્યાજબી લાગે છે ડો ટેસીટોરી સંવૃત ઉચ્ચારને વાસ્તે अय-अव થવાજ જોઇયે, એમ માને છે, તે વ્યાજબી લાગતુ નથી તેમ મુ નરસિંહરાવભાઇનો વિવૃત ઉચ્ચાર વાસ્તે अय-अव થવા જોઇયે, એ ક્રમ પણ ઠીક લાગતો નથી

ઉદા

१ ' મેનત્રી જાઇ જૂહી વેઉલ બઉલ શ્રીદમણા મરૂઆ "
(સદર્ભ ૧૫૦-૧૨)

२ 'દિન પ્રતિ એક બીજઉરઉ આણી આપનઉ " ( ,
૧૬૫-૨૨)

३ "હરસઉરા ચિત્રઉડા, નાગઉરા, આણંદઉરા." ( ,,
૧૫૫-૧૭)

४ "નીનઉ પટઉલઉ પહિરી " ( ,, ૧૦૬-૨૦)

(૧) મોગ(મરેલી), (૨) બાજોરૂ (૩) હરસોગ, ચિતોડા, નાગોર, (૪) પટોળુ-શબ્દોમા વિવૃત ઉચ્ચાર નથી, પણ સંવૃત છે તે 'અઉ'ના 'ઉ' ઉપર પડતા સ્વરભારને લીધે આ યો છે પ્રાકૃતમા मयूर-मोर, लवण-लउण-लोण, बदर-बउर-बोर એ રીતે થયા આ પ્રમાણે સ્વરભાર નિયામક તત્ત્વ છે, બાકી સંવૃત ને વિવૃત ઉચ્ચાર બન્ને अइ-अउ ઉપરથી આવે, તે સભવિત છે

સપ્રમારણ અને પ્રતિસંપ્રસારણ સબધી મુ નરસિંહરાવભાઇ તથા ડો ભાણ્ડારકરનુ શુ કહેવુ છે તે જોઇયે અનુક્રમે નોંધ કરીશુ

The genesis of प्रतिसंप्रसारण may be this, when the इ-उ find themselves in a subordinate position they seek, as it were, some support for self-

